શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાળા ગ્રંથાંક ૧૦૭ મો

# સ્તવન સંગ્રહ

## (દેવવંદન સહિત)

રચયિતા,
શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ કવિરત્ન
**શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી.**

**શ્રી સાણંદ-ગોધાવીના** સંભાવિત ગ્રહસ્થોની સહાયથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,
શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ
**હા. વકીલ મોહનલાલ હિમચંદ-પાદરા.**

પ્રથમાવૃત્તિ પ્રતિ ૧૨૫૦.

વિ. સં. ૧૯૮૨. વીર સં. ૨૪૫૧. સન ૧૯૨૬.

કિંમત રૂ. ૦—૧૦—૦.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૨૮૫૬

ગ્રંથ મળવાનું ઠેકાણું—

વકીલ. મોહનલાલ હિમચંદ—પાદરા.

ગાંધી. આત્મારામ ખેમચંદ—સાણંદ.

અમદાવાદઃ—

શ્રી "પ્રજાહિતાર્થ મુદ્રણાલય" પ્રેસમાં પટેલ સોમાભાઇ દલપતરામે

છાપ્યું. ઠે. શાહપુર નવી પોળ—અમદાવાદ.



# નિવેદન.

શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ તરફથી પ્રસિદ્ધ થતી શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિ ગ્રંથમાળા ગ્રંથાંક ૧૦૭ તરીકે આ સ્તવન સંગ્રહ (દેવવંદન સહિત) ગ્રંથ પ્રગટ કરી જ્ઞાન રૂચિ વાંચકોના કરકમળમાં મુકતાં હર્ષ ઉપજે છે.

અધ્યાત્મજ્ઞાન ચિન્તનમાંજ લીન રહેવા છતાં વ્યવહાર અને આચાર પ્રતિ પૂર્ણ કાળજીવાળા, સાહિત્ય રત્નાકર, યોગનિષ્ઠ સદ્ગત યોગીરાજ આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજીના નામથી જૈન તેમજ જૈનેતર કોમમાં ભાગ્યેજ કોઇ અજ્ઞાત હશે.

જેમની સંસ્કારી ઉપકારી જ્ઞાન નિર્ઝર કલમે શતાધિક ગ્રંથો અધ્યાત્મ, અષ્ટાંગયોગ, તત્વજ્ઞાન, ઉપનિષદ્, આદિ ગહન વિષયોપર સંસ્કૃત પ્રાકૃત હિન્દી ગુર્જર ભાષામાં ગદ્ય પદ્યમાં લખી પોતાની પાછળ વારસારૂપે આપણને આપી ગયા છે, એવા કેવળ જ્ઞાન સાગરના હંસ સમાન શ્રીમદ્ની ઉચ્ચ જ્ઞાનના સંસ્કારવાળી કલમથી જ આ ગ્રંથ પણ આલેખાયેલો હોવાથી તેના ઉપયોગીપણા માટે શું કહેવું ! આ ગ્રંથમાં દેવવંદન પ્રથમાવૃત્તિનું વક્તવ્ય દાખલ કરવામાં આવેલ છે પૂજ્યઆચાર્ય શ્રીની કસાયેલી કલમથી લખાએલ છે જે વિચારવાયોગ્ય હોવાથી આ ગ્રંથમાં દાખલ કરવામાં આવેલ છે ૧૯૭૮ ની સાલમાં આ ગ્રંથમાંનો કેટલોક ભાગ છપાયલો. તે પણ અત્યારેતો અલભ્ય છે. તેથી તેમાં બીજાં ઉંચી અધ્યાત્મદશાનાં સ્તવનો સ્તુતિઓ થોયો વિગેરે ભક્તિવૈરાગ્ય તથા પ્રભુપ્રેમના સુંદર ઝરણા ઉમેરી લેવામાં આવ્યાં છે. કેટલાંક ભિન્ન ભિન્ન પુસ્તકોમાં આમાંનાં કેટલાંક સ્તવનો વિગેરે છપાયલાં વિખરાયલાં મૌક્તિક જેવાં પડેલાં તે બધાં એકત્ર કરવાથી વાંચકોને ભિન્ન ભિન્ન સ્થળે તે શોધવાં નહીં પડે.

આમાંનાં સ્તવનો વિગેરેનો પરિચય કરાવવાનું કામ તો સદ્ગત ગુરૂદેવના શિષ્યરત્ન શ્રી કીર્તિસાગરજીએ પ્રસ્તાવનામાંજ કર્યું હોવાથી

અત્રે તે સંબંધી ઉલ્લેખ અસ્થાને જ ગણાય. છતાંએ વાંચકોને એટલું તો કહી દેવા વિના નથીજ ચાલતુ કે જો અધ્યાત્મજ્ઞાનપર, શુદ્ધક્રિયાપર, પ્રભુભક્તિ અને વૈરાગ્યપર પ્રેમભાવ હોય તો તેવા ભવ્યાત્માને તો આ સ્તવન સંગ્રહ અમૃતથી પણ અધિક મિષ્ટ અને ઉપકારી થઇ પડશેજ.

દેવવંદનની પવિત્રક્રિયામાં આપણે જે જે વિધિ કરીએ છીએ તથા જે જે સ્તવનો સ્તુતિઓ ચૈત્યવંદનો કહીએ છીએ તે તમામ આમાં ક્રિયાવિધિ સહિત વિસ્તારપૂર્વક આપવામાં આવ્યાં છે. વળી વિશેષમાં આમાં **શ્રીમદ્ આનંદઘનજી શ્રી ચિદાનંદજી શ્રી દેવચંદ્રજી. શ્રી પદ્મવિજયજી** આદિ પૂર્વ પુરૂષોના જ્ઞાનનાં ઝલકારા તથા આત્મજ્ઞાનની છાંટય જણાશે તો ખપી જીવોએ અવશ્ય આ ગ્રંથનો ભક્તિભાવપૂર્વક ઉપયોગ કરવામાં પ્રમાદ ન કરવો ઘટે.

આ મંડળ પાસે સ્થાયી ફંડ હતું નહી ને છે પણ નહીં. માત્ર ગુરૂભક્ત જ્ઞાન રૂચિવંત ઉદાર બંધુઓ અને બહેનોની ઉદારતાએજ આ માળા નિભાવી છે. તેવી જ રીતે ભવિષ્યમાં પણ નિભાવવા વિનવી આ ગ્રંથ સૌના કલ્યાણને અર્થે હો એમ ઇચ્છી વિરમીએ છીએ આ ગ્રંથના પ્રુફ સુધારવા માટે **પ્રસિદ્ધવક્તા આચાર્ય શ્રી અજીતસાગરસુરિજીએ** તેમજ સંઘવી કેશવલાલ નાગજીએ ઘણીજ ઉપયોગી સહાય કરી છે. જેમનો અંતઃકરણપૂર્વક આભાર માની વિરમીએ છીએ. **ૐ શ્રી ગુરવે નમઃ શાંતિઃ ૩**

| | |
|---|---|
| **સાણંદ.** | શ્રી અધ્યાત્મકજ્ઞાનપ્રસારકમંડળ. |
| સં. ૧૯૮૧ના આસો સુદિ ૨ | **હા. ગાંધી આત્મારામ ખેમચંદ.** |




આ ગ્રંથ છપાવવામાં જ્ઞાનપર રૂચિવાળા સજ્જન બંધુઓએ નીચે પ્રમાણે મદદ ઉદાર ભાવે આપી છે. તે માટે તેઓ સર્વેનો આ સ્થળે ખાસ આભાર માનવામાં આવે છે. પોતાની સકમાઇની લક્ષ્મીનો સદુપયોગ જ્ઞાનમાર્ગે કરવો એ પ્રસંશનીય છે તેમજ અનુકરણીય છે.

રૂ. ૨૫૦) શેઠ અમૃતલાલ કેવળદાસ.
હા. શા. કેશવલાલ હેમચંદ. મુ. ગોધાવી.

રૂ. ૧૦૧) શા. કાળીદાસ ડુંગરશીભાઇના સ્મરણાર્થે તેમના સુપુત્રો શા. મફતલાલ કાળીદાસ વગેરે.
મુ. ગોરજ હાલ સાણંદ.

રૂ. ૫૧) બાઇ. મણિ. શા. મફતલાલ કાળીદાસની પત્નીના સ્મરણાર્થે મુ. ગોરજ. હાલ સાણંદ.

ઉપરની વિગતે આ ગ્રંથ છપાવવામાં સહાય મળી છે. ગોધાવીના શેઠ. અમરતલાલ કેવળદાસ તેમજ સાણંદના રહીશ શા. મફત-લાલ કાલીદાસે. પૂજ્ય ગુરૂશ્રીને આ ગ્રંથમાં સહાય આપવાનું જણા-વીને આ ગ્રંથ છપાવવાની શરૂઆત કરાવી હતી. જે માટે પુનઃ પુનઃ તે-ઓનો મંડળ તરફથી આભાર માની વિરમીએ છીએ અને ભવિષ્યમાં તેઓ મંડળના કાર્યમાં પોતાનો યથાશક્તિ કીંમતી ફાળો આપશે એમ ઇચ્છીએ છીએ. ॐ श्रीं गुरवे नमः शांति: ३

સાણંદ. સં. ૧૯૮૧ના આસો વદિ ૨ } શ્રી. અધ્યાત્મજ્ઞાનપ્રસારકમંડળ તરફથી.
હા. આત્મારામ ખેમચંદ.

ॐ अर्हं नमः

ॐ ह्रीँ श्रीँ जैनाचार्य बुद्धिसागर सूरीश्वर गुरुभ्यो नमः

# પ્રસ્તાવના.

પ્રસ્તાવના લખવાના બે હેતુ હોય છે. ૧ લેખકનું પિછાન કરાવવું તથા ગ્રંથમાંની વસ્તુની વિશિષ્ટતાનું દર્શન કરાવવું.

આ ગ્રંથ સ્તવન સંગ્રહના રચયિતા **જૈન જૈનેતર વર્ગ સુપ્રસિદ્ધ વિદ્વન્ મુકુટમણિ, અધ્યાત્મજ્ઞાનની પ્રતિમાસમા. ષડ્દર્શન વેત્તા, કવિકુલભૂષણ, મહાન્ પ્રવર. શતાધિક મહાગ્રંથ પ્રણેતા. આદર્શ-તત્ત્વજ્ઞ. તથા સકલશાસ્ત્ર પારંગત, આચાર્ય મહારાજ શ્રીમદ્ ૧૦૦૮ શ્રી બુદ્ધિસાગર સુરીશ્વરજી** છે. જેમના નામથી ભાગ્યેજ કોઈ અજ્ઞાત હોય. એમનો પરિચય કરાવવો પડે તેમ નથીજ.

એકંદર આ ગ્રંથમાંની વસ્તુ વ્યવહાર અને નિશ્ચયથી ઉત્તમ હોઈ તેના અભ્યાસીને નિર્જરામાં કારણભૂત થઈ શાશ્વત સુખ નિમિત્ત રૂપ થાય તેવી હોવાથી તે વાચકોના આત્મકલ્યાણના અર્થે હો એમ ઇચ્છાય છે.

યોગનિષ્ઠ અધ્યાત્મયોગી કેવલ આત્મરમણતામાં લક્ષ્ય આપી તેમાંજ મગ્ન બને અને ઉપદેશ દ્વારા તેમજ લખાણ દ્વારા જગતનો ઉદ્ધાર ન કરે તો તે યોગી મહાત્મા સંસાર સમુદ્રમાં પત્રોપમા પ્રાપ્ત કરી પોતાનાજ પનોતા આત્માને તારે જગતને તારી શકે નહિ. પરંતુ જે યોગનિષ્ઠ અધ્યાત્મયોગી આત્મરમણતાપૂર્વક ઉપદેશામૃતનું સિંચન કરી જગ જીવોને સ્વયોગ્ય કાર્યોમાં તથા આત્મવિકાસમાં ઉત્સાહિત બનાવી પ્રયત્નશીલ કરી કસાયેલ લેખિની દ્વારા ગ્રન્થોની રચના કરી ધર્મ ધન અર્પી નિશ્ચિંત બનાવે છે તે મહાત્મા જ્ઞાનયોગી હોઈ **भवजलनिधिपोतः** (સ્ટીમર) ની ઉપમા પ્રાપ્ત કરે છે.

જગતના જીવોને મૃગતૃષ્ણા સદૃશ સાંસારિક વિષયસુખોમાં લુબ્ધ થએલ દેખી વિવિધ લાલસાઓને પૂર્ણ કરવા તનતોડ શ્રમને કરતા જાણી

અને સુખ ન પ્રાપ્ત થતાં વિવિધ વેદના ભોગવતા વિચારી તેઓનો ઉદ્ધાર કરવા જ્ઞાનયોગી કર્મયોગી મહાત્માઓ અવશ્ય પ્રયત્ન કરે છે.

મનુષ્ય પોતાનું સ્વરૂપ ભૂલી અનિત્યમાં નિત્ય અજ્ઞાનમાં જ્ઞાન અશુચિ પદાર્થોમાં શુચિતા જાણી અહોનિશ શ્રમ ઉઠાવતા રહે તો તે દુઃખી થાય એમાં શું આશ્ચર્ય ?

મિથ્યાત્વ–અવિરતિ–કષાય–યોગાદિ આશ્રવના બંધે બંધાતા પ્રાણીઓને નિરખી જગદ્દિવાકર અધ્યાત્મયોગી–કર્મયોગી શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વર ગુરૂરાજે કર્મના બંધમાંથી મુક્ત કરવા માટે ૧૦૮ એકસોને આઠ તથા તદુપરાંત ગ્રન્થોની રચના કરી પોતાની ફરજ બજાવી છે.

અનાદિકાલથી અષ્ટકર્મો ગ્રહી મલીન બનેલ આત્માને પરમાત્મરૂપ બનવા આ ગ્રન્થમાં ઉપાયો દર્શાવ્યા છે.

વિષય કષાયો જીતી મૈત્ર્યાદિ ભાવના ભાવી મમતાનો ત્યાગ કરી મનુષ્યે આત્મવિકાસમાં આગળ ધપવા પ્રયત્નશીલ બનવું તે આ ગ્રન્થનો ઉદ્દેશ છે.

તમારા આત્મામાં અનંત શક્તિ તિરોભાવે રહેલ છે તેનો આવિર્ભાવ કરી પરમાત્મરૂપે બનો. પૂર્ણ વિશ્વાસ રાખી આવતા વિઘ્નોને દૂર હઠાવો આમ પ્રતિબોધતા આત્મરમણતામાં મગ્ન બની ઇન્દ્રિયાતીત સુખ સાગરમાં ઝીલતા યોગનિષ્ઠ સૂરીશ્વરે સાંસારિક જડ સુખમાં મશગુલ બનેલ ભવ્યોને નિહાળી તે સુખને દૂર કરવા અને આત્મિકસુખનો અનુભવ કરવા અજીતનાથ પ્રભુના ચૈત્યવંદનમાં ઉપદેશ આપેલ છે.

**જડ પરિણામી યત્નથી–જડ સાથે છે બંધ;**
**શુદ્ધાત્મિક પારણામના–પુરૂષાર્થે નહિ બંધ.**

જેમ જેમ વિષયરૂપ જડ સુખમાં પરિણામનો યત્ન થાય છે. તેમ તેમ પ્રાણીઓ જડ પદાર્થો સાથે બંધાઇ રાગદ્વેષ કરી પોતાના આત્મામાં કર્મનો બંધ કરે છે. પરંતુ જ્યારે આ જીવ દુઃખોનો અનુભવ કરી સત્યાસત્યનો વિચાર કરી વિવેકી બની જડ પરિણામના યત્નને દૂર કરી શુદ્ધ આત્મિક પરિણામમાં આવે છે ત્યારે કર્મના બંધે બંધાતો નથી.

આત્માને પરમાત્મ સ્વરૂપે કરવા જીનેશ્વર ભગવાને અસંખ્યયોગો જણાવેલ છે. સર્વ યોગો સમતાભાવમાં ( સમઉપયોગમાં ) મળે છે અપેક્ષાથી ભિન્ન ભિન્ન સમજાય છે. આમ સમજાવતાં ગુરૂરાજ ઉપદેશામૃતનું સિંચન કરતાં કહે છે કે—

**આતમને પરમાતમ કરવા અસંખ્ય યોગો ભિન્ન છે;**
**સમ ઉપયોગે સર્વે મળતાં સાપેક્ષાથી અભિન્ન છે.**

અનુભવપૂર્વક એક આત્માને જાણ્યે સર્વ જગત જણાય છે તેમ સમ:ઉપયોગનો અનુભવ કર્યે અસંખ્ય યોગો સ્વયં અનુભવાય છે **एगं जाणेइ सो सव्वं जाणेइ** એક જૈનધર્મમાં સર્વ ધર્મોનો સમાવેશ થાય છે. જૈનધર્મ અનુભવપૂર્વક જાણ્યે સર્વ ધર્મોની માહિતી મળે છે.

આગળ જણાવતાં કહે છે કે આત્મજ્ઞાન સર્વજ્ઞાનમાં પ્રધાન છે આ જ્ઞાનથીજ ભવ્ય પ્રાણીઓ ઘાતી કર્મોનો નાશ કરી અલ્પ સમયમાં કૈવલ્ય જ્ઞાન મેળવે છે. આત્મજ્ઞાની દ્રવ્યક્ષેત્ર કાલભાવ પ્રમાણે વર્તી સ્વ-પરનો ઉદ્ધાર કરે છે. બુદ્ધિવાદીઓના હૃદયમાં પ્રાય: કંકાસ–વૈર–ભય ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. માટે આત્મજ્ઞાન અવશ્ય આદરણીય છે.

આત્મજ્ઞાની બાહ્યના આડંબર–ઘટાટોપ બતાવવામાં મન દેતા નથી. ગુણો વિના બાહ્યાડંબર સંસાર રક્ત બનાવી વિવિધ વેદનાઓ આપે છે ભવભીરુ ભવ્યાત્મા ગુણો પ્રાપ્ત કરવા સદા પ્રયત્નશીલ હોય છે. તથા પ્રભુની સેવા ભક્તિથી ભવ્યો પોતાના આત્માને પ્રભુના ગુણોમાં રક્ત બનાવી પ્રભુમય જીવનના લ્હાવા લેછે આઠ કર્મોના પડદા દૂર કરી પ્રભુ-બને છે. આવતા કર્મો રોકી સંવરભાવમાં આવી દુ:ખદાયી સંસારવાસનામાં વસતા નથી. આમ જણાવતા સૂરીશ્વરજી ભક્તિરસમાં ઝીલતાને ભવ્ય હંસોને ઝીલાવતાં કથે છે કે—

**નવધાભક્તિમાં પ્રભુ–પ્રગટપણે પરખાતા;**
**આઠ કર્મ પડદા હઠે સ્વયં પ્રભુ સમજાતા.**

પ્રભુ દેખતાં દેખવાનું બાકી રહેતું નથી પ્રભુને ધ્યાવતાં દેહ છતાં પણ મુક્તિ મળે છે માટે ચિત્તવૃત્તિનો નિરોધ કરી ભક્તિમાં એકતાનતા પ્રાપ્ત કરવી જોઇએ.

અસંખ્ય સૂર્યો તથા ચંદ્રમાથી પણ અતીવ પ્રકાશમય જીનેશ્વર પરમાત્માની સેવા શુદ્ધ પ્રેમ જ્ઞાનથી ભવ્યજનો કરી મોહ દશાને દૂર કરે છે

પ્રભુની સેવા ભક્તિમાં વિષય કષાય હોતા નથી તો વૈર–ઝેર કંકાસ ઝગડા મારામારી વિગેરે બદીઓ ક્યાંથી રહેવા પામે!

આર્ત રૌદ્રના વિચારો કરી પ્રાણીઓને સંકટમાં ધકેલતા બાળ જીવો પર કરૂણાભાવ લાવી ગુરૂરાજ કહે છે કે—

**આર્ત રૌદ્રને વારીને-મન નિર્મલ કરવું;**
**એવી પ્રભુની પૂજના-એહ ધ્યાન છે ધરવું.**

કંકાસ–ઝગડા–નિન્દા વિકથામાં પ્રભુની સેવા ભક્તિ માનનાર જીવની બાલીશતા બહાર આવે છે. અને જ્ઞાતિ સમાજને દુઃખદાયક તે બાલજીવ અધોગતિ મેળવે છે. સ્વપરનું શ્રેયઃ કરવા સમર્થ બનતો નથી.

પ્રભુના ગુણોમાં રમણતા કરવી તે સાચી પૂજા ભક્તિ કથાય છે. તથા અનંત જ્ઞાનમય આત્માને ભૂલી જડમાં ધર્મ માનનાર જડવાદીઓને આત્મજ્ઞાની ગુરૂરાજ પ્રતિબોધે છે.

**ચિદાનંદ ધર્મજ ખરો એ-ધર્મ ન તે જડ માંહિ;**
**આત્મા વણ જડ વિષયમાં-મળે ન આનંદ ક્યાંયે.**

આત્માનો ધર્મ સમ્યગ્દર્શન જ્ઞાનચારિત્રરૂપ છે તે જડ વસ્તુઓમાં ક્યાંથી મળે. જડમાં રાચીમાચી રહેતાં જીવો આત્મધર્મને ભૂલી જડ બને છે. માટે આત્મધર્મના વિકાસમાં કટીબદ્ધ બનવું તે મનુષ્યનું આવશ્યક કાર્ય છે આર્તરૌદ્ર ધ્યાનના વિચારો કરી વિભાવ દશામાં આવી કેટલાએક કરૂણાસ્પદ જીવો રાજ્યના સુખથી–લક્ષ્મીના લોભથી અને કામથી શાંતિ મેળવવા ઇચ્છે છે તેઓ પ્રતિ શાસ્ત્રવિશારદ સૂરીશ્વરજી કહે છે કે

**શાંતિ મળે નહીં લક્ષ્મીથી–નહીં રાજ્યના ભોગે;**
**શાંતિ મળે નહીં કામથી–બાહ્ય સત્તા પ્રયોગે.**
**શાંતિ ન રાગદ્વેષથી-સહુ વિષયને વામે;**
**શાંતિ જીનેશ્વર ભાખતા–શાંતિ આતમ ઠામે.**

ધનાદિ બાહ્ય પદાર્થોની મમતા દૂરે કરી જ્ઞાનક્રિયાનો મદ ત્યાગી નામ રૂપાદિ વાસનાનો નાશ કરી જ્યારે આ જીવ સ્વભાવમાં આવે છે ત્યારે સત્ય શાંતિનો અનુભવ તેને આવે છે.

આત્માના ઉપયોગ વિના ભણેલ જ્ઞાન અભિમાન ઉત્પન્ન કરે છે. અને કરેલ ક્રિયાઓ જાડ્ય ( જડતા ) લાવે છે માટે કરૂણાનિધિ સૂરીશ્વરજી કહે છે કે, આત્માના ઉપયોગ પૂર્વક જ્ઞાનક્રિયા સેવવાથી અલ્પ સમયમાં ભવ્યો મુક્ત બને છે.

આતમના ઉપયોગથી–રાગદ્વેષ ન હોય;
સર્વ કાર્ય કરતાં થકાં–કર્મબંધ નહિ જોય.

શુભાશુભ પરિણામને પરિહરી સ્થિરતારૂપ ચારિત્ર પાળવામાં પરાયણ થઇ આત્મા સ્વોપયોગમાં રમણતા કરે છે ત્યારે રાગદ્વેષરૂપ કર્મોથી બંધાતો નથી અને જીવન મુક્ત બને છે. તથા આસક્તિ વિના સ્વયોગ્ય કાર્યો કરતા ભવ્યો સાંસારિક ફલની સ્પૃહા નહી હોવાથી કર્મો કરે છે છતાં અક્રિય કહેવાય છે અને સ્વોપયોગમાં હોવાથી પ્રભુ બનવા સમર્થ બને છે.

આસક્તિવણ કર્મો કરતાં–આતમ નહીં બંધાયજી;
કરે ક્રિયા પણ અક્રિય પોતે–ઉપયોગે પ્રભુનાથજી.

આત્મના ઉપયોગમાં શુભાશુભ ભાવનારૂપ રાગદ્વેષની મારામારી મરી જાય છે મૈત્રી પ્રમોદ કારૂણ્ય માધ્યસ્થ્યાદિ ભાવનાઓથી ભાવિત બની ભવ્યો પ્રભુમય જીવનના લ્હાવા લે છે.

હઠયોગમાંજ મોક્ષનું સાધન સમજેલા મુમુક્ષુને સૂરીશ્વરજી પ્રતિબોધે છે કે,

રાજયોગ ચારિત્રમાં–શુદ્ધ ઉપયોગ સમતા;
મનવચકાયની ગુપ્તિથી–પરમાત્મ રમણતા.

હઠયોગથી શરીરની શુદ્ધિ થાય છે મનની કે આત્માની શુદ્ધિ કરવા તે સમર્થ નથી. પરંતુ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ રાજયોગ ચારિત્રથી શુદ્ધોપયોગમાં રમણતા થાય છે અને સમતા પ્રાપ્ત કરાય છે માટે રાજયોગ પ્રાપ્તિમાં અહોનીશ પરાયણ બનવું તે શ્રેયસ્કર છે. તથા નેમિનાથ પ્રભુના સ્તવનમાં જ્ઞાની ગુરૂરાજ પ્રતિબોધે છે કેઃ—

ચઉ નિક્ષેપે ધ્યાવતાં–સાત નયે કરી જ્ઞાન;
નિજ આતમ અરિહંતપણું જલદીવરે–ટાળી મોહનું તાન.

મોહભાવને દૂર હઠાવી ચાર નિક્ષેપા અને સાત નયે કરી સ્વાત્માને જ્ઞાનપૂર્વક ભાવતો પ્રાણી અરિહંત પદને વરે છે.

શાતા અશાતાને સમભાવે વેદતો પ્રાણી જે જે અંશે મુક્ત બને છે તે તે અપેક્ષાએ પોતાના આત્મામાં મુક્તિ મેળવે છે.

પ્રશસ્ત કષાયોથી પુણ્ય બંધાય છે અને શુદ્ધ પરિણામમાં મુક્તિ રહેલ છે. માટે જે મનુષ્યને જેની ઇચ્છા હોય તે તે સ્વયોગ્ય કાર્યોમાં લક્ષ્ય આપી આવેલો અમૂલ્ય અવસર ગુમાવવો જોઇએ નહીં

આ ગ્રન્થમાં ગુંથેલ સ્તુતિ સ્તવનોમાં દ્રવ્યાનુયોગના તથા આત્મજ્ઞાનના તેમજ ભક્તિરસના ઝરણાઓમાં ઝીલતા ભવ્ય હંસો ન્યાયાંભોધિ-વાચક–અધ્યાત્મયોગી–યશોવિજયજી મહારાજ તથા આત્મનિષ્ઠ મહાયોગી આનંદ ઘનજી મહારાજ તેમજ દ્રવ્યાનુયોગી દેવચંદ્રજી મહારાજને સ્મૃતિ પથમાં લાવે તેમાં આશ્ચર્ય શું.

આચાર્ય બુદ્ધિસાગર સૂરીશ્વર ગુરૂરાજે રચેલ આ સ્તુતિઓ તથા સ્તવનોમાં દ્રવ્યાનુયોગ તથા આધ્યાત્મિકયોગ પ્રધાનપણે છે. તેથી તે યોગના રુચિવાળા ભવ્યોને આ દેવવંદન સ્તુતિ સ્તવન ગ્રન્થ ઘણો ઉપયોગી થશે. ભક્તિયોગવાળા ભવ્યોને સંપૂર્ણ ભક્તિરસનું આ ગ્રન્થ પાન કરાવે છે. માટે દરેક ભવભીરુ ભવ્યાત્માઓએ સ્તુતિ–સ્તવનો કંઠે કરી મનન નિદિધ્યાસન કરી શાંતરસનું પાન કરવા પ્રમાદ કરવો જોઈએ નહિ– આ ગ્રન્થનું એક પણ સ્તવન તથા સ્તોત્ર આત્માની શુદ્ધિ માટે બસ છે. તથા ॐ अर्हं મથાળા વાળા સ્તોત્રો શારીરિક વ્યાધીઓ નષ્ટ કરી શાંતિ અર્પે એમ છે અધિક પ્રશંસા કરવાથી કિં !

આ ગ્રન્થ સ્વયં પોતાની સુગંધ પ્રસારી આત્મજ્ઞાન રૂપ મકરંદની ઇચ્છાવાળા ભવ્ય ભ્રમર ને આકર્ષે છે અને આકર્ષશે આ લખાણમાં વીતરાગ પ્રવચન વિરૂદ્ધ યત્ કિંચિત્ ભૂલે ચૂકે આલેખાયું હોય તો તેને માટે માફી માગવામાં આવે છે किं बहुना

ॐ अर्हं महावीर शान्तिः ३

મુ. પ્રાંતીજ—ભાદ્રપદ બહુલ દ્વિતીયા.

સદ્ગુરૂ શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરનો–
ચરણકમલ સેવક કીર્તિસાગર.

# પ્રથમાઆવૃત્તિનું વક્તવ્ય.

## ॐ अर्हंमहावीरायनमः

શ્રી "દેવવંદન સ્તુતિ સ્તવન સંગ્રહ" એવું આ પુસ્તકનું નામ પાડયું છે. સાણંદના શેઠ. ઉમેદ મહેતાના સુપુત્રો–ત્રિભોવનદાસ તથા ચુનીલાલ તથા પૌત્ર, શા. દલસુખભાઇ ગોવિંદની પ્રેરણાથી સં. ૧૯૭૭ માં સાણંદમાં ચોમાસું કર્યું હતું ત્યારે દેવવંદન 'સ્તુતિ' પૂજાઓની રચના કરવાનો પ્રારંભ કર્યો હતો. દેવવંદન અને સ્તુતિયોનો વૃન્દ ખાસ સાણંદમાં રચાયો છે, તથા બીજનું સ્તવન ત્યાંથી આરંભીને વર્ધમાન તપ ઓળી સ્તવન સુધીનો સ્તવન ભાગ પણ સાણંદમાં રચાયેલ છે. પહેલી ચોવીશી. સં. ૧૯૬૪ ના માણસાના ચોમાસામાં આષાઢ માસમાં રચાઇ છે અને બીજી ચોવીશી. સં ૧૯૬૫ ની સાલમાં ડભોઇમાં **શ્રીમદ્ ઉપાધ્યાય યશોવિજયની** દેરીમાં ફાલ્ગુન પૂર્ણિમાને દિન રચેલી છે. આ બે ચોવીશીઓ પહેલાં **સાણંદ જૈનોદય બુદ્ધિસાગર સમાજ** તરફથી છપાઇ હતી છતાં સ્તવનોનો ઉપયોગ વિશેષ પ્રમાણમાં થાય અને પુસ્તક ભેગી જળવાઇ રહે એમ જાણી આ પુસ્તકમાં દાખલ કરવામાં આવી છે. પાછળનાં બે સ્તવનો મેસાણામાં હાલના ચાતુર્માસમાં રચાયેલાં છે. વિવિધ રુચિવાળા જીવો છે. સર્વ જીવોની ભિન્ન ભિન્ન રુચિ છે. ભક્તિનાં સ્તવનો પૈકી જેને જેવો અધિકાર હોય છે તેને તેવું સ્તવન રુચે છે. સ્તવનો પૈકી કેટલાંક અન્યની રુચિની પ્રેરણાનુસારે રચાયલાં છે અને કેટલાંક સ્વાનુભવ ઉદ્‌ગારાવેશથી રચેલ છે. પૂર્વ મુનિવરોએ દેવવંદન સ્તુતિ સ્તવનો વગેરેની રચના કરી છે અને તે સારી છે તો નવીન દેવવંદનાદિની રચના કરવાની શી જરૂર હતી? એમ કેટલાક પ્રાચીન પ્રિયવાદીઓ તરફથી કહેવામાં આવે તેના ઉત્તરમાં જણાવવાનું કે–મનુષ્યો સર્વે કંઇ પ્રાચીન પ્રિય નથી. તથા સર્વે કંઇ વર્તમાન પ્રિય નથી. સર્વ મનુષ્યોની ભિન્ન ભિન્ન રૂચિ છે તેથી ભૂતમાં અને વર્તમાનમાં ગમે તેવાં સ્તવનો વગેરેની રચના કરેલી હોય છે અગર કરાય છે તોપણ તે તેઓ પોતાના યોગ્ય સ્તવનને પસંદ કરે છે, કોઇને દ્રવ્યાનુયોગનાં સ્તવનો રૂચે છે, કોઇને સ્વામીસેવક ભાવનાં અને તેમાં પણ અત્યંત પશ્ચાતાપ કરવામાં આવ્યો હોય એવાં સ્તવનો રૂચે છે. કોઇને પ્રભુના બાહ્ય અતિશયવાળાં સ્તવનો રૂચે છે. કોઇને આંતર અતિશયવાળાં

સ્તવનો રૂચે છે. એમ ભિન્ન ભિન્ન દશાવાળા જીવોને ભિન્ન ભિન્ન સ્તવનો રૂચે છે અને તે સ્વદશાએ પસંદ કરે છે એમ તેમની સ્વરૂચિ સ્વતંત્રતા છે. તે કોઇનાથી છીનવી લેવાય તેમ નથી. જેને જેમાં રસ પડે તે તે સ્તવનો વગેરેથી પ્રભુની ભક્તિ કરીને આત્માની શુદ્ધિ કરે. બાલ મધ્યમ અને જ્ઞાની એમ ત્રણ્ય પ્રકારના જીવો હોય છે. એક મનુષ્યમાં ત્રણ દશાઓ પ્રગટે છે. બાલકાલમાં જે સ્તવનો રૂચે છે તે મધ્યમ દશામાં રૂચતાં નથી અને મધ્યમ દશામાં જે રૂચે છે તે જ્ઞાની દશામાં રૂચતાં નથી. કોઇને ભાવમુખ્ય સ્તવનો રૂચે છે. કોઇને સાહિત્ય કલાવિધાન દૃષ્ટિવાળાં સ્તવનો રૂચે છે. કોઇને આત્મજ્ઞાન ગર્ભિત સ્તવનો રૂચે છે. તેથી સ્તવનો અમુક રીતિ કલાએજ રચાયેલાં હોવાં જોઇએ એવો સાર્વદેશીય નિયમ સિદ્ધ થતો નથી, કારણ કે તેમાં રૂચિભાવની મુખ્યતા છે અને તેવી સ્વતંત્રતાપર કોઇનાથી સાહિત્ય વિષયક કાયદાઓને ઘડીને અંકુશ મૂકી શકાતો નથી. લઘુ બાલકના અવ્યક્ત શબ્દો—કાલાઘેલા શબ્દો પણ તેના માબાપને પ્રિય લાગે છે. પોતાને જે પ્રિય ન લાગતાં હોય એવાં સ્તવનો વગેરે અવશ્ય અન્યોને પ્રિય લાગે છે અને તેવી તેઓની ભાવના ખીલે છે તેથી ત્યાં અમુક નિયમ કલાવિધાન કાયદાઓની પરતંત્રતાને કોઇ કરે નહિ. સત્ય રહસ્ય તો એ છે કે જેને જે રૂચે તે ગ્રહે, અને ન રૂચે તેનું ખંડન ન કરે. ભક્તિવિષય સ્તવનોથી આત્માની અશુદ્ધિ તો થતી નથી તેથી તેના ખંડનની માથાકૂટમાં પડવાની જરૂર રહેતી નથી. સ્તવનો વગેરે કર્તાનું હૃદય છે. ઉદ્‌ગારવાળાં સ્તવનો વગેરેમાં તેના રચયિતાની દશાનું પ્રતિબિંબ પડયા વિના રહેતું નથી. સમાન દશાવાળાને સ્વહૃદય ભાવ સરખાં સ્તવનો રૂચે છે તેથી અમુક સારૂં વા અમુક નરસું કહેવાનો સાર્વજનિક દૃષ્ટિએ અધિકાર નથી. કલાવિધાન સ્તવનસાહિત્યજ્ઞોમાં ભિન્ન ભિન્ન વિષયરૂચિ હોય છે તેથી એક સરખો કાયદો સર્વને લાગુ પડતો નથી, ભાવનગરના રહીશ. સુશ્રાવક કુંવરજીભાઇના પુત્ર પરમાનંદ, જો આવી દૃષ્ટિએ સ્તવનોની પ્રિયતાનો વિચાર કરશે તો તેઓ અનેક દૃષ્ટિયોની અપેક્ષાનું સ્તવનસાહિત્ય સ્વરૂપ વિચારીને શાંત સાપેક્ષ દૃષ્ટિવાળા બનશે. પોતાની દૃષ્ટિએ જે પસંદ પડે છે તે કંઇ સર્વની દૃષ્ટિયો માટે નથી. પોતાને જે અપેક્ષાએ સત્ય લાગે છે તે કંઇ સર્વને સત્ય લાગે નહીં, તેથી પોતાને જે પ્રિય સત્ય ન લાગે તેનું ખંડન કરવા મંડી જવું તે એકાંત સંકુચિત નિરપેક્ષ દૃષ્ટિ છે. ભાષા, રાજ્ય, કોમ, પ્રજા, ધર્મપર, જો સખ્ત નિયમ પડે છે તો તેથી ભાષા વગેરેનું મરણ થાય છે

સંસ્કૃત ભાષાપર ઘણા નિયમ કાયદા થયા તેથી જીવતી ભાષા રહી નહી, તેમ સ્તવનો વગેરે પર જો હૃદયભાવ દબાવવા નિયમો પડે તો દુનિયામાંથી ઔદ્‌ગારિક સ્તવનોવાળી ભક્તિનો નાશ થાય એમ અનુભવીઓ જાણે છે. ભાવપર કાયદો તે જીવતાં મૃત્યુ છે. જેને જે ભાવવાળાં સ્તવનો વગેરે રુચે. તે ગ્રહણ કરે એવી ભાવનાવાળા સ્વતંત્ર ભક્તોના હૃદયોમાંથી ઉત્તમ ઉદાર ભક્તિરસની ગંગાઓ પ્રગટવાની આશા રાખી શકીએ. વસ્તુતઃ ખરાં સ્તવનો તો એ છે કે પ્રભુની સ્તવના કરવામાં અંતરમાંથી તે કાલે સ્વતઃ ભક્તિરસમય ગદ્ય વા પદ્ય કંઇ બોલાય એવાં હાર્દિક રસમય સ્તવનો તેજ પ્રભુનાં તાજાં સ્તવનો છે. એવાં સ્તવનો તુર્ત બનાવીને ગાનારા જ્ઞાની ભક્ત હોય છે. બાલજીવોની એવી દશા હોતી નથી તેથી તેઓ અન્યોનાં રચેલાં અને પોતાને પસંદ પડે એવાં સ્તવનોને મુખે કરી પ્રભુની આગળ ગાય છે અને આનંદ માને છે.

જે સ્તવનો વગેરેનો અર્થ સમજવામાં આવે અને તે ગાતાં શરીરમાં ભક્તિભાવના આંદોલો પ્રગટે, તન વિકસે, આંખો વિકસે, આત્મામાં રસનાં ઝરણો પ્રગટે એવાં સ્તવનો ગાવાં અગર તત્કાલ પ્રભુની આગળ નવાં બનાવીને ગાવાં–માતૃભાષામાં રચેલ સ્તવનો, તુર્ત સમજાય છે માટે માતૃભાષામાં સ્તવનો, સ્તુતિઓ વિગેરેની રચના કરવી તે અત્યંત ઉપયોગી છે. શબ્દ બોલતાંની સાથે સહેજે અર્થ સમજાય અને હૃદયમાં ભક્તિભાવ-પ્રગટ થાય એવાં સ્તવનો અને સ્તુતિયોને બોલવી જોઈએ શબ્દના અર્થની માલુમ ન પડે અને પોપટની પેઠે ફક્ત બોલી જવાય એવાં ચૈત્યવંદનસ્તોત્ર સ્તવન વગેરેથી ભક્તિરસ પ્રગટતો નથી, ભક્તિભાવના પ્રગટતી નથી, માટે જે સ્તવનો વગેરેનો પરિપૂર્ણ અર્થ સમજાય તે સ્તવનોને મુખે કરવાં અને તદ્દ્વારા પ્રભુની સ્તવના કરવી. જે સ્તવન વગેરેથી ભક્તિ કરનારને ભક્તિ આનંદરસ પ્રગટે તેણે તે સ્તવન વગેરેનું ગાન બાહ્ય પૌદ્‌ગલિક સુરનરની ઋદ્ધિ પદવી મેળવવાની ઇચ્છાએ સ્તવનાદિ અનુષ્ઠાન કરવું તે ગરલ અનુષ્ઠાન છે. પરભવનાં સુખ ભોગવવાની ઇચ્છાએ કરાતું સ્તવનાદિ અનુષ્ઠાન તે વિષાનુષ્ઠાન છે બાહ્ય દેખાદેખીએ ગાડરિયા પ્રવાહે મિથ્યાત્વ બુદ્ધિથી જે સ્તવનાદિ પ્રવૃત્તિનું કરવું તે અન્યોન્ય અનુષ્ઠાન છે. સમ્યગ્‌-દૃષ્ટિપૂર્વક મોક્ષની ઇચ્છાએ બાહ્ય સર્વ કામનાથી મુક્ત નિષ્કામ બની મોક્ષના હેતુએ જ્ઞાન-પૂર્વક પ્રભુની સ્તવના કરવી તે તદ્ધેતુ અનુષ્ઠાન છે. સમજાય પડે તેવી ભાષામાં પ્રભુની સ્તવના કરવી શબ્દનો અર્થ સમજીને વિધિપૂર્વક ચહતે

ભાવે સ્તવના કરવી. સ્તવન કરતાં આનંદરસ પ્રગટે છે અમૃતાનુષ્ઠાનવાળું પ્રભુ સ્તવન જાણવું. એવી રીતે સર્વધાર્મિક બાબતોમાં અનુષ્ઠાન સ્વરૂપ જાણવું. પ્રભુના પર પૂર્ણ શ્રદ્ધા પ્રેમ વધે અને સ્તવન કરતાં આનંદરસ ભાવ ઉલ્લાસ વધે તેવી રીતે સ્તવન કરવું. એમ કરવાથી આત્માની અત્યંત શુદ્ધિ થાય છે અને જ્ઞાનાનંદરૂપે આત્મ પ્રભુ પ્રાકટ્ય ક્ષણે ક્ષણે વધતું જાય છે. એજ હેતુએ સ્વપર આત્મ જ્ઞાનાનંદ પર્યાય વિશુદ્ધિએ દેવવંદન સ્તુતિ સ્તવન ઉદ્‌ગાર રચના જાણવી અને આદરવી. સર્વજ્ઞ વીતરાગ દેવની આજ્ઞા વિરૂદ્ધ કંઈ અજાણથી આ પુસ્તકમાં લખાયું હોય તો તેથી પ્રભુ દેવની આગળ તથા સંઘની આગળ ક્ષમા માગું છું, અને મિથ્યાદુષ્કૃત દઉં છું. સર્વ વિશ્વને શાંતિ મળો. સર્વ જનોની દોષદૃષ્ટિ ટળો અને ગુણદૃષ્ટિ ખીલો.

इत्येवं ॐ अर्हंमहावीरशांतिः ३

આશ્વિન પૂર્ણિમા.

સં. ૧૯૭૮

મુ. મહેસાણા.

# ગોધાવીમાં અંજનશલાકા તથા પ્રતિષ્ઠામહોત્સવ.

## શેઠ. અમૃતલાલ કેવળદાસની અનુકરણીય ઉદારતા.

ગોધાવી ગામ અમદાવાદ નજીક સાણંદ પાસે આવેલું છે ગોધાવી એ નામજ ભૂતકાળના ઇતિહાસમાં આપણને ડુબાવી દેછે અને પાંડવોના વનવાસનો ઐતિહાસિક પ્રસંગ ક્ષણભર તો મનુષ્યના સ્મૃતિપટ ઉપર તાજો થાય છે. વૈરાટનગર (ધોળકા) ની હરાયેલી ગાયોના ધાવનપ્રસંગઉપરથી "ગોધાવી" નામનું નિર્માણ અને પાંડવોએ ગાયોને લઇ જતાં વાળી અટકાવી તેથી હજીએ વાળિનાથના નામથી ગોધાવીથી થોડે દૂર ઓળખાતી એક જગ્યાની હજીએ ચાલતી કિંવદન્તિ ગોધાવીની ઐતિહાસિકતાને પૂર્ણ સાબીત કરે છે.

આ ગોધાવીમાં ચરમ શાસનાધિપતિ **શ્રી મહાવીરસ્વામીનું** એક ભવ્ય પ્રાચીન મંદિર આવેલું છે. તેના સામે **મહાવીરસ્વામીના મુખ્ય ગણધર ગૌતમસ્વામીનું મંદિર** બાંધવાના **શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમાન્ બુદ્ધિસાગરસૂરીશ્વરના** સદુપદેશથી ગોધાવીના શ્રીસંઘે સંવત **૧૯૭૯** ના પોષ સુદિ ૨ ના રોજ નિર્ણય કર્યો ને તેનું ખાત મુહૂર્ત શા. છોટાલાલ મગનલાલના હસ્તથી મહાસુદિ ૫ ના દિવસે મંગલમય મુહૂર્તે કરવામાં આવ્યું. આ કામને માટે સલાટ મુલચંદ ઉમેદરામને રોકી તેમની પાસે મંદિર તથા ગૌતમસ્વામીની પ્રતિમા વગેરે તૈયાર કરાવવામાં આવ્યાં હતાં.

આ પછી મંદિરમાં પ્રતિષ્ઠા તથા ગૌતમસ્વામીની સંઘતરફથી નવીન ભરાવેલી મૂર્તિની અંજન શલાકા વગેરે કરવાને માટે ગોધાવી પધારવાની વિનંતિ કરવાસારૂ સમસ્ત સંઘમળીને સંવત ૧૯૮૦ ના ચૈત્ર વદિ ૧૦ ના રોજ **શ્રીમાન્ બુદ્ધિસાગરસૂરીશ્વરપાસે** મહુડી તાબે વિજાપુર જ્યાં સૂરિશ્રી તે વખતે બિરાજતા હતા ત્યાં ગયો. ત્યાં જેઠ શુદિ ૫ ના દિવસે અંજનશલાકાનું તથા જેઠ શુદિ ૭ ના દિવસે સ્થાપનાનું મુહૂર્ત નક્કી થતાં ગોધાવીના સુપ્રસિદ્ધ **શેઠ અમૃતલાલ કેવળદાસે** પ્રતિષ્ઠા અંજનશલાકાનું તમામ ખર્ચ પોતાના શિરે ઉપાડી લીધું અને શ્રીસંઘે ગૌતમસ્વામીની પ્રતિમા રૂ ૨૫૧) નકરાના લેઇ બિરાજમાન કરવાની શેઠ અમૃતલાલ તરફથી સ્વીકારશી કરવામાં આવી.

આ પછી શેઠ અમૃતલાલ તરફથી પ્રતિષ્ઠામહોત્સવ નિમિત્તે દેશ વિદેશના જૈનસંઘોને આમંત્રણ કરવાસારૂ આમંત્રણપત્રિકા કાઢવામાં આવી તે નીચે પ્રમાણે

# ॐ अर्हं महावीरायनमः

## श्री गोधावी मध्ये श्रीपरमेश्वरमहावीरजिनेश्वरगण-
## धरश्रीगौतमस्वामिमूर्तिप्रतिष्ठानिमित्ते

# श्री संघ आमंत्रणपत्रिका.

यत्पादाम्बुजयोर्लुठन्ति सततं देवाऽसुरामानवा—
यद्ध्यानं शिवदं भवार्णवगतानुद्धारयत्यञ्जसा ।
यन्मूर्तिःशुभदायिनी प्रणमतां सर्वार्थसिद्धिप्रदा,
श्रेयःसन्ततिमातनोतु स सदाश्रीवीरतीर्थङ्करः ॥
यत्प्रासादविनिर्मितिर्जनयते लक्ष्मीं परां देहिनां,
यद्बिम्बानि विनिर्मितानि विभवानातन्वतेऽलौकिकान् ।
श्रेयः श्रीः सुलभा महोन्नतिकरी यद्बिम्बसंस्थापना,
यत्पूजा वितनोति मोक्षपदवीं स्याद्वादिना भाविनाम् ॥
यद्ध्यानं विहितं प्रभातसमये दत्ते मनोवाञ्छित—
मक्षीणोत्तममङ्गलानि सकलामृद्धिञ्चदीव्यांपराम् ।
भक्तानामभयं वरेण्यविभवंक्षेमञ्चतं तत्वदं,
तन्नम्ये हितदं सदाहितधिया श्रीगौतमस्वामिनम् ॥
यद्वचनामृतवर्षणेन सततं भव्याऽवनिःसत्फला,
यो योगीन्द्रशिरोमणिर्विनयते सत्वान्विधर्मोद्यतान् ।
यो धर्मोन्नतिमातनोति सकलाञ्जित्वाऽन्यवादीन्द्रकान्,
जीयात्सद्गुरुबुद्धिसागरमहासूरीश्वरः सर्वदा ॥

स्वस्तिश्री निखिल श्रेयोमङ्गलवितरणे चिन्तामणिकिमाननञ्जुप-
माऽप्रतिमगुणगणाऽपहृतमानसानेकभव्यसुराऽसुरमानवेन्द्रवन्द्यमीयचर-
ण सरोजान्समाराधनीयचतुस्त्रिंशदतिशयशालिनःसकलाजिनाधीशान्

गणाधीशान् परमप्रभाविनः सद्गुरूंश्च प्रणिपत्य समस्तानन्द महामणि मण्डिते संसारसागर तरण्डायमान मानातीत जिनालयोपाश्रयधर्म-शालादि धार्मिक धाम विराजिते तत्त्वोपदेशनादि सन्मार्ग प्रवर्त्तक परम पवित्र पञ्चाचारसमाधारक पूज्य श्रीगुरु पादारविन्द पुनीता-ऽवनितले तत्रश्रेयः शालिनि ________________ नगरे स्याद्वाद मुद्राङ्किताऽशङ्कित पवित्र धर्माराक, निरुपमाऽप्रमेय प्रभावशालि श्री वीतराग पदाम्भोज परागरञ्जित मानसालय, सुराऽसुर प्रार्थ-नीय पवित्रतमाऽक्षय महिममोक्ष प्रासादसरणिश्रीवीतरागशासनोपा-सक, अगाधाऽपार संसार पारावार निस्तारणपोतागमगदित शुद्ध पञ्च महाव्रत विभूषित सुगुरुक्रम सरोज समुपासक, शाश्वतिक शिव-सुखैक जननखानि सम्यक्त्वमल द्वादशव्रत पालक, सकल सधर्म बन्धु वात्सल्य विधान वत्सल मैत्र्यादि सद्भावना वासित मनोवृत्ति पुण्य प्रभावक, श्रीमदार्हतगुण विराजित श्री श्रमणोपासक श्री सङ्घं प्रति शेठजी श्री

विगेरे श्री संघसमस्त योग्यश्री गोधावीथी ली. श्रीसंघना स्नेहपूर्वक जयजिनेंद्र वांचशोजी वि. वि. अत्र अमारा सद्भा-ग्यना उदयथी अखिल सिद्धान्तयोग न्याय व्याकरण साहित्य प्रमुख विविध विद्यावाचस्पति, प्रवचन प्रतिपादित क्रियाकलाप समुद्धरणधुरीण, विद्यापीठादि प्रस्थान स्थान, परमपवित्रश्री सूरिमंत्रसमाराधक निखिल सूरिगुण विशाल शुभालय सूरिचक्र-चक्रवर्ती सकलमत माननीय निरवद्यस्याद्वादनयोपेत देशनापीयूष-पयोधर, भारतीय भूतल ध्वान्तनिर्हरणदिवाकर, धर्मशासन सार्व-भौम, सतत जनसमाजोपकृतिविधानैकनिबद्धपरिकर, तीर्थोद्धार-विधायक, शासनोन्नतिकारक, भव्यजनतारक, योगांगधारक, सावद्य मार्गनिवारक, गुर्जर संस्कृत गद्य पद्यात्मक सिद्धान्त तत्त्व-

मय पंचसप्तति (७५) ग्रन्थकारक प्रातःस्मरणीय पूज्यपाद तपो-गच्छाधिराज आचार्य वर्य श्री १००८ योगनिष्ठ श्रीमद् बुद्धिसागर सूरीश्वरजी महाराजना सदुपदेशथी अहींयांना सुप्रसिद्ध श्री मन्महावीर जिनेश्वर देवना भव्य देरासरजीनी स्हामे गोघावीना श्री संघे नवीन बंधावेला गौतम स्वामीना चैत्यमां शा. अमृतलाल केवळदास तरफथी श्री महावीर प्रभुना अखिललब्धि संपन्न प्रथम गणधर श्रीगौतम स्वामिनी प्रतिष्ठा (अंजन शलाका) तथा स्थापना करवानी छे.

आ शुभ प्रसंगे चरमजिनराज शासनाधिपति श्रीमन्महावीरप्रभुना देरासरजीमां श्रीशांतिनाथ भगवान तथा श्रीपार्श्वनाथ भगवाननी प्रतिष्ठा करवानी छे. तेमज पूज्यपाद प्रातःस्मरणीय क्रीयोद्धारक जगद्विख्यात श्रीमद् रविसागरजी महाराजनी चरण-पादुका प्रतिष्ठा तथा चारित्र चूडामणि क्रियायोगी गच्छाधिपति सद्गुरु श्रीमत् सुखसागरजी महाराजश्रीनी चरणपादुका प्रतिष्ठा तेमज यक्षयक्षिणी विगेरेनी प्रतिष्ठा करवानी छे. माटे आ महामांगलिक प्रसंगे नीचे प्रमाणे मुहूर्त्तो निर्धारवामां आव्यां छे.

वैशाख वदि ११ गुरुवारे कुंभ तथा दीप स्थापना अने बिंबप्रवेश तेमज ते दिवसे सत्तरभेदी पूजा भणाववामां आवशे.

,, ,, १२ शुक्रवारे नवपदजीनी पूजा भणाववामां आवशे.

,, ,, १३ शनिवारे विशस्थानकनी पूजा भणाववामां आवशे.

,, ,, १४ रविवारे पंचपरमेष्ठिनी पूजा भणाववामां आवशे.

,, ,, ०)) सोमवारे बारव्रतनी पूजा.

ज्येष्ठ सुदि १ मंगळवारे नवाणु प्रकारनी पूजा.

,, ,, २ बुधवारे अष्टप्रकारी पूजा.

,, ,, ३ गुरुवारे नवग्रह तथा दिक्पाळ अने नंदावर्तनुं पूजन.

,, ,, ४ शुक्रवारे अढार अभिषेक तेमज ध्वज दंड अने कळशादिक अभिषेक तथा यक्ष यक्षिणीनुं पूजन अने शा. सांकळचंद जुठाभाई तरफथी सांजना नोकारशी.

,, ,, ५ शनिवारे अंजन शळाका ( प्रतिमा नेत्रोद्घाटन क्रिया ) विगेरे तथा जळ जात्रानो वरघोडो तेमज ते दिवसे शा. मनसुखभाई सवचंदभाई तरफथी तेमनां बेन विजीबाईनी सांजना नोकारशी.

,, ,, ६ रविवारे चैत्यप्रतिष्ठा तथा वरघोडो छे. तेमज सुप्रसिद्ध शेठ वीरचंदभाई दीपचंदभाई सी. आई. ई. तरफथी सांजना नोकारशी.

,, ,, ७ सोमवारे शा. अमृतलाल केवळदास श्री गौतम स्वामि भगवानने गादीए विराजमान करशे अने अष्टोतरी स्नात्र भणाववामां आवशे ते दिवसे शा. लवजीभाई खेमचंद तरफथी सांजना नोकारशी बाद विष्टि तथा विसर्जन.

,, ,, ८ मंगळवारे द्वारोद्घाटन तथा देवदर्शन तेमज ते दिवसे सत्तरभेदीपूजा भणाववामां आवशे.

आवा अपूर्व प्रतिष्ठा महोत्सव प्रसंगे अमारी विनयभरी विनतिनो स्वीकार करी पूज्यपाद प्रातः स्मरणीय शास्त्रविशारद जैनाचार्य योगनिष्ठाध्यात्मज्ञान दिवाकर श्रीमद् बुद्धिसागर सूरीश्वरजी महाराज, स्वशिष्य व्याख्यानवाचस्पति प्रसिद्धवक्ता अनेक ग्रंथ रचयिता स्वपर सर्वशास्त्र ज्ञाता जैनधर्म रक्षाकारक शान्तमूर्ति सर्वदेश प्रसिद्ध आचार्य श्री अजितसागर सूरिमहाराज तथा प्रवर्त्तक श्री ऋद्धिसागरजी महाराज तथा विहित प्रवचनोक्त क्रियाकलाप पन्यास श्री महेन्द्रसागरजी महाराज तथा स्थविरमुनि वर्यश्री वृद्धिसागरजी पंडित पदालंकृत विनेय श्री कीर्तिसागर महाराज तथा शांतमूर्ति श्री जयसागरजी महाराज तथा अध्ययनोत्सुक मुनिश्री हेमेंद्रसागरजी तथा उग्र तपस्वी मुनिश्री नरेंद्रसागरजी तथा अध्यात्मरसिक मुनिश्री उत्तमसागरजी विगेरे मुनिमंडल सहित पधारवाना छे अने प्रतिष्ठा करवाना छे. तेमनो सदुपदेश तथा साधु दर्शन, वंदन अने प्रतिष्ठा ( अंजन शलाका ) विगेरे मांगलिक प्रसंगोनो लाभ लेवा आप सर्वे सपरिवार पधारी जैनशासन तथा संघनी शोभामां वृद्धि करशोजी.

वीर संवत २४५०
विक्रम संवत १९८०
वैशाख वदि ३ बुधवार
ता. २१ मे सने १९२४
मु. गोधावी.

ले. श्री संघसेवक.
अमृतलाल केवळदास
ना स्नेहपूर्वक जयजिनेंद्र
स्वीकारशो.

---

वि. सूचना - गोधावीगाम अमदावाद पासे आवेला साणंद स्टेशनथी मात्र एक गाउ दूर छे त्यां दरेक टाइमे स्टेशन उपर गाडी घोडा विगेरे रहे छे.

ઉપર પ્રમાણે આમંત્રણપત્રિકાઓ તમામ દેશ દેશાવર મોકલવામાં આવી. પ્રતિષ્ઠા વિધિ કરવાને માટે પેથાપુરવાલા વૈદ્ય ચંદુલાલ મગનલાલની આગેવાની નીચે પેથાપુરની ટોળીને બોલાવવામાં આવી હતી.

આ શુભ પ્રસંગ ઉપર **શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી બુદ્ધિસાગરસૂરિના શિષ્ય આચાર્ય શ્રીમદ્ અજિતસાગરજી** આદિ ઠાણાં વૈશાખ વદિ ૮ ના રોજ ગોધાવી પધાર્યા અને વૈશાખ વદિ ૧૧ થી શેઠ અમૃતલાલ કેવળદાસ તરફથી અઠ્ઠાઇ મહોત્સવ શરૂ કરવામાં આવ્યો તથા તેજ દિવસે શેઠ અમૃતલાલ તથા તેમનાં ધર્મપત્ની સૌ. પૂરીબાઇના શુભ હસ્તથી કુંભ તથા દીપસ્થાપના અને બિંબ પ્રવેશ કરવામાં આવ્યાં હતાં તે પ્રસંગ ઉપર તેમની તરફથી ગાયોને રૂ. ૫૧) નું ઘાસ નાખવામાં આવ્યું હતું. વૈશાખ વદિ ૧૩ ના રોજ **શ્રીમાન્ બુદ્ધિસાગર સૂરીશ્વર શિષ્યવર્ગ** સહિત ગોધાવી પધાર્યા તે વખતે શ્રીસંઘે તેમનો પ્રવેશ મહોત્સવ ઘણી ધામધૂમપૂર્વક કર્યો હતો. જેઠ સુદિ ૪ ના દિવસે શા. સાંકળચંદ જુઠાભાઇ તરફથી નવકારશી કરવામાં આવી હતી. જેઠ શુદિ ૫ ના દિવસે અંજનશલાકાયોગ્ય ધાર્મિક ક્રિયા શેઠ અમૃતલાલના હસ્તથી કરવામાં આવી હતી ને નેત્રોદ્‌ઘાટનક્રિયા (અંજનશલાકા–પ્રતિષ્ઠા) વિજય મુહૂર્તે પોણાબાર વાગતાં સૂરિશ્વરના હસ્તથી થઇ હતી. તે દિવસે શા. મનસુખભાઈ શવચંદ તરફથી નવકારશી કરવામાં આવી હતી ને સંઘ તરફથી શેઠ અમૃતલાલ કેવળદાસના ખર્ચે ભવ્ય વરઘોડો કાઢવામાં આવ્યો હતો. જે વખતે સંઘને સારી ઉપજ થઇ હતી. જેઠ સુદિ ૬ ના રોજ શેઠ અમૃતલાલ કેવળદાસ તરફથી ઘણા આડંબર પૂર્વક વરઘોડો કાઢવામાં આવ્યો હતો. આ વરઘોડામાં ગામ પરગામના સંભાવિત ગૃહસ્થોએ તેમજ સાણંદ સ્ટેટના નામદાર ઠાકોર સાહેબ શ્રી જયવંતસિંહજીએ અને સાણંદના અમલદાર વર્ગે પધારી શોભામાં વધારો કર્યો હતો. ને મર્હુમ સુપ્રસિદ્ધ દાનવીર શેઠ વીરચંદભાઇ દીપચંદભાઇ તરફથી તેમના પુત્ર રત્નોએ નવકારશી કરી હતી. જેઠ શુદિ ૭ ને સોમવારે પ્રાતઃકાળમાં ૬ કલાકને ૫ મિનિટે સૂરિશ્વરની તથા સમસ્ત સંઘની સમક્ષ શેઠ અમૃતલાલ કેવળદાસ તથા તેમનાં ધર્મપત્ની સૌ૦ પુરીબાઇએ સ્વહસ્તે શ્રી ગૌતમ સ્વામીની પ્રતિમા બિરાજમાન કરીને શેઠ શ્રીએ ઘણા ઉલ્લાસપૂર્વક મૂર્તિના કંઠમાં સુવર્ણમાળા આરોપણ કરી હતી ને આચાર્ય શ્રી બુદ્ધિસાગર સૂરીશ્વરે સૂરીમંત્રથી વાસક્ષેપ કર્યો હતો આ પ્રસંગે શેઠ અમૃતલાલ તરફથી શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી.

તે દિવસે તેમની તરફથી અષ્ટોત્તરીસ્નાત્ર વિધિપુરસ્સર ભણાવવામાં આવ્યું હતું ને તેમની તરફથી નવકારશી કરવામાં આવી હતી.

આ વખતે શ્રીમહાવીરસ્વામીના મુખ્ય મંદિરમાં શ્રી શાંતિનાથજીની પ્રતિમા તથા શ્રીપાર્શ્વનાથજીની પ્રતિમા સ્થાપન કરવામાં આવી હતી ને સંઘ તરફથી નવીન ભરાયેલી યક્ષયક્ષિણીની પ્રતિમાઓ તથા શ્રીમદ્ રવિસાગરજી મહારાજની તથા શ્રીમદ્ સુખસાગરજી મહારાજની પાદુકાઓનું પણ સ્થાપન કરવામાં આવ્યું હતું. તેની ઉપજ નીચે પ્રમાણે થઇ હતી.

૮૫૧ ) શ્રીશાન્તિનાથજીની પ્રતિમા શા. સકરચંદ મહોકમદાસ તરફથી બિરાજમાન કરવામાં આવી.

૫૦૧ ) શ્રીપાર્શ્વનાથજીની પ્રતિમા અમદાવાદના રહીશ શેઠ મણીલાલ મોહનલાલ સાણુ ગોળાવાળા તરફથી બીરાજમાન કરવામાં આવી.

૧૨૨ ) યક્ષ અને યક્ષિણીની પ્રતિમાઓ શેઠ કસળચદ કમળશી મહુવાવાળા તરફથી પધરાવવામાં આવી.

૩૦૧ ) શ્રીમાન્ રવિસાગરજી તથા શ્રીમાન્ સુખસાગરજી મહારાજની ચરણ પાદુકાઓ શા. મણીલાલ મહોકમદાસ તરફથી બિરાજમાન કરવામાં આવી.

૬૨૫ ) ગૌતમસ્વામીના મંદિરનું ધ્વજારોપણ શા. ત્રીભોવનદાસ છગનલાલ તરફથી કરવામાં આવ્યું.

૨૦૧ ) ગૌતમસ્વામીના મંદિરના શિખરનું આરોહણ શેઠ કસળચંદ કમળશી મહુવાવાળા તરફથી કરવામાં આવ્યું.

તે દિવસે રાત્રિએ ગામ ફરતી ધારાવાડી દેવામાં આવી હતી તેમજ શેઠ અમૃતલાલ કેવળદાસ તરફથી રાત્રિજગો કરવામાં આવ્યો હતો. તે બાદ જેઠ સુદિ ૮ ના દિવસે પ્રાતઃકાળે નવીન મંદિરનું દ્વારોદ્ઘાટન શા. અમૃતલાલ કેવળદાસના ભાણેજ શા. પ્રેમચંદ વાડીલાલે સ્વહસ્તે રૂ ૧૦૧) ના નકરાથી કર્યું હતું.

આ વખતે જે જે મૂર્તિઓ અને પાદુકાઓની પ્રતિષ્ઠા થઇ તેના લેખોની નકલ નીચે પ્રમાણે છે.

## ગૌતમ સ્વામીની મૂર્તિનો લેખ.

वि. सं. १९८० वर्षे ज्येष्ठ मासे शुक्लपक्ष ७ सोमवासरे गोधावी श्रीसंघेन श्री गौतमगणधरप्रतिमा कारापिता प्रतिष्ठिता च श्वेताम्बर तपागच्छीय जैनाचार्य बुद्धिसागरसूरिणा विराजिता च वीशाश्रीमाली शा. अमृतलाल केवलचन्द्रेण लि. जैनाचार्य अजितसागरसूरिणा. गोधावी.

## માતંગયક્ષની મૂર્તિનો લેખ.

ॐ अर्हंमहावीराय नमः वि. सं. १९८० ज्येष्ठ शुदि पंचम्यां शनिवासरे गोधावी जैनसंघेन मातंग यक्ष मूर्तिः कारापिता प्रतिष्ठिता च जैनाचार्य बुद्धिसागरसूरिणा गोधावीपुरे.

## સિદ્ધાયિકાદેવીની મૂર્તિનો લેખ.

ॐ अर्हं महावीराय नमः वि. सं. १९८० ज्येष्ठ शुदि पंचम्यां शनिवासरे गोधावी जैनसंघेन जैनशासनदेवी सिद्धायिका मूर्तिः कारापिता प्रतिष्ठिता च जैनाचार्य बुद्धिसागरसूरिणा गोधाविपुरे.

## શ્રીમદ્ રવિસાગરજી મહારાજની ચરણ પાદુકાનો લેખ.

ॐ अर्हं महावीराय नमः

धर्मोद्धारक सद्गुरु श्रीमद् रविसागरजी महाराज चरण पादुका ॥

वि. सं. १९८० वर्षे ज्येष्ठमासे शुक्लपक्षे सप्तम्यां सोमवासरे परमात्म तीर्थंकर प्रभु महावीरदेव पट्ट परंपरा प्रवर्तित-

श्वेतांबर तपोगच्छसागरशाखीय श्री मन्मुनिवर श्री रविसागरगुरु पादुका कारापिता श्रीगोधावी संघेन प्रतिष्ठापिता च शास्त्र विशारद जैनाचार्य योगनिष्ठाध्यात्मज्ञानदिवाकर श्रीमद् बुद्धिसागरसूरिणा लेखको जैनाचार्य श्री अजितसागरसूरिः

## શ્રીમદ્ સુખસાગરજી મહારાજની ચરણ પાદુકાનો લેખ.

ॐ अर्हं महावीराय नमः

चारित्र चूडामणि गच्छाधिपति श्रीमत्सुखसागरजी चरण पादुका.

वि. सं. १९८० वर्षे ज्येष्ठ मासे शुक्लपक्षे सप्तम्यां सोमवासरे परमात्म तीर्थंकर श्री महावीर देव पट्ट परंपरा प्रवर्तित श्वेताम्बर तपोगच्छसागरशाखिन: श्रीमन्मुनिराजश्रीसुखसागर गुरुपादुका कारापिता श्री गोधावी संघेन प्रतिष्ठापिता च शास्त्र विशारद जैनाचार्य योगनिष्ठाध्यात्मज्ञानदिवाकर श्रीमद् बुद्धिसागरसूरिणा—लेखको जैनाचार्य श्री अजितसागर सुरिः

આ મહોત્સવ પ્રસંગે બહારગામથી પાલીતાણાગુરૂકુળવનિતાવિશ્રામ લતીપુરનું દેરાસર તથા સતિજીનો ઉપાશ્રય વિગેરેની ટીપો આવતા તેમને યોગ્ય ટીપ ભરી આપવામાં આવી હતી. આ ભવ્યપ્રસંગઉપર દેશ પરદેશ મુંબાઈ, અમદાવાદ, સાણંદ, વીરમગામ, માંડલ, વઢવાણ, પાદરા માણસા, પેથાપુર, પાટણ, મહેસાણા, પ્રાંતીજ વિગેરે સ્થળેથી મળીને લગભગ પાંચથી છ હજાર માણસોની સંખ્યા એકત્ર થઈ હતી. મુંબાઈથી શેઠ ભોગીલાલભાઈ વીરચંદભાઈ ( જે. પી. ) તથા શેઠ દલસુખભાઈ વાડીલાલભાઈ વિગેરે કુટુંબ સહિત અમદાવાદથી શેઠ. સાંકળચંદ મોહોલાલભાઈ તથા અન્ય અનેક સુપ્રસિદ્ધ ગૃહસ્થો આ પ્રસંગે પધાર્યા હતા. સાણંદના ઠાકોરસાહેબ શ્રી જયવંતસિંહજી તથા મખીઆવના દરબારશ્રી ફુલસિંહજીએ આ પ્રસંગે પધારી પોતાની રસવૃત્તિ દેખાડી આપી હતી. શેઠ. અમૃ-

તલાલે અઠ્ઠાઇ મહોત્સવ, જુદી જુદી પૂજાઓ, આંગી, પ્રભાવના. અષ્ટોત્તરી સ્નાત્ર વિગેરે ઘણા ઉલ્લાસપૂર્વક આ પ્રસંગને અનેક રીતે બની શકે તેટલો ઉજ્વળ કરવાને પ્રયત્ન કર્યો હતો.

આ પ્રસંગે દેરાસરના કંપાઉન્ડને ધ્વજા-પતાકા અને ભવ્યમંડપોથી શણગારવામાં આવ્યું હતું. દરેક સ્થળે વિજળીક રોશની ગોઠવી રાત્રિએ પણ દિવસના જેવો દેખાવ કરવામાં આવ્યો હતો. શેઠ. અમૃતલાલ પોતાના ઘેર અને બજારમાં તથા મંદિરમાં અને ઠેઠ મંદિરના ઉચ્ચ શિખરે પણ વિજળીક લાઇટ ગોઠવી ગામની રમણીયતામાં અનુપમ વધારો કરવામાં આવ્યો હતો. આ પ્રસંગે ગામમાં સ્થળે સ્થળે મનુષ્યોની અપૂર્વ મેદનીથી સર્વત્ર આનંદ આનંદ છવાઇ રહ્યો હતો. આચાર્ય મહારાજશ્રી બુદ્ધિસાગરજીના પ્રભાવથી અને મહોત્સવ કરનાર સખી ગૃહસ્થ શેઠ. અમૃતલાલભાઇની ઉદારતાથી અનેક વિઘ્નોની સંભાવનાના અંતે પણ સર્વક્રિયા નિર્વિઘ્ને અને હર્ષપૂર્વક પસાર થઇ હતી. આ પ્રસંગે બધી મળીને દેરાસરમાં ચડાવાથી આશરે આઠ હજાર રૂપીઆની ઉપજ થઇ હતી. આવો અપૂર્વ અવસર આવા ગામમાટે ભાગ્યેજ આવે છે તેમાં ખરેખર આ પ્રસંગ તો દરેક જણને ચિરસ્મરણીય થઇ પડશે. આવા અલૌકિક અવસરથી ધર્મની ઉન્નતિ અને શાસનશોભામાં અનેક રીતે વૃદ્ધિ થઇ હતી. આવા ઉત્સવ કરનાર ઉદાર ગૃહસ્થ શેઠ. અમૃતલાલે ખરેખર મોટું પુણ્ય ઉપાર્જન કર્યું હતું. આ કામમાં ગામના ગરાસીઆ વગેરે અન્ય કોમોએ સારી મદદ કરી હતી શેઠ અમરતલાલભાઇ તરફથી આ પ્રસંગની ખુશાલીમાં બ્રાહ્મણો તથા રજપુતોને ઘરદીઠ મીઠાઇ વહેંચવામાં આવી હતી. ભાઇ. કેશવલાલ હેમચંદે પોતાની જાતી દેખરેખ નીચે આ મહોત્સવના દરેક કાર્યોમાં રાત્રિ દિવસના અખંડ શ્રમથી તનતોડ મહેનત કરીને દરેક કાર્યો સંપૂર્ણ અને ખામી વિનાનાં કરીને તેઓ આ મહોત્સવને રંગેચંગે પાર ઉતારવામાં જશ અને ધન્યવાદને પાત્ર થયા હતા. શ્રીગોધાવીના આગેવાનોએ અને ત્યાંના સમસ્ત સંઘે દેશ વિદેશના મહેમાનોનું સ્વાગત કરીને સંઘભક્તિનો અપૂર્વ લ્હાવો લીધો હતો અને આ મહોત્સવની દરેક શોભા ખરેખર ગોધાવીના સંઘના આગેવાનોની વિચક્ષણતા—જાતિભોગ અને ધર્મ પ્રત્યેના અપૂર્વ પ્રેમનેજ આભારી છે. આવા અપૂર્વ અવસરો સર્વત્ર વારંવાર પ્રાપ્ત થઈ દીર્ઘ શાસનોન્નતિ થાઓ એવી અભિલાષાપૂર્વક વિરમીએ છીએ.

# સાણંદ શ્રીપદ્મપ્રભુજીનો પ્રતિષ્ઠા મહોત્સવની નોંધ.

યોગનિષ્ઠ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજીનું સંવત ૧૯૭૭નું ચાતુર્માસ ત્યાંના શ્રી સંઘના આગ્રહથી સાણંદ ગામમાં થયું હતું તેઓ શ્રી સાથે તેમના શિષ્યશ્રી રૂદ્ધિસાગરજી તેમજ પ્રશિષ્ય વૃદ્ધિસાગરજી પણ હતા. ત્યાંના દેરાસરમાં મૂળનાયક **શ્રી પદ્મપ્રભુજીની** દૃષ્ટિ શાસ્ત્રપ્રમાણે નહી છતાં કાંઇક વધુ ઉંચી હોવાનું સૂરિજીને જણાયું તે વાતથી સંઘને વાકેફ કરતાં તે દોષ દૂર કરવા ફરી પ્રતિષ્ઠા સૂરિશ્વરજીના હસ્તે કરવા નિર્ણય કરી તે પ્રતિષ્ઠાપર પધારવા સૂરિજીને આગ્રહ પૂર્વક વિનંતિ કરતાં તેઓશ્રીએ બનતા પ્રયત્ને આવવા વિચાર જણાવ્યો જેથી શ્રી સંઘે સલાટ મૂલચંદ ઉમેદરામને બોલાવી ફરી પ્રતિષ્ઠા કરાવવાને લગતુ કામ શરૂ કર્યું. સૂરિજી મહારાજનું સંવત ૧૯૭૮ની સાલનું ચોમાસું મેહેસાણા થયેલું હોવાથી ચોમાસું પૂર્ણ થએ સાણંદના સંઘના આગેવાનો ગુરૂશ્રીને સાણંદ પ્રતિષ્ઠા મહોત્સવ ઉપર પધારવા વિનંતિ કરવા ગયા જેથી એ ગુરૂશ્રીએ સાણંદ આવવા સંવત ૧૯૭૯ ના માગશર વદિમાં મેહસાણેથી વિહાર કર્યો અને પાનસર આવી યાત્રા કરી બે દિવસ પૂજાઓ ભણાવી જે પ્રસંગે મેહેસાણેથી સાથે આવેલા ભાઇઓએ બે દિવસ નોકારશી જમાડી હતી ત્યાંથી આવતાં વામજ મુકામે સાણંદના ભાઇઓએ સ્વામીવત્સલ કર્યું હતું માગશર વદિ ૧૪ ના રોજ આદરજ થઇ ત્યાંથી થોળ થઈ પોસ સુદિ ૧ ના રોજ ગોધાવી પધાર્યા ત્યાં અઠવાડીયું સ્થિરતા કરી. સાણંદના ઘણા ભાઇઓ દરરોજ ત્યાં દર્શન માટે જતા હતા.

ત્યાંથી પોસ સુદિ ૮ ના બપોરે સાણંદના સંઘને ખબર આપ્યા સિવાય એકાએક ગુરૂશ્રી સાણંદ પધાર્યા ને શ્રી સાગરગચ્છની નવીન બંધાવેલી વિશાળ જૈનધર્મશાળાના ઉપાશ્રયે ઉતર્યા પણ નવીન કામને લીધે શરદીની અસર જણાવાથી જેઠાભાઇ વેણીચંદભાઇના ઉપાશ્રયે પધાર્યા પોસ વદિ ૧૪ થી પ્રતિષ્ઠા મહોત્સવની ધામધુમ આનંદપૂર્વક શરૂઆત થઇ આ મહોત્સવ ઉપર પધારવા શ્રી સાણંદના સાગરસંઘ તરફથી મેહસાણા, માણસા પેથાપુર, વિજાપુર, ગોધાવી, માંડલ, વીરમગામ, અમદાવાદ, મુંબાઇ, પ્રાંતીજ વિગેરે સ્થળે આમંત્રણપત્રિકા મોકલવામાં આવી હતી. જે નીચે મુજબ હતી—

ॐ अर्हं श्रीमहावीराय नमः

## ॥ श्री पद्मप्रभु प्रतिष्ठा महोत्सव आमंत्रण पत्रिका.॥

अर्हन्तो भगवन्त इन्द्रमहिताः सिद्धाश्च सिद्धिस्थिताः ।
आचार्या जिनशासनोन्नतिकराः पूज्या उपाध्यायकाः ॥

श्रीसिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधकाः ।
पञ्चैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु वो मंगलं ॥ १ ॥

સ્વસ્તિ શ્રી પાર્શ્વજિનં પ્રણમ્ય શ્રી ______ નગરે
મહાશુભસ્થાને સુશ્રાવક, પુણ્યપ્રભાવક, દેવગુરૂભક્તિકારક, જૈનશાસનોન્ન
તિકારક, સાધર્મિક શ્રેષ્ઠિવર્ય ______
યોગ્ય લી૦ ______

ના જયજિનેંદ્ર વાંચશો.

વિશેષ નિવેદન કરવાને ઉલ્લાસ થાય છે જે અત્ર **શ્રીપદ્મપ્રભુજીના મંદિરમાં** જગદુદ્ધારૈકચરિત મૂલનાયક શ્રીપદ્મપ્રભુજીનો તથા ઇતર પરિવારનો પ્રતિષ્ઠા મહોત્સવ કરવાનો નિરધાર કર્યો છે. જે કાર્યનાં શુભ મુહૂર્તો નીચે પ્રમાણે છે.

પોષ વદિ ૧૪ સોમવારે અઠ્ઠાઇ મહોત્સવ પ્રારંભ, કુંભ સ્થાપના.

માહ શુદિ ૧ (બીજી) ગુરૂવારે કૂવાઓનાં જળ લાવવાનો વિધિ.

માહ શુદિ ૨ શુક્રવારે નંદાવર્ત્તનું પૂજન તથા ધ્વજાનો અભિષેક.

માહ શુદિ ૩ શનિવારે નવગ્રહ પૂજન તથા યક્ષ યક્ષિણી પૂજન રથયાત્રાનો વરઘોડો. શા. આશારામભાઇ ઘેહલાભાઇ તરફથી નવકારશી.

માહ શુદિ ૪ રવિવારે અઢાર અભિષેક. શા. ત્રીકમલાલ લલ્લુભાઇ તરફથી નવકારશી.

માહ શુદિ ૫ સોમવારે પ્રભુપ્રતિષ્ઠા, ધ્વજારોહણ અને મહેતા **રાયચંદભાઇ કરશનભાઇ તરફથી નવકારશી.**

માહ શુદિ ૬ મંગળવારે અષ્ટોત્તરી સ્નાત્ર અને મહેતા ગફુલભાઇ સાંકળચંદ તરફથી નવકારશી.

આ ઉત્તમ મહોત્સવ પ્રસંગે આપ સહકુંટુંબ પરિવાર પધારી જિનેંદ્ર ભક્તિના અપૂર્વ અવસરનો લાભ લેશો અને શાસનોન્નતિ શોભામાં વધારો કરશો.

વિશેષ હાલમાં અત્ર વિરાજિત પરમ પૂજ્ય પ્રાતઃસ્મરણીય મહાયોગી શ્રીમદ્ રવિસાગરજી મહારાજના પ્રશિષ્ય શાસ્ત્રવિશારદ કવિરાજ યોગનિષ્ઠ બાલબ્રહ્મચારી સર્વ ભારત જૈન જૈનેતર વર્ગ પ્રસિદ્ધ અધ્યાત્મજ્ઞાનપ્રસારક જૈનધર્મ ધુરંધર શ્રીમજ્જૈનાચાર્ય બુદ્ધિસાગર સૂરીશ્વર તથા મુનિમહારાજ શ્રી વૃદ્ધિસાગરજી તથા મુનિમાહારાજશ્રી કીર્તિસાગરજી તથા મુનિમહારાજ શ્રી ઉત્તમસાગરજી આદિ મુનિરાજોનાં તથા સાધ્વીઓનાં દર્શન-ઉપદેશાદિનો પણ અપૂર્વ લાભ પ્રાપ્ત થશે. માટે જરૂર પધારવા કૃપા કરશો. સંવત ૧૯૭૯ પોષ વદિ ૧૧ શનિવાર.



પોશ વદિ ૧૪ ના પ્રાતઃકાલે મેતા. અમરતલાલ સાંકળચંદના હસ્તે ઘણાજ ઉત્સાહપૂર્વક કુંભસ્થાપનવિધિ કરવામાં આવી અને **ગુરૂશ્રીએ** વાસક્ષેપ કર્યો પ્રતિષ્ટા વિધિ કરાવવા પેથાપુરવાળા વૈદ્ય. ચંદુલાલ મગનલાલ, કેશવલાલ મનસુખરામ, તેમજ વિજાપુરવાળા ભીખાભાઇ કાળીદાસ વિગેરે પધાર્યા હતા. આ પ્રસંગે સમવસરણની રચના ઉત્તમ પ્રકારે કરવામાં આવી હતી તેમજ ચોઘડીઆં બેંડવાજા વિગેરેથી શોભામાં ઘણોજ વધારો થયો હતો. દેરાસરનો વિશાળ ચોક મંડપબાંધી ધ્વજા પતાકાઓથી શણગારવામાં આવ્યો હતો દરરોજ આંગી વિગેરેના ઠાઠ સાથે **ગુરૂશ્રીની** રચેલી જૂદી જૂદી પૂજાઓ રસપૂર્ણ ભણાવાતી હતી. તેમજ રાત્રે ભાવના લાઇટ વિગેરેથી ઘણો આનંદ છવાઈ રહેતો હતો. માહ સુદિ ૧ નો જળયાત્રાનો તેમજ સુદિ ૩ રથયાત્રાનો વરઘોડો મોટા આડંબરથી પૂર ભભકાસાથે ચડાવવામાં આવ્યો હતો. જેમાં બેન્ડ, હાથી, ઘોડા, રથ, બગી, મોટરો, સાબેલા વિગેરેનો ઠાઠ અપૂર્વ હતો. અને તે જોવા ગામ તેમજ બહાર ગામના સર્વવર્ણના માણસો એટલી મોટી સંખ્યામાં આવ્યા હતા કે ચાલવાની પણ મુશ્કેલી પડતી હતી. સુદિ૨ તથા સુદિ ૩ ના રોજ અનુક્રમે નંદાવર્તનું પૂજન તેમજ યક્ષ યક્ષાણીનું પૂજન કરવામાં આવ્યું હતું, મહા સુદિ ૪ ના રોજ સર્વ પ્રતિમાજીને અભિષેક કરવામાં આવ્યા હતા મહા સુદિ ૫ ના રોજ સવારના આઠ વાગ્યાથી **આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીના** પવિત્ર હસ્તે પ્રતિષ્ઠા વિધિ શરૂ થઇ અને તેઓ શ્રી ઉલ્લાસપૂર્વક મધુરધ્વનિના મધુરસ્વરથી મંત્રોચ્ચાર કરાવતા હતા. કલાક ૯. ૭ મિનિટે શુભ મુહૂર્તે રૂ ૨૧૨૫) ના ચડાવાથી મેતા. રાયચંદ ભાઇ રવચંદે તથા તેમનાં પત્નીએ મૂલનાયક શ્રી પદ્મપ્રભુજી મહારાજને તખ્તપર બિરાજમાન કર્યા હતા અને **શ્રીમદ્ આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગરજીએ** સર્વ પ્રતિમાજીપર વાસક્ષેપ કર્યો હતો. આ વખતનો દેખાવ અને આનંદ અવર્ણનીય હતો. જેનો ખ્યાલ નજરે જોનારનેજ આવી શકે આ પ્રસંગે કુલ ઉપજ રૂ. ૧૮૦૦૦) **અઢાર હજારની થઇ હતી જે નીચે મુજબ હતી.**

૨૩૪૮) રાયચંદભાઇ રવચંદભાઇ.
૨૧૫૩) ચતુરભાઇ કરશનભાઈ.
૧૨૧૫) છગનલાલ ગીગાભાઇ.
૯૧૧) ચુનીલાલ ઉમેદભાઇ.
૯૦૦) અમરતલાલ સાંકળચંદ.
૯૨૬) છગનલાલ ખેમચંદ.
૮૧૧) રાયચંદ કરશનદાસ
૭૧૩) અમીચદ ભુરાભાઇ
૬૯૪) ત્રીભોવનદાસ ઉમેદભાઇ.
૬૫૩) દલસુખભાઇ ગોવિંદજીભાઇ.
૬૦૧) ડાહ્યાભાઇ ભુરાભાઇ.
૫૦૦) જમનાદાસ ચુનીલાલ.
૪૦૧) ગકુલભાઇ સાંકળચંદ.
૨૬૦) ઠાકરશી ગોવિંદજી
૨૫૧) મલુકચંદ દેવચંદ.
૨૪૭) ઝવેરચંદ હઠીસંગ.
૫૪૯) શાંતીભાઇ જેસંગભાઇ.
૧૯૮) જેસંગ હઠીસંગ.
૧૩૧) કાલીદાસ દેવકરણ.
૫૭) છગનલાલ દોલતરામ.
૨૦૧) જેમલભાઇ તલકચંદ.
૧૦૧) મણીલાલ ઠાકરશી.
૨૨૧) ગકુલ મકનદાસ.
૫૪) હઠાસંગ ગોવિંદજીભાઇ.
૧૮૧) મગનલાલ કાલીદાસ.
૧૮૩) લલ્લુભાઇ મગનલાલ.
૨૫૧) ત્રીકમલાલ ઠાકરશી.
૧૨૩) મોહનલાલ ગીગાભાઇ.
૮૧) જેસંગ ડુંગરશી.

૨૦૧) ત્રીકમલાલ લલુભાઇ.
૨૦૧) આશારામ ઘેહલાભાઇ.
૬૭) પોપટલાલ છગનલાલ
૫૦) મણીલાલ અમુલખ.
૭૧) આત્મારામ ખેમચંદ.
૪૩) છગનલાલ ગગલદાસ.
૨૫) મોહનલાલ ખેમચંદ.
૧૧) વાડીલાલ દોલતરામ.
૧૧૭) રાયચંદ ગુલાબચંદ.
૨૫) વાડીલાલ ત્રીકમલાલ.
૧૨) વાડીલાલ રાઘવજી.
૨૨) હરિલાલ મંગળદાસ.
૧૯) ભોગીલાલ મગનલાલ.
૧૬) અભેચંદ લખમીચંદ
૧૨) ભુધાલાલ ઉકાભાઇ.
૬) જીવાભાઇ મુલચંદ.
૧૫) અમુલખ હકમચંદ.
૩૬) ભીખાભાઇ સાંકળચંદ.
૧૭) સુખલાલ કાલીદાસ.
૫૫) ભાયચંદ હરચંદ.
૧૮) મોહનલાલ કાલીદાસ.
૧૫૨) દેવચંદ. ઠાકરશી.
૩૫) મનસુખ કચરાભાઇ
૩૨) ફકીરચંદ જેઠાભાઇ. લવાર.
૩૨) ઇશ્વરભાઇ આત્મારામ પટેલ
૧૦) પોપટલાલ વાડીલાલ.
૨૫) ડાહ્યાભાઇ મકનદાસ
૧૫) મૂલચંદ હઠીસંગ.

એ રીતે ભારે રકમની નહી ધારેલી ઉપજ ગુરૂશ્રીના ઉપદેશ અને પ્રભાવથી થઈ હતી. મહા સુદિ ૬ ના રોજ અષ્ટોતરી સ્નાત્ર ઘણા ભક્તિ ભાવપૂર્વક ભણાવવામાં આવ્યું હતું આપ્રતિષ્ઠામહોત્સવમાં આશ્ચર્યકારક ઘટના એ હતી કે આટલી ભારે મેદની મળ્યા છતાં કોઇ માણસને શારીરિક કે આર્થિક ઇજા કે નુકશાની થઇ નહોતી. અને આનંદપૂર્વક મહોત્સવનું કામ સાંગોપાંગ પાર પડયું હતું.

આ શુભ માંગલિક પ્રસંગનો લાભ લઇ મહા સુદિ ૨ ના રોજ શેઠ. ચતુરભાઇ કરશનભાઇ, ગકુલભાઇ મકનદાસ, ઠાકરશી ગોવિંદજી, અમરતલાલ સાંકલચંદ એમણે સજોડે ચતુર્થવ્રત આચાર્ય માહારાજ પાસે નાણ મંડાવી ઉચ્ચર્યાં હતાં ને શ્રીફળની પ્રભાવનાઓ કરી હતી તેમજ આશારામ ઘેલાભાઇ, ત્રીકમલાલ લલ્લુભાઇ, રાયચંદ કરશનભાઇ અને ગકુલભાઇ સાંકલચંદ તરફથી અનુક્રમે ૩–૪–૫–૬ ના રોજ નોકારશીઓ જમાડવામાં આવી હતી.

આ મહોત્સવ પ્રસંગે આવેલા સમુદાયને આચાર્ય માહારાજ શ્રીબુદ્ધિસાગર સૂરીશ્વરજી એ પ્રસંગાનુસાર ધર્મોપદેશ આપતા હતા.

એ રીતે ગુરૂશ્રીના પ્રભાવથી પ્રતિષ્ઠા મહોત્સવનું કામ નિર્વિઘ્ને ઉત્તમ પ્રકારે આનંદપૂર્વક સમાપ્ત થયું હતું.

સાણંદ. સંવત ૧૯૮૧ના ભાદરવા સુદિ ૪

લેખક—

આત્મારામ ખેમચંદ કાપડીઆ.





શેઠ અમૃતલાલ કેસૂગદાસ.

# ગોધાવી નિવાસી સુપ્રસિદ્ધ

## શેઠ. અમૃતલાલ કેવળદાસનું સંક્ષિપ્ત જીવનચરિત્ર.

૧ આ ઉદારચરિત ગુરૂભક્ત શેઠશ્રીનો જન્મ ગોધાવીમાં સં. ૧૯૨૭ ના ફાગણ શુદી પંચમીના શુભ દીવસે થયો હતો બાલ્યાવસ્થામાં પોતાની જન્મભૂમીમાંજ પ્રાથમિક અભ્યાસ કરી તેઓશ્રીએ સં. ૧૯૪૦ માં ભાગ્યવશાત્ મુંબાઇ આવવાનું બનતાં ત્યાંની વીખ્યાત ધી. એલફીન્સ્ટન હાઇસ્કુલમાં મેટ્રીક સુધીનો અભ્યાસ પૂર્ણ ખંત અને કાળજી પૂર્વક કરી આ જમાનાને જરૂરી એવુ ભાષાજ્ઞાન મેળવ્યું અને મર્હુમ જૈનકુલ ભૂષણ નરરત્ન શેઠ. વીરચંદભાઇ દીપચંદભાઇ સી. આઇ. ઇ. જેઓ અમૃતલાલભાઇના વડીલ કાકા થતા હતા તેમના સહવાસમાં તેઓ આવ્યા આ સહવાસથી તેમનામાં, મર્હુમ શેઠના પરોપકાર દયા આદી–ઊચ્ચાદર્શ ગુણોનાં બીજ રોપાયાં અને બાલ્યાવસ્થાનાં એ સંસ્કારનાં બીજ વિકસીત થતાં પુખ્ત ઉમરે તેના મીષ્ટ ફળોના આસ્વાદન વડે પોતાના જીવનને અધીક ઉચ્ચ બનાવવા શક્તીવંત બન્યા.

૨ અભ્યાસ પૂર્ણ થયા પછી તેઓ Cotton રૂના ધંધામાં અનુભવ પ્રાપ્ત કરી તેમાં જોડાયા અને શેઠ. મોરારજી ગોકુલદાસ તથા બીજી મીલોની રૂની ખરીદીનુ કાર્ય તેમણે ઉપાડી લીધુ તથા પ્રમાણીકતા બાહોશી ખંત અને કાર્ય દક્ષતાથી મીલ એજંટો તથા વેહેપારીઓનો સારો ચાહ મેળવી પોતાનો ધંધો સફળતાથી હજી સુધી ચલાવ્યેજ જાય છે.

૩ અમૃતલાલભાઇએ પોતાના જીવનમાં પ્રાપ્ત થએલી પરોપકાર દયા તથા ધર્મ ભક્તિ કરવાની અમૂલ્ય તકો વ્યર્થ જવા દીધી નથી.

દુષ્કાળ પ્રસંગે અમરતલાલભાઇએ મર્હુમ દાનવીર શેઠ. વીરચંદ દીપચંદભાઇ તથા અન્યદાનુ પ્રિય-સજ્જન શ્રીમંતો પાસેથી મદદ મેળવી ઘાસ, ગરીબો માટે અનાજ વીગેરે પુરૂ પાડવાની દુકાનો વીગેરે ઉઘાડીને જાત મહેનત કરવા ઉપરાંત પોતે પણ આવા સત્કાર્યોમાં દ્રવ્યનો ફાળો આપીને પોતાની પરોપકારાદિ વૃત્તિઓને પોષી હતી.

૪ છેલ્લા ઇન્ફલ્યુએન્ઝાના વખતે ગોધાવી તથા આસપાસના ગામોમાં વૈદ્યકીય મદદ માટે વૈદ્ય તથા દવાઓ કેટલાક માસ સુધી પોતાના તરફથી પુરાં પાડવા ઉપરાત ગરીબોને ત્યાં વૈદ્યને વગર ફીએ જોવા મોકલતા તથા દવા વીગેરે પણ મોકલાવી જનસેવાનું સારૂ કાર્ય બજાવતા. આ નિઃસ્વાર્થ સેવા તથા પરોપકારી કાર્યથી–આકર્ષાએલ જનરિવ્યુના તંત્રીએ તેમનો ફોટો પ્રસિદ્ધ કરી તેની સાથે નીચે પ્રમાણે નોંધ લખી હતી.

" અમદાવાદ નજીક ગામ ગોધાવીમાં પણ આ વરસે ઇલાકાના બીજા ગામોની માફક ઇન્ફલ્યુએન્ઝા ભયંકર પ્રમાણમાં ચાલતો હતો અને સારવારની ખામીથી ગોધાવી અને તેની આજુબાજુના ગામોના ગરીબોમાં ભયંકર મરણ પ્રમાણ શરૂ થયું હતું આ વખતે તરતજ ચેતીને ગોધાવીના જાણીતા અને પરોપકારી શેઠ. અમરતલાલ કેવળદાસે પોતાના વતનમાં દવાખાનું ખોલ્યું હતું અને તેથી ગોધાવીનાજ નહીં પણ ગોધાવીની આજુબાજુના ગામોનાં સેંકડો દરદીઓને રાહત મલી હતી અને અનેક કીમતી જીવો આ વખતસર મળેલી મદદ અને સારવારથી બચી જવા પામ્યા હતા અમોને આશા છે કે શેઠ. અમરતલાલ હમેશ આવા પરોપકારી કાર્યમાં ખંતથી ભાગ લેતા રહેશે અને અમો ઇચ્છીએ છીએ કે પરમાત્મા તેઓને દીર્ઘાયુષ બક્ષે.

ઉપરની નોંધ ઉપરથી આ કાર્ય કેટલું ઉપયોગી હતુ તે સર્વેને સહજ રીતે માલુમ પડશે આ પ્રમાણે તેઓએ અનેક વખત આવા દરદો ફાટી નીકળતાં વખતસરની વૈદ્યકીય મદદ પુરી પાડવાની તત્પરતા દેખાડી છે એવી રીતે અનેક અનુકરણાત્મક ધાર્મિક કાર્યો પોતાની ઉદારતાથી ભાઇ અમરલાલે પોતાની જીંદગીમાં કરેલાં છે.

૫ તેઓશ્રી કેટલોક સમય શ્રી બનારસ જૈન સંસ્કૃત યશોવિજયજી પાઠશાળાના ઓનરરી સેક્રેટરીના હોદ્દાપર હતા ત્યાં પણ તેમની સેવા પ્રશંસનીય હતી.

૬ શેઠશ્રી યોગનિષ્ઠ આચાર્ય મહારાજશ્રી બુદ્ધિસાગરજી સૂરીશ્વર ઉપર ઘણોજ સારો ભક્તિભાવ ધરાવતા હતા ને એવોજ ભક્તિભાવ અદ્યાપી છે તેમનો ગૃહસંસાર ઘણો સુખી નિવડયો છે તેમનાં સુપત્નિ બાઇ પુરી

બાઇ પણ એવાં ઉદાર સ્વભાવી ગુણીયલ વિવેકી ધર્મ ભાવનાવાળાં ગુરૂ-ભક્ત તથા પતિ પ્રેમી છે અને આ દંપતીએ પોતાની ઉત્તરાવસ્થામાં ગોધાવી ખાતે તેમણે કરાવેલ અંજનશલાકામાં જે ઉત્સાહથી દ્રવ્ય વ્યય કરી સુયશ પ્રાપ્ત કર્યો હતો તે તેમની ખાનદાનીને છાજતો હતો આ સંબંધી વિસ્તારથી માહીતી આ પુસ્તકમાં અન્ય સ્થળે આપવામાં આવી છે.

તેઓશ્રીનો સ્વભાવ મિલનસાર શાંત સંતોષી તથા માયાળુ છે કોઇને પણ મદદ કરી છુટવાનો તેમનો સ્વભાવ જાણીતો છે તેઓનું સારૂં માઠું બોલનાર વા નુકશાન કરનાર પ્રતિ પણ તેઓ તો મીલનસારજ રહી તેના પર ઉપકાર કરતા રહે એવો તેમનો સ્વભાવ છે તથા પ્રત્યેક જીવપર પ્રેમભાવ ધરાવવાનો ઉદાર સ્વભાવ જાણીતો છે. આમ પરોપકાર દયા સેવા ગુરૂભક્તિ અને ઉદારતાના ગુણો વડે અંકાયલુ અને દાંપત્યપ્રેમ વડે રંગાયલું શેઠ-શ્રીનું જીવન સુખ પૂર્વક અને લહાણુ લેતાં લેતાં વ્યતીત થાય છે.

૮ આવા ઉદારાત્મા શેઠશ્રી એવાંજ ઉત્તમ કાર્યો કરવા તથા પરો-પકાર દયા ગુરૂભક્તિ પ્રભુભક્તિ આદી કાર્યો કરતાં ચીરંજીવ રહી અનેક સુકાર્યો કરવા શક્તિવાન થાય અને તેમની જીવન સુવાસ અખંડ પ્રસરો એમ ઇચ્છાય છે. ॐ शान्तिः ३



# સદ્ગત્ આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિશ્વરજી
# જીવંત સ્મારક.

સ્વર્ગવાસી વિશ્વોપકારક પંડીતપ્રવર અધ્યાત્મજ્ઞાનચુડામણિ કવિરત્ન યોગનિષ્ટ **શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિશ્વરજી** મહારાજ જેવા ધર્મોપકારી શાસનરક્ષક અનેક મહાન્ ગ્રંથપ્રણેતા ગીતાર્થ ગુરૂશ્રીના સ્વર્ગગમનથી જૈન શાસનને અને—વ્યાપક દ્રષ્ટિએ સમસ્ત દેશને ન પુરાય તેવી ખોટ પડી છે. એવા વિશ્વોપકારી મહાન્ આચાર્ય પ્રવરનું કોઇ **સર્વોપયોગી** સુંદર **જીવન્ત્ સ્મારક** કરી-તેમનું નામ અને કામ જીવંત રાખવુ એ પ્રત્યેક જૈન જૈનેતર બન્ધુબ્હેનોની પવિત્ર અને પ્રથમ ફરજ છે.

ઘણાં શહેરો તથા સંઘોના આગેવાનો તથા અનેક બન્ધુબ્હેનોના એવા મજબુત અભિપ્રાયો છે કે—શ્રીમદ્‌ને જ્ઞાન, અધ્યાત્મ તથા યોગ-માર્ગપર જે અનન્ય અને અખંડ પ્રેમ ભક્તિભાવ હતો તથા તેઓશ્રીની સર્વ દેશીય વિશાળ દ્રષ્ટિવાળી જ્ઞાન પરિપૂર્ણ કસાએલી કલમે આલેખા-એલ સદ્‌જ્ઞાનની પ્રસાદી મંડળે જે રીતે જ્ઞાનરસિક જનસમાજને ચખાડી છે. તે તરફ જન સમાજની ભક્તિભરી પ્રેમદ્રષ્ટિ હોવાથી સદ્‌ગતના આ-ત્માને સંતુષ્ઠ રાખવા **જ્ઞાનોદ્ધાર અને જ્ઞાન પ્રચારને મૂખ્યતા** આપવી.

શ્રીમદ્‌ની અદ્‌ભુત આત્મજ્ઞાનથી છલકાતી સમાજ સુધારાની, વૈરાગ્ય, તપ, ત્યાગ પ્રરૂપતી, ઇતીહાસ, શિલાલેખો, પૂર્વાચાર્યોના જીવન તથા જી-વન્ત જ્ઞાનના ઝરા જેવી કૃતીઓ આદિ વિષયોનાં ગદ્ય, પદ્યમાં સંસ્કૃત, પ્રાકૃત, હીન્દી અને ગુજરાતી ભાષામાં **૧૦૮ ઉત્તમ ગ્રન્થો** બનાવી પો-તાની હયાતીમાંજ પ્રગટ કર્યા છે. તેનો તથા તેમણે પાછળ મૂકેલાં **અતિ ઉપયોગી અપ્રકટ સાહિત્યનો** તેમજ પૂર્વાચાર્યોની ઉત્તમ કૃતિઓનો બહોળો પ્રચાર કરવો.

ગુરૂ મહારાજના ઉત્તમ જ્ઞાનના ગ્રંથો છપાવી પડતર ભાવથીએ ઓછી કિંમતે તેનો પ્રચાર કરવા સારૂ શ્રી **અધ્યાત્મ જ્ઞાન પ્રચારક મંડળની** સં. ૧૯૬૫ ના કાર્તિક શુકલ પંચમી ( જ્ઞાન પંચમી ) થી શરૂઆત કરી હતી. મંડળ પાસે કોઇપણ જાતનું સ્થાયી ફંડ હતું નહી, તેમજ છે પણ નહી. પણ અધ્યાત્મ જ્ઞાનરસીક ઉદાર ભાઇઓની મદદ વડે ૧૦૮ મહાન્ ઉપકારક ગ્રંથો પ્રગટ થવા પામ્યા છે તે પુરાણામંડળને વિસ્તૃત કરી તેને વધુ સારા સંગીન પાયાપર મૂકવુ.

**યોજના**—આ માટે નીચે પ્રમાણે યોજના કરી છે. અને તે અમ-લમાં મુકાઇ ચુકી છે.

( ૧ ) **ધર્મની** લાગણીવાળા, જ્ઞાનપર બહુ માનવાળા શ્રી પ્રભુના વચનોના આરાધક કોઇ ભાઇ અથવા બ્હેન એક સાથે રૂ. ૨૫૧) અને તેથી વધ રકમ આપી આ મંડળના પેટન થઇ શકે.

( ૨ ) એકી સાથે રૂ. ૧૦૧, આપનાર કોઇપણ ભાઇ અગર હેન લાઇફમેંબર થઇ શકે,

( ૩ ) કોઇપણ જાહેરસંસ્થા, સભા, જ્ઞાનમંદિર અને વ્યવસ્થિત ચાલતી લાઇબ્રેરી (પુસ્તકાલય) આ મંડળમાં લાઇફમેમ્બર માત્ર રૂા. ૭૫માં થઇ શકે.

( ૪ ) સર્વ સભ્યોને શરૂઆતમાજ મંડળનાં પ્રગટ થયેલાં રૂા. ૨૦) ની કિંમતનાં પુસ્તકો જે યોગ્ય પ્રમાણમાં શિલિક હશે તેમાંથી એકેક નકલ તથા પેટ્રનને બબે નકલો આપવામાં આવશે તથા હવે પછી પ્રગટ થનાર તમામ પુસ્તકો એ રીતે વિના મૂલ્યે ભેટ મળશે.

( ૫ ) ટુંક સમયમાં પ્રગટ થનાર શ્રીમદ્‌નો સચિત્ર દળદાર " સ્મારક અંક ". તથા ગુરૂમહારાજનુ વિસ્તૃત સચિત્ર અનેક ફોટાઓવાળું પાકા પુઠાનું જીવન ચરિત્ર પણ ભેટ આપવામાં આવશે.

( ૬ ) થએલ સભ્યોનુ મડળ તેજ " શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ " ગણાશે, જે મડળની બેઠક ઓછામાં ઓછી વર્ષમાં એકવાર નિર્ણિત સ્થળે ભરવામાં આવશે, તથા જ્ઞાન પ્રચાર તેમજ ગુરૂભક્તિના વધુ સંગીનકાર્યો માટે વિચારણા ચલાવશે.

( ૭ ) પ્રતિવર્ષ મડળના ઉપજ ખર્ચનો હિસાબ રાખી પ્રગટ કરવામાં આવશે અને શરૂઆતમાજ વ્યવસ્થાપક મંડળ નક્કી કરવામાં આવશે.

( ૮ ) પ્રત્યેક ગુરુભક્ત, સાહિત્યરસિક. શાસનપ્રેમી, જ્ઞાનપ્રિય બન્ધુ અને બ્હેનોને શ્રીમદ્‌ના આ સાચા જીવન્ત સ્મારકનો લાભ લેવા અને યથાશક્તિ તેમાં જોડાવા અમારી નમ્ર વિનતી છે.

( ૯ ) આ ખાતામાં આપેલી રકમો ફક્ત જ્ઞાનમાર્ગેજ વપરાવાની હોવાથી જ્ઞાન તથા શુભકામે સંકલ્પેલી રકમો પણ આ ખાતે સ્વીકારી શકાશે.

( ૧૦ ) કોઇપણ લાઇફ મેમ્બર રૂા. ૧૫૦) ભરી પેટ્રન બની શકશે.

મંડળ મારફતે પ્રગટ થનાર પુસ્તકો માટે મદદ આપવાની ઇચ્છા વાળા ભાઇઓ તથા બ્હેનોને ( તેઓની મદદની નોંધ સાથે ) દરેક રીતે સગવડ કરી આપવામાં આવશે.

લોકપ્રિય માસિક બુદ્ધિપ્રભાને સારા સંગીન સાહિત્યથી પૂર્ણ કરી ફરી પ્રગટ કરવાની પણ ધારણા છે. ઉપરોક્તયોજના પ્રમાણે બનેલા સભ્યોની મુબાઇમાં એક મીટીંગ મળી હતી અને આ યોજના અમલમાં આવી ચુકી છે. સભ્યો થવા ઇચ્છનારે નીચેના સ્થળે નામ નોંધાવવાં.

શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ

મુ. પાદરા ( ગુજરાત )

# સ્તવનસંગ્રહ ( દેવવંદન સહિત ) ની
## વિષયાનુક્રમણિકા.

## જિનેશ્વર સ્તવન ચતુર્વિંશતિકા ૧.



## જિનેશ્વર સ્તવન ચતુર્વિંશતિકા ૨.

# વિંશતિ વિરહમાન જિન સ્તવન. ( વીશી )

**ઇતિ–સ્તવન સંગ્રહ વિષયાનુક્રમણિકા સમાપ્ત.**



# સ્તવન સંગ્રહ ગ્રંથમાંનું

## અશુદ્ધિ શુદ્ધિ પત્રક.

| પૃ. | લાઇનનું | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૧ | ૫ | નસુથ્થુણું | નમુથ્થુણં. |
| ૬. | ૧ | પ્રભુના. | પ્રભુની. |
| ૭. | ૧૮ | શુ ાતમ | શુધ્ધાતમ. |
| ૯. | ૨૦ | વધિનાથ | સુવિધિનાથ. |
| ૧૬! | ૯ | ધમ. | ધર્મ. |
| ૧૯. | ૧૧ | ચેત્યવંદન | ચૈત્યવંદન. |
| ૨૩ | ૧૯ | ચૌવીશ | ચોવીશ |
| ૩૩ | ૨૭ | બાજ | બીજ |
| ૩૯. | ૮ | વૈયારચ્ચી | વૈયાવચ્ચી. |
| ૪૧ | ૧૦ | વયો | વર્યો. |
| ૪૩ | ૧૬ | જૂશમ | ઋજૂશ્રત્ર. |
| ૪૩ | ૨૩ | ધ્રપ્રપભ | પદ્મપ્રભુ |
| ૪૮ | ૪ | નિનામીરે | નિર્નામિરે |
| ૫૦ | ૬ | ધ્યેવ | ધ્યેય |
| ૭૧ | ૨૦ | શુધ્ધાપયોગે. | શુધ્ધોપયોગે. |
| ૮૬ | ૪ | અચના. | અર્ચના. |
| ૯૫ | ૨૦ | વારયા | વરિયા |
| ૯૬ | ૬ | રગી | રાગી. |
| ૧૧૨ | ૫ | ભુવથા | ભૂલથી |
| ૧૪૬ | ૧૪ | પંખાર્યા | પંખીયાં. |
| ૧૪૬ | ૧૯ | ચયે | ચયો. |
| ૧૪૬ | ૨૦ | ૨ | રહ્યો. |
| ૧૪૭ | ૮ | જીવનગારાં | જીતનગારાં |
| ૧૬૧ | ૧૩ | પ્રભુતો | પ્રભુને |
| ૧૬૧ | ૧૨ | ભક્તના | ભક્તિના |
| ૧૭૦ | ૧૩ | ચિાનનંદ | ચિદાનંદ |
| ૧૭૧ | ૩ | નિધાર | નિર્ધાર |
| ૨૦૫ | પૃષ્ઠાંક | ૨૦૬ | ૨૦૫ |
| ૨૦૬ | પૃષ્ઠાંક | ૨૦૫ | ૨૦૬ |

# श्री अध्यात्मज्ञानप्रसारक मंडळ तरफथी

## श्रीमद् बुद्धिसागरसूरिजी ग्रन्थमाळामां

## प्रगट थयेला ग्रन्थो.



| | ग्रन्थांक | पृष्ठ | किंमत. |
|---|---|---|---|
| * | १ अध्यात्म व्याख्यानमाळा. | २०६ | ०—४—० |
| * | २ भजनसंग्रह भाग २ जो. | ३३६ | ०—८—० |
| * | ३ भजनसंग्रह भाग ३ जो. | २२५ | ०—८—० |
| * | ४ समाधिशतकम्. | ६१२ | ०—८—० |
| * | ५ अनुभवपच्चिशी. | २४८ | ०—८—० |
| * | ६ आत्मप्रदीप. | ३१५ | ०—८—० |
| * | ७ भजनसंग्रह भाग ४ थो. | ३०४ | ०—८—० |
| | ८ परमात्मदर्शन. | ४०० | ०-१२-० |
| * | ९ परमात्मज्योति | ५०० | ०-१२-० |
| * | १० तत्त्वबिंदु. | २३० | ०—४—० |
| * | ११ गुणानुराग ( आवृत्ति बीजी ) | २४ | ०—१—० |
| * | १२—१३ भजनसंग्रह भाग ५ मो तथा ज्ञानदीपिका. | १०० | ०—६—० |
| * | १४ तीर्थयात्रानुं विमान (आ०बीजी) | ६४ | ०—२—० |
| * | १५ अध्यात्मभजनसंग्रह | १२० | ०—६—० |
| * | १६ गुरुबोध. आ० २ | २९० | ०—८—० |
| * | १७ तत्त्वज्ञानदीपिका | १२४ | ०—६—० |
| * | १८ गहूंलीसंग्रह भा. १ | ११२ | ०—३—० |
| * | १९—२० श्रावकधर्मस्वरूप भाग १—२ | ४०—४० | ०—१—० |
| * | २१ भजनपदसंग्रह भाग ६ ठो. | २०८ | ०-१२-० |
| * | २२ वचनामृत. | ८३० | ०-१४-० |
| | २३ योगदीपक. | ३०८ | ०-१४-० |
| | २४ जैन ऐतिहासिक रासमाळा. | ३०८ | १—०—० |

| | | | |
|---|---|---|---|
| * | २५ आनन्दघनपद (१०८) संग्रह. | ८०८ | २–०–० |
| * | २६ अध्यात्मशान्ति (आवृत्ति बीजी) | १३२ | ०–३–० |
| | २७ काव्यसंग्रह भाग ७ मो. | १६६ | ०–८–० |
| * | २८ जैनधर्मनी प्राचीन अने अर्वाचीन स्थिति | ९६ | ०–२–० |
| * | २९ कुमारपाल ( हिंदी ) | २८७ | ०–६–० |
| * | ३० थी ३४ सुखसागर गुरुगीता. | ३०० | ०–४–० |
| * | ३५ षड्द्रव्यविचार. | २४० | ०–४–० |
| *÷ | ३६ विजापुरवृत्तांत. | ९० | ०–४–० |
| × | ३७ साबरमती गुणशिक्षण काव्य. | १९२ | ०–६–० |
| | ३८ प्रतिज्ञापालन. | ११० | ०–५–० |
| * | ३९–४०–४१ जैनगच्छमतप्रबंध, संघप्रगति, जैनगीता. | ३०४ | १–०–० |
| | ४२ जैनधातुप्रतिमा लेखसंग्रह भा. १ | | १–०–० |
| | ४३ मित्रमैत्री. | १७० | ०–८–० |
| * | ४४ शिष्योपनिषद्. | ४८ | ०–२–० |
| | ४५ जैनोपनिषद्. | ४८ | ०–२–० |
| | ४६–४७ धार्मिक गद्यसंग्रह तथा सदुपदेश भाग १ लो. | ९७६ | ३–०–० |
| | ४८ भजनसंग्रह भा. ८ | ९७६ | ३–०–० |
| * | ४९ श्रीमद् देवचंद्र भा. १ | १०२८ | २–०–० |
| × | ५० कर्मयोग. | १०१२ | ३–०–० |
| * | ५१ आत्मतत्त्वदर्शन. | ११२ | ०-१०-० |
| ÷ | ५२ भारतसहकारशिक्षण काव्य. | १६८ | ०-१०-० |
| * | ५३ श्रीमद् देवचंद्र भा. २ | १२१० | ३–८–० |
| | ५४ गहुंली संग्रह भा. २ | १३० | ०–४–० |
| * | ५५ कर्मप्रकृतिटीकाभाषांतर. | ८०० | ३–०–० |
| | ५६ गुरुगीत गहूंलीसंग्रह. | १९० | ०-१२-० |

| | | |
|---|---|---|
| ५७-५८ आगमसार अने अध्यात्मगीता. | ४७० | ०–६–० |
| ५९ देववंदन स्तुति स्तवन संग्रह. | १७५ | ०–४–० |
| ६० पूजासंग्रह भा. १ लो. | ४१६ | १–०–० |
| ६१ भजनपदसंग्रह भा. ९ | ५८० | १–८–० |
| ६२ भजनपदसंग्रह भा. १० | २०० | १–०–० |
| ६३ पत्रसदुपदेश भा. २ | ५७६ | १–८–० |
| ६४ धातुप्रतिमालेख संग्रह भाग २ | १८० | १–०–० |
| ६५ जैनदृष्टिए ईशावास्योपनिषद् भावार्थविवेचन. | ३६० | १–०–० |
| ६६ पूजासंग्रह भाग १–२ | ४१५ | २–०–० |
| ६७ स्नात्रपूजा. | | ०–२–० |
| ६८ श्रीमद् देवचंद्रजी अने तेमनुं जीवनचरित्र. | | ०–४–० |
| ६९–७२ शुद्धोपयोग वि. संस्कृत ग्रंथ ४ | १८० | ०-१२-० |
| ७३–७७ सघकर्तव्य वि. संस्कृत ग्रंथ ५ | १६८ | ०-१२-० |
| ७८ लाला लाजपतराय अने जैनधर्म. | १०० | ०–४–० |
| ७९ चिन्तामणि | १२० | ०–४–० |
| ८०–८१ जैनधर्म अने ख्रिस्ति धर्मनो मुकाबलो तथा जैनख्रिस्ति संवाद | २२० | १–०–० |
| ८२ सत्यस्वरूप. | २०० | ०–६–० |
| ८३ ध्यानविचार. | ८५ | ०–८–० |
| ८४ आत्मशक्तिप्रकाश. | १४० | ०–४–० |
| ८५ सांवत्सरिक क्षमापना. | ८० | ०–३–० |
| ८६ आत्मदर्शन ( मणीचंद्रजीकृत सज्जायो ) नुं विवेचन. | १५० | ०–४–० |
| ८७ जैनधार्मिक शंकासमाधान | ५५ | ०–२–० |
| ८८ कन्याविक्रय निषेध | २०० | ०–६–० |
| ८९ आत्मशिक्षा भावनाप्रकाश. | ११५ | ०–७–० |
| ९० आत्मप्रकाश. | ५६५ | १–८–० |
| ९१ शोक विनाशक ग्रंथ | ८० | ०–१–० |

| | | | |
|---|---|---|---|
| ९२ | तत्त्वविचार. | १२५ | ०–६–० |
| ९३–९७ | अध्यात्मगीता वि.संस्कृत ग्रंथ. | २०५ | १–०–० |
| ९८ | जैनसूत्रमां मूर्तिपूजा. | ९६ | ०–३–० |
| ९९ | श्री यशोविजयजी निबंध. | २१० | ०–६–० |
| १०० | भजनपदसंग्रह भाग ११ | २२० | ०-१२-० |
| १०१ | ,, भाग १ आ. ४थी | २०० | ०–८–० |
| १०२ | गुजरात बृहद् विजापुर वृत्तांत | | |
| १०३-४ | श्रीमद्-देवचंद्रजी विस्तृतजीवन चरित्र तथा देवविलास | | |
| १०५ | मुद्रितजैन श्वे. ग्रंथगाइड | | |
| १०६ | ककावली-सुबोध | | |
| १०७ | स्तवन संग्रह ( देववंदन सहित ) | | |
| १०८ | पत्र सदुपदेश भाग ३ | | |

---

* आ निशानीवाला ग्रंथो शिल्कमां नथी.

× आ ग्रंथो ब्रीटीश केळवणी खाताए मंजुर करेला छे.

÷ आ ग्रंथो श्रीमंत गायकवाड सरकारना केळवणी-खाताए मंजुर करेला छे.

ग्रंथो मळवानां ठेकाणां

१ वकील मोहनलाल हीमचंद्–पादरा ( गुजरात )

२ शा. आत्माराम खेमचंद–साणंद.

३ शा. नगीनदास रायचंद जाखरीया–महेसाणा

४ शा. चंदुलाल गोकळभाइ–विजापुर

५ शा. रतीलाल केशवलाल–प्रांतिज

६ श्री बुद्धिसागरसूरि जैनसमाज–पेथापुर

७ शा. मोहनलाल नगीनदास भांखरीया–
१९२–९४ बजार गेट, कोट, मुंबाई.

૧૨૮૫૫

જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ કૃત.

# દેવવંદન સ્તવન સ્તુતિ સંગ્રહ.

## ચાતુર્માસી દેવવંદન વિધિ.

સ્થાપનાચાર્યાદિ આગળ ઇરિયાવહિયાદિ કરી, કાઉસગ્ગ કરી ઉપર લોગસ્સ કહીને પ્રથમ મંગલનિમિત્ત ચૈત્યવંદન કહેવું. પછી નમુત્થુણં પછી જયવીઅરાય 'આભવમખંડા' સુધી કહી ખમાસમણ દેઈ ઋષભદેવનું ચૈત્યવંદન કહેવું. પછી નમુથ્થુણં કહી ચારે થોયે દેવ વાંદવા. પછી નમુથ્થુણં કહી જયવીઅરાય અર્ધા કહી ખમાસમણ દેઇ અજિતાદિ દેવનાં ચૈત્યવંદનો તથા થોયો કહેવી. શ્રી શાંતિનાથનું ચૈત્યવંદન કરી ચારે થોયે દેવ વાંદી સ્તવન કહેવું. બાકીના તીર્થંકરને એક ચૈત્યવંદન અને એક સ્તુતિથી વાંદવા. શ્રી નેમિનાથ, શ્રી પાર્શ્વનાથ અને શ્રી મહાવીર પ્રભુને ચાર થોયો સ્તવનથી વાંદવા. મહાવીરપ્રભુનું સ્તવન કહી પછી જયવીઅરાય આખા કહેવા. પછી શ્રી શાશ્વતા અશાશ્વતા પ્રભુનું ચૈત્યવંદન કરવું અને નમુથ્થુણં, અરિહંત-ચેઇઆણં આદિકથી ચારે થોયો સાથે કહેવી. પછી કાઉસગ્ગમાં એક જણે કાઉસગ્ગ પારી મોટી શાંતિ કહેવી. પછી કાઉસગ્ગ પારી લોગસ્સ કહી તેર નવકાર ગણવા. સિદ્ધાચલનાં તેર ખમાસમણાં દેવાં. પછીથી સિદ્ધાચલ, ગિરનાર, આબુ, અષ્ટાપદ અને સમ્મેતશિખરનાં સ્તવન કહી અવિધિ આશાતનાનો મિચ્છામિ દુક્કડં દેવો. વિધિ સમાપ્ત.

## અથ ચૌમાસી દેવવંદન પ્રારંભ.

### ચૈત્યવંદન.

પાનસરા મહાવીર જિન, વંદુ પૂજું ભાવે;
ચૌમાસી ચોવીશ જિન, વંદુ ગુણુગણુદાવે. ૧
ઋષભાદિક ચોવીશ દેવ, વંદીએ હિતકારી;
આતમશુદ્ધિ સંપજે, મુક્તિ મળે સુખકારી. ૨
અતીત અનાગત કાલના એ, વંદો સર્વ જિનેશ;
બુદ્ધિસાગર સંપ્રતિ, જિનવર ભાવ વિશેષ. ૩

એમ ચૈત્યવંદન કરી નમુત્થુણં કહી 'આભવમખંડા' સુધી જયવીઅરાય કહેવા. પછીથી શ્રી આદિનાથનું ચૈત્યવંદન કરવું. પછી શ્રી પદ્મવિજયજી વગેરેની ચોમાસી દેવવંદનની વિધિ પ્રમાણે દેવવંદન વિધિ જાણવી.

---

### ઋષભદેવ ચૈત્યવંદન.

આદિનાથ અરિહંત જિન, ઋષભદેવ જયકારી;
સંઘ ચતુર્વિધ તીર્થને, સ્થાપ્યું જગ સુખકારી. ૧
પરમેશ્વર પરમાતમા, તનુયોગે સાકાર;
અષ્ટકર્મ દૂરે કર્યાં, નિરાકાર નિર્ધાર. ૨
સાકારી અરિહંતજી એ, નિરાકારથી સિદ્ધ;
બુદ્ધિસાગર ધ્યાવતાં, પ્રગટે આતમઋદ્ધિ. ૩

---

### ઋષભદેવ સ્તવન.

( કાનુડો ન જાણે મોરી પ્રીત-એ રાગ. )

પ્રભુજી ઋષભજિનેશ્વરદેવ, હૃદયમાં વ્હાલા લાગ્યારે. પ્રભુ૦
આવિર્ભાવે દિલ પ્રગટો, કર્મ આવરણો વિઘટો,
પ્રભુજી લાગ્યું તુજથી તાન, આત્મિકભાવે જાગ્યારે. પ્રભુ૦ ૧

મોહને પડદો દૂરે, થાતાં શુદ્ધાતમ સ્ફુરે,
પછી રહે ન કિંચિત્ ભેદ, કર્મ સહુ જાવે ભાગ્યાંરે. પ્રભુ૦ ૨
કાચી બે ઘડીમાં મળવું, જ્યોતિમાં જ્યોતે ભળવું,
એવું અનુભવ નિશ્ચયભાન, જીતનગારાં વાગ્યાંરે. પ્રભુ૦ ૩
શુદ્ધોપયોગે સંગી, અંતરધાતો રગી,
બુદ્ધિસાગર પ્રભુ હજુર, મસ્યા નહિ માગે માગ્યારે. પ્રભુ૦ ૪

---

## ઋષભદેવ સ્તુતિ.

ઋષભજિનેશ્વર સમ નિજ આતમ, સત્તાએ છે ધ્યાવવો,
તિરોભાવને દૂર કરીને, વ્યક્તિભાવે લાવવો;
આતમને પરમાતમ કરવા, અસંખ્યયોગો ભિન્ન છે,
સમ ઉપયોગે સર્વે મળતાં, સાપેક્ષાથી અભિન્ન છે. ૧
ભિન્ન ભિન્ન મત દર્શન પંથો, નિરપેક્ષે મિથ્યા સદા,
સાતનયોની સાપેક્ષાએ, જાણે સમ્યક્ત્વ જ તદા;
જૈનધર્મમાં સર્વે ધર્મો, સાપેક્ષે સમાય છે,
જૈનધર્મ સેવે સહુ ધર્મો, સેવ્યા દેવો ગાય છે. ૨
જિનવાણી જાણંતાં જાણ્યું, સર્વે એ નિશ્ચય ખરો,
જગ જાણ્યું સહુ આતમ જાણે, એવા નિશ્ચયને ધરો;
આતમશુદ્ધિ માટે સર્વે, બાહ્યાંતર ઉપાય છે,
જેને જેથી શુદ્ધિ થાતી, તેને તેજ સુહાય છે. ૩
બહિરાતમને અંતરઆતમ, કરવો આતમજ્ઞાનથી,
અંતરઆતમને પરમાતમ, કરવો ધ્યાનના તાનથી;
અંતરઆતમ તે પરમાતમ, જાણી પ્રભુને સેવતા,
તેવા જૈનો જિમતા પામે, સ્હાય કરંતા દેવતા. ૪

---

## અજિતનાથ ચૈત્યવંદન.

અજિતઅજિત પદ આપતા, ભવ્યજીવને જેહ;
પુરૂષાર્થને ભાખતા, હેતુ મુખ્ય છે તેહ. ૧
જડપરિણામી યત્નથી, જડસાથે છે બન્ધ;
શુદ્ધાત્મિકપરિણામના, પુરૂષાર્થે નહિ બન્ધ. ૨
પુરૂષાર્થશિરોમણિ એ, સહજયોગ શિરદાર;
શુદ્ધાતમ ઉપયોગ છે, અજિત થવા નિર્ધાર.

---

## અજિતનાથસ્તુતિ.

અજિતજિનેન્દ્રે અજિત થવાને, સમ્યગ્જ્ઞાન પ્રકાશ્યુંજી,
સાપેક્ષાએ ભવ્ય લોકના,–મનમાં પ્રેમે વાસ્યુંજી;
આતમજ્ઞાન સમ જ્ઞાન નહીં કો, ક્ષણમાં થાવે મુક્તિજી,
આતમજ્ઞાની નિર્લેપી થૈ, કર્મ કરે સહુયુક્તિથી. ૧

---

## સંભવનાથ ચૈત્યવંદન.

સંભવજિનને સેવતાં, સંભવતી નિજ ઋદ્ધિ;
ક્ષાયિક નવ લબ્ધિ મળે, થતી આત્મની શુદ્ધિ. ૧
ઘાતીકર્મના નાશથી, અર્હન્ પદવી પામ્યા;
આધિ વ્યાધિ ઉપાધિને, તુજ ધ્યાનારા વામ્યા. ૨
આતમા તે પરમાતમા એ, વ્યક્તિભાવે કરવા;
સંભવજિન ઉપયોગથી, ક્ષણુ ક્ષણુ દિલમાં સ્મરવા. ૩

---

## સંભવનાથ સ્તુતિ

આત્મ સ્વભાવે સંભવવું તે, સંભવ જિનની સેવાજી,
ગુણપર્યાયો આવિર્ભાવે થાતાં પોતે દેવાજી;
અભેદભાવે સંભવ કરતા જ્ઞાનાનંદ સ્વભાવેજી,
નિજઆતમ સંભવરૂપી છે વ્યક્ત કરે ભવી ભાવેજી. ૧

---

## અભિનંદન ચૈત્યવંદન.

બાહ્યાંતર અતિશય ધણી, અભિનંદન જિનરાજ;
પ્રભુ ગુણગણુને પામવા, અંતરમાં બહુ દાઝ. ૧
પ્રભુ ગુણ વરવા ભક્તિ છે, સાધ્ય એજ મન ધરવું;
ઘટાટોપ શો ગુણવિના, ગુણ પ્રાપ્તિમાં મરવું. ૨
પ્રભુગુણ પોતામાં છતા એ, આવિર્ભાવને કાજે;
અભિનંદનને વંદતાં, પ્રકટ ગુણો થૈ છાજે. ૩

---

## અભિનંદન સ્તુતિ.

આત્માનંદ પ્રગટ કરી અભિનંદે જેહ,
અભિનંદન છે આતમા ગુણપર્યાય ગેહ;
આતમ અભિનંદન થતો અભિનંદન ધ્યાઇ,
ધ્યાન સમાધિ એકતા લીનતા પદ પાઇ. ૧

---

## સુમતિનાથ ચૈત્યવંદન.

સુમતિનાથ પંચમ પ્રભુ, સુમતિના દાતાર;
સર્વવિશ્વનાયક વિભુ, અરિહંત અવતાર. ૧
સાત્ત્વિકગુણની શક્તિથી, બાહ્યપ્રભુતા ધારી;
ચિદાનંદ પ્રભુતા ભલી, આંતર નિત્ય છે પ્યારી. ૨
તુજમાં મનને ધારીને એ, નિઃસંગી થાનાર;
કર્મ કરે પણ નહીં કરે, તુજ ભક્તો નરનાર. ૩

---

## સુમતિનાથ સ્તુતિ

સન્મતિ ધારે દુર્મતિ, ત્યાગી જે નરનારી,
સુમતિ પ્રભુ ભક્તો ખરા, નીતિરીતિ ધારી;
સુમતિ ગ્રહી શુદ્ધભાવથી, આત્મભાવે રમંતા,
નિશ્ચયનય સુમતિ પ્રભુ, આપોઆપ નમંતા. ૧

---

## પદ્મપ્રભુ ચૈત્યવંદન.

નવધા ભક્તિથી ખરી, પદ્મપ્રભુના સેવા;
સેવામાં મેવા રહ્યા, આપ બને જિનદેવા. ૧
નવધા ભક્તિમાં પ્રભુ, પ્રગટપણે પરખાતા,
આઠ કર્મ પડદા હઠે, સ્વયં પ્રભુ સમજાતા. ૨
પદ્મપ્રભુને ધ્યાવતાં એ, પૂર્ણ સમાધિ થાય;
હૃદય પદ્મમાં પ્રકટતા, આત્મપ્રભુજી જણાય. ૩

---

## પદ્મપ્રભુ સ્તુતિ.

પદ્મપ્રભુને દેખતાં દેખવાનું ન બાકી,
પદ્મપ્રભુને ધ્યાવતાં બને આતમ સાખી;
પદ્મપ્રભુમય થઇ જાતાં, કોઈ કર્મ ન લાગે.
દેહ છતાં મુક્તિ મળે, જીત ડંકો વાગે. ૧

---

## સુપાર્શ્વનાથ ચૈત્યવંદન.

સુપાર્શ્વનાથ છે સાતમા, તીર્થંકર જિનરાજા;
પાસે પ્રભુ સુપાર્શ્વ તો, આતમ જગનો રાજા. ૧
આતમમાં પ્રભુ પાસ છે, બાહિર મૂર્ખા શોધે;
અંતરમાં પ્રભુ ધ્યાનથી, જ્ઞાની ભક્તો બોધે. ૨
દ્રવ્યભાવથી વંદીએ એ, ધ્યાઇજે પ્રભુ પાસ;
એકવાર પામ્યા પછી, ટળે નહીં વિશ્વાસ. ૩

---

## સુપાર્શ્વનાથ સ્તુતિ.

શુદ્ધપ્રેમ ને જ્ઞાનથી, સુપાર્શ્વને ધ્યાવો,
જડમાં સુખ ક્યારે નહીં, એવો નિશ્ચય લાવો;
પ્રભુ પાસે નહીં આંતરૂં, એવું જેને ભાસે,
જૈન મટી જિન તે બની, પૂર્ણાનંદે વિલાસે.

---

## ચંદ્રપ્રભુ ચૈત્યવંદન.

અનંત ચંદ્રની જ્યોતિથી, અનંત જ્ઞાનની જ્યોત;
ચંદ્રપ્રભુ પ્રણુમું સ્તવું, કરતા જગ ઉદ્યોત. ૧
અસંખ્ય ચંદ્રો ભાનુઓ, ઇન્દ્રો જેને ધ્યાય;
પરબ્રહ્મ ચંદ્રપ્રભુ, જગમાં સત્ય સુહાય. ૨
શુદ્ધપ્રેમથી વંદતાં એ, અસંખ્યચંદ્રનો નાથ;
બુદ્ધિસાગર આતમા, ટાળે પુદ્ગલ સાથ. ૩

---

## ચંદ્રપ્રભુ સ્તુતિ.

ચંદ્રપ્રભુ વિભુ ઉપદિશે, જૈનધર્મ તે સાચો,
નય સાપેક્ષાએ ખરો, તેમાં ભવ્યો રાચો;
આત્મજ્ઞાન ને ધ્યાનથી, કરો આત્મની શુદ્ધિ,
શુદ્ધાતમ ચંદ્રપ્રભુ, થાતા આનંદ ઋદ્ધિ. ૧

---

## સુવિધિનાથ ચૈત્યવંદન.

સુવિધિનાથ સુવિધિ દિયે, આત્મશુદ્ધિના હેત;
શ્રાવક સાધુ ધર્મ એ, તેના સહુ સંકેત. ૧
દ્રવ્ય-ભાવ વ્યવહાર ને, નિશ્ચય સુવિધિ બેશ;
જૈનધર્મની જાણતાં, કરતાં રહે ન કલેશ. ૨
શુદ્ધાતમ પરિણામમાં એ, સર્વ સુવિધિ સમાય;
આતમ સુવિધિનાથ થૈ, ચિદાનંદમય થાય. ૩

---

## વાધનાથ સ્તુતિ.

આત્મિક શુદ્ધિની સુવિધિ, દ્રવ્યભાવથી સાચી,
બાહ્યાંતર કિરિયા ભલી, સ્વાધિકારે રાચી;
કરતાં ચિદાનંદ પરિણતિ, એક સુવિધિ સોહે,
ત્રણ જગતના લોકનાં, મન સુવિધિ મોહે. ૧

---

## શીતલનાથ ચૈત્યવંદન.

આત્મિક ધર્મની શુદ્ધતા, કરીને શીતલનાથ;
સર્વ લોક શીતલ કરો, સાચા શિવપુર સાથ. ૧
ધર્મ સુવિધિ આદરી, શીતલ થયા જિનેન્દ્ર,
સમતાથી શીતલ પ્રભુ, આતમ સ્વયં મહેન્દ્ર. ૨
સમતા શીતલતાથકી એ, શીતલ પ્રભુ થવાય;
બુદ્ધિસાગર આતમા, પૂર્ણાનંદ સુહાય. ૩

---

## શીતલનાથ સ્તુતિ.

શીતલ પ્રભુ શીતલ કરે ભજે શીતલભાવે,
શમ શીતલતા ધારતાં સહુ સંતાપ જાવે;
રાગદ્વેષ નિવારીને આપ શીતલ થાવો,
આતમને શીતલ કરો સત્ય નિશ્ચય લાવો. ૧

---

## શ્રેયાંસનાથ ચૈત્યવંદન.

સર્વ ભાવ શ્રેયો વર્યા, શ્રી શ્રેયાંસ જિનંદ;
આત્મશીતલતા ધારીને, ટાળ્યા મોહના ફંદ. ૧
ઉપશમ ક્ષયોપશમ અને, ક્ષાયિક ભાવે જેહ;
સત્ય શ્રેયને પામતો, સ્વયં શ્રેયાંસ જ તેહ. ૨
શ્રી શ્રેયાંસ પ્રભુસમો એ, નિજ આતમને કરવા;
વંદો ધ્યાવો ભવિજના, ધરો ન જડની પરવા. ૩

---

## શ્રેયાંસનાથ સ્તુતિ.

દ્રવ્ય ભાવથી શ્રેયને, નિજ આત્મનું જાણો,
જાણી આચારે મૂકશો, પુરૂષાર્થને આણો;
આત્મજ્ઞાન ને સત્ક્રિયા,-વડે શ્રેયને સાધો,
શ્રેયાંસ પ્રભુની પેઠ સહુ, પૂર્ણ શ્રેયેજ વાધો. ૧

---

## વાસુપૂજ્ય ચૈત્યવંદન.

ક્ષાયિક લબ્ધિ શ્રેયથી, વાસુપૂજ્ય જિનદેવ;
થયા હૃદયમાં જાણીને, કરો પ્રભુની સેવ. ૧
ચિદાનંદ વસુતા વર્યાં, વિશ્વપૂજ્ય જિનરાજ;
વાસુપૂજ્ય નિજ આતમા, કરશે સાચી કાજ. ૨
પ્રભુમય થૈ પ્રભુ સેવતાં એ, સ્વયં પ્રભુ જિન થાય;
અનંત કેવલજ્ઞાનની, જ્યોતિ જ્યોત સુહાય. ૩

---

## વાસુપૂજ્ય સ્તુતિ.

આતમ વાસુપૂજ્ય છે, કરો આવિર્ભાવે,
નિશ્ચય નયદૃષ્ટિબળે, બ્રહ્મભાવના દાવે;
વાસુપૂજ્યના ધ્યાનથી, વાસુપૂજ્યજી થાવો,
ધ્યાન સમાધિ એકતા લીનતાથી સુહાવો. ૧

---

## વિમલનાથ ચૈત્યવંદન.

આત્મિક સિદ્ધિ આઠ જે, આઠ વસુના ભોગી;
આત્મવસુ પ્રગટાવીને, નિર્મલ થયા અયોગી. ૧
કરી વિમલ નિજ આતમા, થયા વિમલ જિનરાજ;
પ્રભુ પેઠે નિજ વિમલતા, કરવી એ છે કાજ. ૨
આત્મવિમલતા જે કરે એ, સ્વયં વિમલ તે થાય;
વિમલ પ્રભુ આલંબને, વિમલપણું પ્રગટાય. ૩

---

## વિમલનાથ સ્તુતિ.

આર્ત્તરૌદ્રને વારીને મન નિર્મલ કરવું,
એવી પ્રભુની પૂજના એહ ધ્યાન છે ધરવું;
વિમલ પ્રભુ જગ ઉપદિશે સહુ નિર્મલ થાવો,
વિમલ થવું નિજ હાથમાં શાને વાર લગાવો. ૧

## અનંતનાથ ચૈત્યવંદન.

વિમલાત્મા કરીને પ્રભુ, થયા અનંત જિનેશ;
અનંત જ્યોતિર્મય વિભુ, નહીં રાગ ને દ્વેષ. ૧
અનંત જીવન જ્ઞાનમય, આનંદ સહજ સ્વભાવે;
દ્રવ્ય ક્ષેત્ર ને કાલથી, ભાવથી સત્ય સુહાવે. ૨
અનંત રત્નત્રયી વર્યા એ, અનંત જિનવર દેવ;
બુદ્ધિસાગર ભાવથી, કરવી ભક્તિ સેવ. ૩

---

## અનંતનાથ સ્તુતિ.

અનંત આતમ દ્રવ્યથી ક્ષેત્ર કાલ ને ભાવે,
જાણે અંત ન થાય છે આઠ કર્મ અભાવે;
દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી અંત કર્મનો આવે,
અનંતનાથ જણાવતા બ્રહ્મ અંત ન થાવે. ૧

---

## ધર્મનાથ ચૈત્યવંદન.

પન્નરમા શ્રી ધર્મનાથ, વંદુ હર્ષોલ્લાસે;
અનંત આતમ ભાખિયો, કેવલજ્ઞાન પ્રકાશે. ૧
આત્મધર્મ છે આતમમાં, જડમાં જડના ધર્મો;
વસ્તુસ્વભાવે ધર્મ છે, સમજી ટાળો કર્મો. ૨
ચિદાનંદ ધર્મજ ખરો એ, ધર્મ ન તે જડમાંહ્ે;
આત્માવણ જડ વિષયમાં, મળે ન આનંદ કયાંયે. ૩

---

## ધર્મનાથ સ્તુતિ.

ધર્મ પ્રભુ કહે આત્મનો ધર્મ ગુણ પર્યાયો,
સમજે વર્તે સહજથી તેહ ધર્મી સુહાયો;
ધર્મનાથ નિજ આતમા કરે આવિર્ભાવે,
અજ્ઞાની ધર્મ પન્થ સહુ ટળે આત્મસ્વભાવે. ૧

## શાંતિનાથ ચૈત્યવંદન.

દર્શન જ્ઞાન ચારિત્રથી, સાચી શાંતિ થાવે;
શાંતિનાથ શાંતિ વર્યા, રત્નત્રયી સ્વભાવે. ૧
તિરોભાવ નિજ શાંતિનો, આવિર્ભાવ જે થાય;
શુદ્ધાતમ શાંતિ પ્રભુ, સ્વયં મુક્તિપદ પાય. ૨
બાહ્ય શાંતિનો અંત છે એ, આતમ શાંતિ અનંત;
અનુભવે જે આત્મમાં, પ્રભુપદ પામે સંત. ૩

---

## શાંતિનાથ સ્તવન.

( સમકિત દ્વાર ગભારે પેસતાંજી—એ રાગ. )

શાંતિ જિનેશ્વર પરમેશ્વર વિભુજી, ગાતાં ને ધ્યાતાં હર્ષ અપારરે;
શાંતિ સ્મરંતાં પ્રગટે શાંતતાજી, સહજ યોગે નિર્ધારરે. શાંતિ૦ ૧
મનમાં છે મોહજ તાવત્ દુઃખ છેજી, મોહ ટળ્યાથી સાચી શાંતિરે;
તમ ને રજથી નહીં શાંતિ આત્મનીજી, સાત્વિક શાંતિ છેવટે શાંતિરે. શાંતિ૦ ૨
દેહ ને મનમાં શાંતિ નહીં ખરીજી, શાંતિ ન બાહિર ભોગે થાયરે;
યાવત્ મનમાં સંકલ્પો જાગતાજી, તાવત્ ન શાંતિ સત્ય સુહાયરે. શાંતિ૦ ૩
શાંતિ અનુભવ આવે સમપણેજી, ઉપશમ આદિ ક્ષાયિકભાવરે;
સહજ સ્વભાવે વિકલ્પો ટળેજી, શાંતિ અનંતી આતમ દાવરે. શાંતિ૦૪
દ્રવ્યે ને ભાવથી શાંતિ પામવાજી, જ્ઞાને લગાવો આતમતાનરે;
શાંતિ પ્રભુમય આતમ થૈ રહેજી, બુદ્ધિસાગર ભગવાન્‌રે. શાંતિ૦ ૫

---

## શાંતિનાથ સ્તુતિ.

શાંતિ મળે નહીં લક્ષ્મીથી નહીં રાજ્યના ભોગે,
શાંતિ મળે નહીં કામથી બાહ્યસત્તાપ્રયોગે;
શાંતિ ન રાગ દ્વેષથી સહુ વિષયને વામે,
શાંતિ જિનેશ્વર ભાખતા શાંતિ આતમઠામે. ૧

શાંતિ ન ક્રોધ ને માનથી તેમ માયા ને લોભે,
શાંતિ ન શાસ્ત્રાભ્યાસથી જડમાં મન થોભે;
શાંતિ ન બાહ્ય પદાર્થથી હું ને મારૂં માને,
સર્વ જિનેશ્વર ભાખતા શાંતિ આતમસ્થાને. ૨

સંકલ્પો ને વિકલ્પથી મન શાંત ન થાવે,
અજ્ઞાન ને મોહભાવથી કોઈ શાંતિ ન પાવે;
નામરૂપનિર્મોહથી જિનવાણી જણાવે,
શાંતિ આતમમાં ખરી અનુભવથી આવે. ૩

મનને મારતાં આત્મમાં સત્ય શાંતિ સ્વભાવે,
મન સંસાર ને મુક્તિ છે સમજે શિવ થાવે;
આતમમાં મન ઠારતાં નિજ પાસ છે શાંતિ,
શાસનદેવી સહાયથી રહે નહિ કોઈ ભ્રાન્તિ. ૪

---

## કુંથુનાથ ચૈત્યવંદન.

શુદ્ધ સ્વભાવે શાંતિને, પામ્યા કુંથુ જિનંદ;
કુંથુનાથ નિજ આતમા, સમજે નહિ મતિમન્દ. ૧
મનની ગતિ કુંઠિત થતાં, વૈકુંઠ મુક્તિ પાસે;
ક્રોધાદિક દૂરે કરી, વર્તે હર્ષોલ્લાસે. ૨
બાહિર દૃષ્ટિ ત્યાગથી, આતમદૃષ્ટિયોગે;
કુંથુનાથ ધ્યાવો સદા, નિજના નિજ ઉપયોગે. ૩

---

## કુંથુનાથ સ્તુતિ.

કુંથુનાથમય થૈ ને ભજ્યો, કુંથુનાથ આરાધોજી,
આતમરૂપે થૈ ને આતમ, સિદ્ધિપદને સાધોજી;
આસક્તિવણ કર્મો કરતાં, આતમ નહીં બંધાયજી,
કરે ક્રિયા પણ અક્રિય પોતે, ઉપયોગે પ્રભુ થાયજી. ૧

---

## અરનાથ ચૈત્યવંદન.

રાગદ્વેષારિ હણી, થયા અરિહંત જેહ;
અર જિનેશ્વર વંદતાં, કર્મ રહે નહીં રેહ. ૧
આતમના ઉપયોગથી, રાગદ્વેષ ન હોય;
સર્વકાર્ય કરતાં થકાં, કર્મ બંધ નહીં જોય. ૨
આત્મજ્ઞાન પ્રકાશથી એ, મિથ્યાતમ પલટાય;
બુદ્ધિસાગર આત્મમાં, સહુ શક્તિ પ્રગટાય. ૨

## અરનાથ સ્તુતિ

કર્મ કરો પણ કર્મથી, રહો નિર્લેપ ભવ્યો,
જિન થાતાં પરમાર્થનાં, થાતાં કર્તવ્યો;
જૈન દશામાં કર્મને, કરો સ્વાધિકારે,
અર જિનવર એમ ભાખતા, શક્તિ પ્રગટે છે ત્યારે. ૧

## મલ્લિનાથ ચૈત્યવંદન

મલ્લ બની ભવરણવિષે, જીત્યા રાગ ને દ્વેષ;
મલ્લિ પ્રભુ તેથી થયા, ટાળ્યા સર્વે કલેશ. ૧
રાગદ્વેષ ન જેહને, પરમાતમ તે જાણ;
દેહ છતાં વૈદેહી તે, કેવલી છે ભગવાન. ૨
મલ્લિનાથ પ્રભુ ધ્યાઇને એ, ભાવમલ્લતા પામી;
કર્મ કરો પ્રારબ્ધથી, બની અંતર નિષ્કામી. ૩

## મલ્લિનાથ સ્તુતિ.

મલ્લિનાથ ઘટ જેહના, સર્વમલ્લને જીતે,
આતમમલ્લ જે જાણતો, શુદ્ધધર્મ પ્રતીતે;
હારે ન જગમાં ક્યાંઇથી, કોઈ તેને ન મારે,
મોહશત્રુને મારતો, તેને દેવ છે મ્હારે ૧

## મુનિસુવ્રત ચૈત્યવંદન.

ભાવ મુનિસુવ્રતપણું, પ્રગટાવીને જેહ;
મુનિસુવ્રત પ્રભુ જિન થયા, વંદુ તે ગુણગેહ. ૧
ક્ષાયિકભાવે આત્મમાં, ક્ષાયિક લબ્ધિ ધારી;
મુનિસુવ્રતને વંદતાં, રહે ન જડની યારી. ૨
મુનિસુવ્રતપણું આત્મમાં એ, જાણી પામો ભવ્ય;
મુનિસુવ્રત જિન ઉપદિશે, એવું નિજ કર્તવ્ય. ૩

---

## મુનિસુવ્રત સ્તુતિ.

સમકિત ને ચારિત્રથી, મુનિસુવ્રત થાવે,
ઘાતીકર્મ વિનાશતાં, પ્રભુતા ઘટ પાવે;
રાજયોગ ચારિત્રમાં, શુદ્ધ ઉપયોગ સમતા,
મન વચ કાયની ગુપ્તિથી, પરમાત્મરમણતા. ૧

---

## નમિનાથ ચૈત્યવંદન.

આતમમાં પ્રણમી પ્રભુ, થયા નમિ જિનરાજ;
નમવું ઉપશમ ક્ષાયિકે, ક્ષયોપશમે સુખકાજ. ૧
નમ્યા ન જે તે ભવ ભમ્યા, નમી લહ્યા ગુણવૃંદ;
નમિ પ્રભુએ ભાખિયું, સેવા છે સુખ કંદ. ૨
આતમમાં પ્રણમી રહી એ, સ્વયં નમિ ઘટ જોવે;
ધ્યાનસમાધિ યોગથી, આત્મશક્તિ નહિ ખોવે. ૩

---

## નમિનાથ સ્તુતિ.

નમિ જિનેશ્વર સેવા ભક્તિ, જગની સેવા ભક્તિજી,
નિજ આતમની સેવા ભક્તિ, એક સ્વરૂપે શક્તિજી;
નામ રૂપથી ભિન્ન નિજાતમ, ધારી પ્રભુ જે ધ્યાવેજી,
પ્રારબ્ધે છે કર્મનો ભોગી, તો પણ ભોગી ન થાવેજી. ૧

---

## નેમિનાથ ચૈત્યવંદન

બાવીશમા શ્રી નેમિનાથ, ઘોર બ્રહ્મવ્રત ધારી;
શકિત અનંતી જેહની, ત્રણ ભુવન સુખકારી. ૧
ઈન્દ્ર ચન્દ્ર નાગેન્દ્રને, વાસુદેવો સર્વે;
ચક્રવર્તિયો નેમિને, સેવે રહી અગર્વે. ૨
કૃષ્ણાદિક ભકતો ઘણા એ, જેની સેવા સારે;
એવા પરમેશ્વર વિભુ, સેવંતાં સુખ ભારે. ૩

## નેમિનાથ સ્તવન.

(પ્રથમ જિનેશ્વર પ્રણમીએ જાસ સુગંધીરે કાય—એ રાગ.)

નેમિ જિનેશ્વર વંદીએ, ધ્યાઇજે સુખકાર;
દ્રવ્યકર્મ ને ભાવકર્મ જેણે હણ્યાં, ધર્મચક્રી નિર્ધાર. નેમિ૦ ૧
ચોત્રીશ અતિશયે શોભતા, બારગુણે ગુણવંત;
વાણી ગુણ પાંત્રીશના ધારક જિનપતિ, રૂપારૂપી ભદંત. નેમિ૦ ૨
વીશ સ્થાનકમાંહી એકનું, આરાધન કરી બેશ;
પૂર્વ ભવે તીર્થંકર નામને બાંધિયું, ટાળ્યા સર્વે કલેશ. નેમિ૦ ૩
ચઉનિક્ષેપે ધ્યાવતાં, સાતનયેકરી જ્ઞાન;
નિજ આતમ અરિહંતપણું જલ્દિ વરે, ટાળી મોહનું તાન. નેમિ૦ ૪
તુજ અનુભવ જેણે કર્યો, તે નહીં બાંધે કર્મ;
શાતા અશાતા ભોગવે તે સમભાવથી, વેદે આતમ શર્મ. નેમિ૦ ૫
તિરોભાવ નિજશકિતનો, આવિર્ભાવ જે અંશ;
તે અંશે મુકિત ને મુકતના આત્મમાં, વર્તે છે સાપેક્ષ. નેમિ૦ ૬
ધ્યાતા ધ્યેય ને ધ્યાનના,–પરિણામે છે અભેદ;
બુદ્ધિસાગર એકતા પ્રભુની સાથમાં, પામ્યો અનુભવ એક. નેમિ૦ ૭

## નેમિનાથ સ્તુતિ.

દ્રવ્ય ભાવથી નેમિ સરખા, બળિયા જૈનો થાવેજી,
જૈનધર્મ પ્રસરાવે જગમાં, શુભપરિણામના દાવેજી;
શુભ તે ધર્મ પ્રશસ્ય કષાયો, કરતાં પુણ્યને બાંધેજી,
શુદ્ધ પરિણામે વર્તતાં, મુકિત ક્ષણમાં સાધેજી. ૧

શુભ પરિણામી સમ્યગ્દૃષ્ટિ, શુદ્ધ ભાવને પામેજી,
અશુભ કષાયો પ્રગટ્યા વારે, દેહાધ્યાસને વામેજી;
નિર્ભય નિઃસંગી બળીયો થૈ, કાર્ય કરે નહિ હારેજી,
તીર્થંકર સર્વે ઉપદેશે, પ્રભુપણું ઘટ ધારેજી. ૨
નામ રૂપમાં નિર્મોહી થૈ, પ્રભુભક્તો શિવ વરતાજી,
સર્વ કાર્ય કરતા અધિકારે, ભયથી ન પાછા પડતાજી;
મર્દ બનીને દઈ સહે સહુ, ધર્મ કર્મ વ્યવહારેજી,
જ્ઞાન કર્મ ને ભક્તિઉપાસન,-યોગને અંતર ધારેજી. ૩
મુક્તિ ભવમાં સમભાવી થૈ, ધમ કર્મ નહીં મૂકેજી,
જીવન્મુક્ત બને ત્હોયે પણ, કર્તવ્યો નહી ચૂકેજી;
દેવગુરૂને કરીને સ્વાર્પણ, જૈનો જિન થૈ જાતાજી,
શાસનદેવી સેવા સારે, ધર્મની સેવા ર્હાતાજી. ૪

---

## પાર્શ્વનાથ ચૈત્યવંદન.

પાર્શ્વનાથ પાસે પ્રભુ, આત્મ જ્ઞાનથી દેખે;
જડવણુ આતમ ભાનથી, પ્રગટ પ્રભુ નિજ પેખે. ૧
જલધિમાં તારો યથા, ખેલે સ્વેચ્છાભાવે;
તથા જ્ઞાની જડ વસ્તુમાં, ખેલે જ્ઞાન સ્વભાવે. ૨
પંચ વર્ણની માટીને, ખાઇ બને છે શ્વેત;
શંખની પેઠે જ્ઞાની બહુ, નિઃસંગી સંકેત. ૩
દેખે અજ્ઞાની બહિર, અંતર દેખે જ્ઞાની;
જ્ઞાનીના પરિણામની, સાક્ષી કેવલજ્ઞાની. ૪
જ્ઞાનીને સહુ આસ્રવો,-સંવરરૂપે થાય;
સંવરપણ અજ્ઞાનીને, આસ્રવ હેતુ સુહાય. ૫
પાર્શ્વ પ્રભુએ ઉપદિશ્યો એ, જ્ઞાન અજ્ઞાનનો ભેદ;
બુદ્ધિસાગર આત્મમાં, જ્ઞાનીને નહીં ખેદ. ૬

## પાર્શ્વનાથ સ્તવન.

( મારા પાસજીરે લોલ-એ રાગ. )

આતમ ! ! ! પાર્શ્વ પ્રભુના પ્રેમને, અંતર ધારજોરે લોલ;
પ્રગટે જે જે કષાયો ચિત્તમાં, તેહને વારજોરે લોલ. આતમ૦ ૧
પ્રભુના જૈનધર્મમાં શંકા, આદિ નહીં કરોરે લોલ;
ગુરૂ ને ધર્મની સંઘની રક્ષા,-માટે ઝટ મરોરે લોલ. આતમ૦ ૨
જગમાં જૈનો વધવા હેતકે, સહુ સ્વાર્પણ કરોરે લોલ;
સાધર્મિક દેખીને સ્વાર્પણ,-પ્રીતિ ઘટ ધરોરે લોલ. આતમ૦ ૩
જિન ને જૈનની સેવા ભક્તિમાં, ભેદ ન એકતારે લોલ;
પ્રભુજી સંઘની સેવા તે તુજ, સેવા વિવેકતારે લોલ. આતમ૦ ૪
સેવા ભક્તિમાં છે અભેદ કે, પ્રભુ ને ભક્તમાંરે લોલ;
પ્રભુજી એવો મુજ વિશ્વાસ છે, વ્યાપ્યો રક્તમાંરે લોલ. આતમ૦ ૫
પ્રભુની ગુરૂની સંઘની સેવા, ભક્તિ એક છેરે લોલ;
જૈનમાં જિનપણું નિરખાતું કે, સ્વાર્પણ ટેક છેરે લોલ. આતમ૦ ૬
સેવા ભક્તિ વિના નહીં જ્ઞાન ને, કર્મયોગીપણુંરે લોલ;
સેવા ભક્તિથી દિલ શુદ્ધિ કે, નિશ્ચય એ ભણુંરે લોલ. આતમ૦ ૭
ભક્તોને પ્રભુભાવે સેવતાં, વ્યક્ત પ્રભુપણુંરે લોલ;
થાતો યોગી આતમ દેવ કે, ક્ષણમાં જિનપણુંરે લોલ. આતમ૦ ૮
પ્રભુજી તું વંદે છે સંઘને, તે છે મોટકોરે લોલ;
પ્રભુજી તેની આગળ હું છું, સૌથી છોટકોરે લોલ. આતમ૦ ૯
પ્રભુજી જીવન્મુક્ત થતાં લ્હેં, એમ ઉપદેશિયુંરે લોલ;
પ્રભુજી સંઘની સેવા ભક્તિમાં, મુજ મન ઉલ્લસ્યુંરે લોલ. આતમ૦ ૧૦
પ્રભુજી સેવા ભક્તિના અંશથી, સિદ્ધપણું થતુંરે લોલ;
પ્રભુજી ધર્મ કર્મ વ્યવહારથી, સંઘપણું છતુંરે લોલ. આતમ૦ ૧૧
કેવલજ્ઞાનીને વ્યવહાર કે, કરવાનો ખરોરે લોલ;
તેથી તીર્થોન્નતિ છે શીખ એ, ભક્તો દિલ ધરોરે લોલ. આતમ૦ ૧૨
પ્રભુજી તુજપર અણુસમ પ્રેમ કે, જેનો ઉપરેરે લોલ;
પ્રભુજી ધારે તે લહે મુક્તિ કે, ભવસાગર તરેરે લોલ. આતમ૦ ૧૩

સંઘની દ્રવ્ય ને ભાવથી ઉન્નતિ,-હેતુ મુજ સહુરે લોલ;
સ્વાર્પણ કીધું એમાં તાહારી, ભક્તિ સહુ લહુરે લોલ. આતમ૦ ૧૪
સંઘની ભક્તિમાં નહિ દોષની,-દૃષ્ટિ ભક્તનેરે લોલ;
પ્રભુજી બુદ્ધિસાગર ભક્તમાં, ધન્ય છે રક્તનેરે લોલ. આતમ૦ ૧૫

## પાર્શ્વનાથ સ્તુતિ.

પાર્શ્વ પ્રભુ બોલે જગ લોકો, મોહ થતો મનમાંથી રોકો,
પાડો નહિ દુઃખ પડતાં પોકો, ઉદ્યમથી પગ ઠોકો,
જૈનધર્મ જગમાં પ્રસરાવો, સંઘ ભક્તિ આચારે લાવો,
માનવ ભવનો લેશો લ્હાવો, નિશ્ચય એવો લાવો;
જૈનધર્મશત્રુઓ હઠાવો, સંઘની રક્ષામાં લય લાવો,
તન મન ધનનો ભોગ ધરાવો, નિશ્ચય મુક્તિ પાવો,
જૈનોમાં જિનમાં નહીં ભેદ, ભક્તિમાં નહીં ધારો ખેદ,
પ્રભુ થવાની એહ ઉમેદ, નિર્મોહી થૈ વેદ. ૧
જૈનધર્મ જગમાંહી પ્રચારો, નામર્દાઈ ભીતિ વારો,
સંઘોન્નતિનો કરો સુધારો, શ્રદ્ધા ઉદ્યમ ધારો,
આત્મરૂપજૈનધર્મને પ્યારો, ધારી માનવ ભવ નહિ હારો,
જૈનોમાટે દેહને ધારો, તેથી મુક્તિ આરો;
જૈનોના દોષ સામુ ન જોશો, તેથી પાપ મલીનતા ધોશો,
વંશ પરંપર ઉન્નત રહેશો, નહિં તો દુઃખથી રોશો,
માટે જાગી ઐક્યથી રહેશો, સંપી સ્હાય પરસ્પર લેશો,
પરસ્પર ઉપકારને વહેશો, સહુ જિનનો સંદેશો. ૨
સંઘની રક્ષા માટે જીવો, શ્રુતજ્ઞાન છે જગમાં દીવો,
ધન્ય જૈન છે જે મરજીવો, પ્રભુ વચનામૃત પીવો,
જૈન ધર્મ સમ કોઇ ન ધર્મ, બીજા સર્વે છૂંડા ભર્મ,
જેથી પામો સાચું શર્મ, અધિકારે કરો કર્મ;
જૈનો થૈ કર્મોને કરવાં, મહાજનનાં કર્મો અનુસરવાં,
અનાસક્તિએ હોય ન પરવા, મિથ્યા વ્હેમો હરવા,

એવું જિનની વાણી પ્રકાશે, મોહ રહે નહીં તેની પાસે,
કાર્ય કરે પણ ફળ નહીં વાંછે, સ્વયં પ્રભુ એ વિલાસે. ૩
દ્રવ્યભાવ સહુ શક્તિ પ્રકાશો, બનો ન આસક્તિના દાસો,
જીવન મંત્રોનો વિશ્વાસો, ધારી પ્રભુ થૈ જાશો,
જૈનોનું જૈનોને આપો, સંઘની સેવાથી જગ વ્યાપો,
અશક્તિ ટળશે સહુ પાપો, દુઃખીનાં દુઃખ કાપો;
પદ્માવતી ધરણેંદ્રની ભક્તિ, પ્રગટે જૈનોમાં સહુ શક્તિ,
ટાળંતાં દુર્મતિ આસક્તિ, આતમ ઇશ્વર વ્યક્તિ,
સર્વસ્વાર્પણે ભોગી થાશો, જડતા શુષ્કપણું નહિ પાશો,
દેહાધ્યાસાદિક અધ્યાસો, ટાળી સુખિયા થાશો. ૪

---

## પ્રભુ મહાવીર ચૈત્યવંદન.

ત્રેવીશ તીર્થંકર કહ્યા, અનંત શક્તિ નાથ;
પ્રભુ મહાવીર સેવતાં, જીવો થાય સનાથ. ૧
પ્રભુ મહાવીર વર્ધમાન, ચોવીશમા જિનરાજ;
કલિમાં મહાવીર જે બને, તેહ કરંતો રાજ. ૨
દ્રવ્ય ભાવ બાહિર ને, અંતર મહાવીર થાવા;
મહાવીર પ્રભુને ભજો, થશો જગત્માં ચાવા. ૩
વીર બનીને વીરને, સેવંતાં જીવાય;
કલિમાં વીર થયા વિના, જીવતાંજ મરાય. ૪
દ્રવ્યભાવ શક્તિવડે એ, જીવવું તે વીરભક્તિ;
બુદ્ધિસાગર વીરની, ધ્યાવું આતમશક્તિ. ૫

---

## પ્રભુ મહાવીર સ્તવન.

( એ ગુણ વીરતણો ન વીસારૂ–એ રાગ. )

જિનવર મહાવીર વંદુ ગાવું, ધ્યાવું જગ ઉપકારીરે;
જિનવર મહાવીર ભજતાં મહાવીર, થાતા નર ને નારીરે. પ્રભુ૦ ૧
તુજ વચનામૃતમાનસસરવરે, હંસ બનીને ઝીલ્યોરે;
અનુભવ મૌક્તિક ગ્રહણ કરીને, શુદ્ધસ્વરૂપે ખીલ્યોરે. પ્રભુ૦ ૨

નંદનવનસમ હારાં વચનો, શાંતિ તુષ્ટિ કરનારાંરે;
ઉપશમ ક્ષયોપશમ ને ક્ષાયિક,-આરોગ્યનાં દેનારાંરે. પ્રભુ૦ ૩
વિષ્ણુજ્યોતિથી અનંત જ્યોતિ, તાહ્યરી અનુભવે દીઠીરે;
સાકરથી પણ અનંતગુણી, તાહ્યરી વાણી મીઠીરે. પ્રભુ૦ ૪
વિશ્વોદ્ધાર કર્યો જન્મીને, આત્મસ્વરૂપ જણાવીરે;
પશુ ટાળીને માનવ કીધા, અજ્ઞોને હિત લાવીરે. પ્રભુ૦ ૫
ધન્ય પિતા સિદ્ધાર્થ ભૂપતિ, ધન્ય છે ત્રિશલા માતારે;
ધન્ય છે ક્ષત્રિયકુંડ નગરને, આર્યભૂમિ ધન્ય ભ્રાતારે. પ્રભુ૦ ૬
તુજ વચનામૃત પાન કર્યાથી, મારી ચક્ષુ ખૂલીરે;
તુજ ગુણ ધ્યાનસમાધિયોગે, મિથ્યા ભ્રમ ગયો ભૂલીરે. પ્રભુ૦ ૭
આત્મમહાવીર તીર્થંકર સહુ, નામ અનેક ને એકરે;
પરબ્રહ્મસ્વરૂપ પ્રકાશ્યું, પ્રકટ્યો પૂર્ણ વિવેકરે. પ્રભુ૦ ૮
બાહિરાંતર દ્રવ્યભાવથી, મહાવીર થાવા કાજેરે;
કલિયુગની પૂર્વે તું પ્રગટ્યો, સર્વપ્રભુ શિર છાજેરે. પ્રભુ૦ ૯
સર્વ વાતમાં મહાવીર થાવું, મહાવીરજિન ઉપદેશેરે;
કલિયુગમાં જૈનોમાં મહાવીર, પ્રભુતા ચિત્ત પ્રવેશેરે. પ્રભુ૦ ૧૦
સર્વ વીરમાં મહાવીર બનવું, સર્વાશ્રમમાં ભાવેરે;
બાહ્યશક્તિને આત્મશક્તિથી, જીત્યું જગમાં જાવેરે. પ્રભુ૦ ૧૧
જે ગુણકર્મો મહાવીર થાવા,-માટે છે ઉપયોગીરે;
તે ગુણ કર્મો ગ્રહણ કરીને, થાવું આતમ યોગીરે. પ્રભુ૦ ૧૨
ઉત્પત્તિ વ્યય ધ્રુવતામય છે, મહાવીર જગમાં એકરે;
તેના ગુણ કર્મો પ્રકટાવો, એ છે સેવા ટેકરે. પ્રભુ૦ ૧૩
દ્રવ્યભાવથી સર્વ શક્તિમય, કલિયુગમાંહી થાવુંરે;
આપત્કાલે આપદ્ ધર્મે, રહેવું એ સમજાવ્યુંરે. પ્રભુ૦ ૧૪
આતમમાંહી અનંત ધર્મો, જાણી વીરને સેવોરે;
બુદ્ધિસાગર આત્મમહાવીર, એકજ દેવોનો દેવોરે. પ્રભુ૦ ૧૫

---

## પ્રભુ મહાવીર સ્તુતિ.

વીર પ્રભુમય જીવન ધારો, સર્વ જાતિ શક્તિથી,
દોષો ટાળી સદ્ગુણુ લેશો, બનશો મહાવીર વ્યક્તિથી;
સ્વપ્ને પણુ હિમ્મત નહિ હારો, કાર્યોની સિદ્ધિ કરો,
વીર પ્રભુ ઉપદેશે કાંઇ, અશકય નહિ નિશ્ચય ધરો. ૧
ભાવીભાવને માની લેઇ, ઉદ્યમ નહિ મૂકો જનો,
કર્મ પ્રમાણે થાશે માની, આળસુ નહિ ક્યારે બનો;
મૃત્યુ પાસે આવે તો પણુ, ઉદ્યમ શ્રદ્ધા રાખશો,
સર્વે તીર્થંકર ઉપદેશે, તેથી શિવફલ ચાખશો. ૨
શ્રુતજ્ઞાનીને ઉદ્યમથી, સિદ્ધિ સહુ વાતે થતી,
માટે કાર્યોદ્યમ નહિ ચૂકો, ભૂલો નહિ ઉદ્યમ ગતિ;
કલિયુગમાંહી સંઘ ચતુર્વિધ, ઉદ્યમથી ચઢતી લહે,
મહાવીરની વાણી સમજાતી, ભક્તોને શક્તિ વહે. ૩
શક્તિ અનંતી આતમમાંહી, ભૂલી કયાં ભૂલા ભમો,
આત્મશ્રદ્ધા રાખો ભવ્યો, દુષ્ટવૃત્તિયો દમો;
સત્ય શર્મ છે આતમમાંહી, જડમાં સુખ આશા તજો,
સિદ્ધાયિકા સ્હાય કરંતી, ઉદ્યમથી મુકિત સજો. ૪

---

## સિદ્ધાચલ સ્તવન.

( શ્રીરે સિદ્ધાચલને ભેટવા. એ રાગ. )

સિદ્ધાચલ યાત્રા કરો, ભવી સાચા ભાવે;
શત્રુંજયને સેવતાં, રોગ શોક ન આવે. સિદ્ધાચલ. ૧
દ્રવ્યથી શત્રુંજયગિરિ, ભાવે આતમ પોતે;
ધ્યાનસમાધિયોગથી, મળો જ્યોતિજ્યોતે. સિદ્ધાચલ. ૨
શત્રુંજયગિરિ નામ સહુ, આતમનાં પ્રમાણો;
દ્રવ્ય તે ભાવનો હેતુ છે, એવો નિશ્ચય આણો. સિદ્ધાચલ. ૩
આત્મા અસંખ્યપ્રદેશ છે, તેમ ગિરિ પ્રદેશો;
સમકિત પ્રગટે આદિમાં, આદિનાથ મહેશો. સિદ્ધાચલ. ૪

દ્રવ્ય ને ભાવ સાપેક્ષથી, જેવા ભાવે ભક્ત;
તેવા ફલને પામશો, તેવી થાશે વ્યક્ત. સિદ્ધાચલ. ૫
ઐાદયિકભાવથી સેવતા, કેઇ ઉપશમ ભાવે;
ક્ષયોપશમ ક્ષાયિકથી, ભાવ સમફલ પાવે. સિદ્ધાચલ. ૬
દ્રવ્ય તીર્થ જેથી થયાં, ભાવ તીર્થાધાર;
વિમલાચલ વેગે વસો, જ્ઞાની થૈ નરનાર. સિદ્ધાચલ. ૭
આત્મિક શુદ્ધોપયોગથી, પોતે તીર્થ છે દેહે;
બુદ્ધિસાગર તીર્થ છે, શુદ્ધ આતમસ્નેહે. સિદ્ધાચલ. ૮

---

## અષ્ટાપદ સ્તવન.

( રાગ ઉપરનો. )

અષ્ટાપદ ગિરિ સેવના, ભવી ભાવથી પામે;
અષ્ટકર્મને જીતીને, ઠરે મુક્તિ ઠામે. અષ્ટાપદ. ૧
દ્રવ્યથી અષ્ટાપદ ગિરિ, ભાવે આતમ પોતે;
આઠ પગથિયાં યોગનાં, આરોહવાં જ્યોતે. અષ્ટાપદ. ૨
યમ નિયમ આસન અને, પ્રાણાયામ એ ચાર;
હઠનાં પગથિયાં ચાર છે, ચાર સહજનાં ધાર. અષ્ટાપદ. ૩
પ્રત્યાહાર ને ધારણા, ધ્યાન સત્ય સમાધિ;
શુદ્ધાત્મદર્શને પ્રાપ્તિ છે, નાસે આધિ ઉપાધિ. અષ્ટાપદ. ૪
ચોવીશ તીર્થંકરતણી, મૂર્તિયો દેખે;
દર્શન વંદન ધ્યાનથી, મોહભાવ ઉવેખે. અષ્ટાપદ. ૪
આઠ પગથિયાંપર ચઢી, પરમાતમ જોવે;
બુદ્ધિસાગર આતમા, સિદ્ધ મહાવીર હોવે. અષ્ટાપદ. ૬

---

## આબુ જિનચૈત્ય સ્તવન.

( એક દિન પુંડરીક ગણધરરે લોલ-એ રાગ. )

આબુ પર્વત રળિયામણોરે લોલ, જિનમંદિર જયકારરે;
વિમળશાહે કરાવીયાંરે લોલ, જિન પ્રતિમા સુખકારરે. આબુ. ૧

વસ્તુપાલ ને તેજપાલનાંરે લોલ, મંદિરદેવ વિમાનરે;
જિનપ્રતિમાને વંદતાંરે લોલ, પ્રગટે હર્ષ અમાનરે. આબુ. ૨
અવચલગઢ જિનમંદિરોરે લોલ, વંદો પૂજો ભવ્યરે;
આતમ ગુણ પ્રગટાવવારે લોલ, માનવભવ કર્તવ્યરે. આબુ. ૩
જિનમંદિર બીજાં ભલાંરે લોલ, દર્શનથી દુઃખ જાયરે;
ધ્યાન સમાધિ સ્થિરતા વધેરે લોલ, આરોગ્ય આનંદ થાયરે. આબુ. ૪
દ્રવ્ય ને ભાવ બે ભેદથીરે લોલ, યાત્રા કરંતાં બેશરે;
બુદ્ધિસાગર આત્મમાંરે લોલ, સહજાનંદ હમેશરે. આબુ. ૫

## સમ્મેતશિખર સ્તવન.

( રાગ ઉપરનો )

સમ્મેતગિરિ અતિ શોભતોરે લોલ, સિદ્ધયા તીર્થંકર વીશરે;
દ્રવ્ય ભાવ યાત્રા કરેરે લોલ, વિઘટે રાગ ને રીસરે. સમ્મેત. ૧
જિનમંદિર પ્રભુ વંદતાંરે લોલ, આનંદ પ્રગટે અપારરે;
યાત્રા કરે અનુભવ થતોરે લોલ, નાસે કર્મ વિકારરે. સમ્મેત. ૨
ભાવ સમ્મેત શુદ્ધાતમારે લોલ, દર્શન સ્પર્શન થાયરે;
અનુભવજ્ઞાને ધ્યાવતાંરે લોલ, પોતે પ્રભુપદ પાયરે. સમ્મેત. ૩
સાધનયોગે સાધ્ય સિદ્ધિ છેરે લોલ, મનશુદ્ધિના ઉપાયરે;
જે જે દ્રવ્યથી કરવા ઘટેરે લોલ, કરવા તે હિત લાયરે. સમ્મેત. ૪
દ્રવ્ય ને ભાવથી જિનપ્રતિમા ભલીરે લોલ, દ્રવ્ય ને ભાવથી સેવરે;
બુદ્ધિસાગર નિજ આતમારે લોલ, આવિર્ભાવે દેવરે. સમ્મેત. ૫

## ગિરિનાર નેમિજિન સ્તવન.

(સમકિત દ્વારગભારે પેસતાંજી-એ રાગ.)

ગિરિનાર પર્વત નેમિ વંદતાંરે, ધ્યાવતાં શિવસુખ થાયરે;
દીક્ષા કેવલ ને મુક્તિ નેમિનીજી, કલ્યાણ ભૂમિ સુહાયરે. ગિરિનાર. ૧
નેમિનાથ ગુણ ગાવતાંજી, ગુણ પ્રકટે નિર્ધારરે;
કારણ પામી કારજ સંપજેજી; યાત્રા કરો સુખકારરે. ગિરિનાર. ૨

નેમિજિનેશ્વર મંદિર શોભતુંજી, સ્વર્ગવિમાન સમાનરે;
નેમિ પ્રતિમા દર્શન કરેજી, નાસે દોષની ખાણરે. ગિરિનાર. ૩
નેમિજિનેશ્વર સરખો આતમાજી, નેમિના ધ્યાનથી થાયરે;
ટળે ઉપાધિ આધિ યાત્રથીજી, નિવૃત્તિ સત્ય પ્રકટાયરે. ગિરિનાર. ૪
નિવૃત્તિ માટે તીર્થની સેવનાજી, આતમ નિઃસંગ થાયરે;
બુદ્ધિસાગર નિજ આત્મનીજી, શુદ્ધદશા પ્રગટાયરે. ગિરિનાર. ૫

---

## સર્વસાધારણ તીર્થ સ્તવન.

( રાગ પીલુ ત્રિતાલ. )

સર્વ તીર્થ જયકાર, નમું હું, સર્વ તીર્થ જયકાર.
તારે તે તીર્થજ સાર, નમું.
ઉર્ધ્વ લોક ને અધોલોકે સહુ, તીર્થ જે ચાર નિક્ષેપ; નમું.
મૃત્યુલોકમાં સ્થાવર જંગમ, તીર્થ ભજે નહીં લેપ. નમું. ૧
વ્યવહારથી ને નિશ્ચય તીર્થો, ઉપાદાન નિમિત્ત; નમું.
દર્શન જ્ઞાન ને ચારિત્ર તીર્થજ, સેવ્યાં આતમ પવિત્ર. નમું. ૨
આત્મોન્નતિને આત્મશુદ્ધિ કર, સંઘોન્નતિકર જેહ;
ગુરૂ દેવાદિ તીર્થો સર્વે, નમીએ ધ્યાઇએ એહ. નમું. ૩
સંઘ ચતુર્વિધ સંખ્યાવૃદ્ધિ, સેવા ભક્તિ સાર;
જંગમ તીર્થથી સ્થાવર તીર્થજ, પ્રગટે છે હિતકાર. નમું. ૪
આતમ તીર્થ છે સર્વ તીર્થનો, નાયક મુખ્યાધાર;
આત્મશુદ્ધિકર સર્વે તીર્થો, સેવો નર ને નાર. નમું. ૫
સાનંદ શહેરે આનંદ લ્હેરે, વાંચ્યા સહુ દેવેશ;
ઓગણીશ સત્તોતર આશ્વિનની, બીજ તિથિ સુવિશેષ. નમું. ૬
તપાગચ્છ સાગર શાખામાં, સુખસાગર ગુરૂરાજ;
ચોમાસી દેવવંદન રચતાં, સિદ્ધ્યાં સઘલાં કાજ. નમું. ૭
સાનંદ સંઘના ભક્તિભાવથી, ભણવા ગણવા હેત;
બુદ્ધિસાગરસૂરિ સિદ્ધિ પૂર્ણાનંદને દેત. નમું. ૮

---

## શાશ્વતાઅશાશ્વતા જિન ચૈત્યવંદન.

શાશ્વત પ્રતિમાઓ ઘણી પ્રથમાદિ સ્વર્ગે જે રહી,
જિન ભાવસ્મૃતથી વંદતાં ઉપયોગની શુદ્ધિ વહી;
જ્યોતિષીનાં સર્વે વિમાનો ત્યાં પ્રતિમા નિર્મલી,
વ્યંતર ભુવનમાં જે રહી વંદુ હું પ્રેમે લળી લળી. ૧
જે જે જ માનવ લોકમાં તે તે જ વંદુ ભાવથી,
સિદ્ધાંત આગમમાં કહી, ભાવે સ્મરૂં ગુણહાવથી;
ઋષભાદિ ચારે નામથી શાશ્વત પ્રતિમા ધ્યાઈએ,
શત્રુંજયાદિ તીર્થસ્થિત અશાશ્વતી મન લાઈએ. ૨
પાતાલ મૃત્યુ લોકમાં ને સ્વર્ગમાંહી વંદીએ;
નામાદિતીર્થો સર્વને વંદીને કર્મ નિકંદીએ;
પરમાત્મપ્રતિનિધિ તીર્થ જે આત્માર્થ ઉપશમ આદિયે,
બુદ્ધ્યબ્ધિ ભક્તિભાવથી ઉપયોગથી મન લાવીએ. ૩

---

## શાશ્વતાઅશાશ્વતા જિનની સ્તુતિ

શાશ્વત પ્રતિમાઓ સહુ વંદો, સ્વર્ગ મૃત્યુ પાતાલેજી,
આતમના ઉપયોગે રહેવા, નિજગુણ જે અજવાળેજી;
નામાદિનિક્ષેપા ચારે, અવલંબન હિતકારીજી,
નિશ્ચય ને વ્યવહારે વંદી, પામો સુખ નરનારીજી. ૧
શાશ્વતી ને અશાશ્વતી પ્રતિમા, નયનિક્ષેપે જાણોજી,
અર્હત્ પ્રત નધિ ક્ષયોપશમના,-ભાવે મનમાં આણોજી;
એકમાં સર્વે સર્વમાં એકજ, એકાનેક વિચારોજી,
ચઢતા ભાવે સાપેક્ષાએ, વંદીને ઘટ ધારોજી. ૨
પ્રભુ મહાવીર જિનવરવાણી, આગમ શાસ્ત્ર પ્રમાણીજી,
કલિયુગમાં આધાર ખરો એ, જાણી મનમાં આણીજી;
સૂત્રોમાં જિનપ્રતિમા ભાખી, આરાધો ભવી પ્રાણીજી,
પ્રભુની વાણી મુક્તિનિશાની, અનંત ગુણની ખાણીજી. ૩

સમ્યગ્દૃષ્ટિ દેવો સઘળા, દેવીઓ પ્રભુ ગાવેજી,
પ્રભુપ્રતિમાઓને તે વંદે, પૂજે ઘટમાં ધ્યાવેજી;
દ્રવ્ય ને ભાવથી વ્યવહાર નિશ્ચય, ઉપાદાન નિમિત્તેજી.
બુદ્ધિસાગર તીર્થ પ્રતિમા, પૂજો નિર્મલ ચિત્તેજી. ૪

શાશ્વતાશાશ્વત ચૈત્યવંદન કરી, નમુથ્થુણં કહી, અરિહંત-ચેઇઆણું-અન્નથ્થ કહી, એક લોગસ્સ 'ચંદેસુ નિમ્મલયરા' સુધીનો કાઉસ્સગ્ગ કરી, એક જણે કાઉસ્સગ્ગ પારી, મોટી શાંતિ કહેવી. બીજા કાઉસ્સગ્ગમાં સાંભળે. પછી લોગસ્સ કહી તેર નવકાર ગણવા. સિદ્ધાચલનો દુહો કહી તેર ખમાસમણાં દેવાં. સંપૂર્ણ.

---

## महावीर चैत्यवंदन.

ॐ अर्हं श्रीमहावीर ! वर्धमान ! जिनेश्वर !
शांतिं तुष्टिं महापुष्टिं, कुरु स्वेष्टं द्रुतं प्रभो ! १
सर्वदेवाधिदेवाय, नमो वीराय तायिने;
ग्रहभूतमहामारीं, द्रुतं नाशय ! नाशय ! २
सर्वत्र कुरु मे रक्षां, सर्वोपद्रवनाशतः;
जयं च विजयं सिद्धिं, कुरु शीघ्रं कृपानिधे. ३
त्वन्नामस्मरणादेव ! फलतु मे वांछितं सदा;
दूरीभवन्तु पापानि, मोहं नाशय वेगतः. ४
ॐ ह्रीँ अर्हं महावीर-मंत्रजापेन सर्वदा;
बुद्धिसागरशक्तीनां, प्रादुर्भावो भवेद्ध्रुवम्. ५

---

## મહાવીર ચૈત્યવંદન.

પ્રભુ મહાવીર જગધણી, પરમેશ્વર જિનરાજ;
શ્રદ્ધા ભક્તિ જ્ઞાનથી, સાર્યાં સેવક કાજ. ૧
કાલ સ્વભાવ ને નિયતિ, કર્મ ને ઉદ્યમ જાણુ;
પંચ કારણે કાર્યની,-સિદ્ધિ કથી પ્રમાણ. ૨
પુરૂષાર્થ તેમાં કહ્યો, કાર્યસિદ્ધિ કરનાર;
શુદ્ધાત્મા મહાવીર જિન, વંદુ વાર હજાર. ૩
મહાવીર મહાવીર ધ્યાવતાં એ, મહાવીર આપોઆપ;
બુદ્ધિસાગર વીરની, સાચી અંતર છાપ. ૪

---

## મહાવીર ચૈત્યવંદન.

પ્રભુ મહાવીર વંદતાં, પ્રગટ્યો હર્ષ અપાર;
ઉત્પત્તિ વ્યય ધ્રુવમય, ભાખ્યાં દ્રવ્યો સાર. ૧
બાહિર-અંતરઆતમા, પરમાતમા ત્રણ ભેદ;
ભાખ્યા કેવલજ્ઞાનથી, કરી ઘાતીનો છેદ. ૨
હૃદયવિષે તુજને ધરી, કરી શુદ્ધ ઉપયોગ;
જ્યોતિ જ્યોતિ મિલાવશું, ટાળી કર્મના રોગ. ૩
તુજ ધ્યાને રસિયા બનીને, સાધીશું નિજ કાજ;
બુદ્ધિસાગર વારનું, પામીશું સામ્રાજ્ય. ૪

---

## સિદ્ધાચલ ચૈત્યવંદન.

સિદ્ધાચલ ગિરિ વંદીએ, દ્રવ્ય ભાવથી બેશ;
દ્રવ્ય ભાવ ગિરિ જાણતાં, રહે ન મનમાં ક્લેશ. ૧
સાત નયોથી જાણીને, વિમલાચલ ધ્યાનાર;
અવશ્ય મુક્તિપદ લહે, શુદ્ધાતમ પદ સાર. ૨
નિર્વિકલ્પ સ્વભાવથી એ, તીર્થજ આપોઆપ;
બુદ્ધિસાગર સંપજે, રહે ન દુવિધા તાપ. ૩

---

## महावीरस्तोत्रम्.

ॐ अर्हँ ह्रीँ महावीर ! सर्पविषं हर द्रुतम्;
दुष्टरोगविनाशेन, रक्ष रक्ष महाविभो ! १
त्वन्नामजांगुलीमंत्र,–जापेन सर्वदेहिनाम्;
तक्षकादिमहासर्प,–विषं नश्यतु तत्क्षणम्. २
ग्रन्थिकज्वरनाशोऽस्तु, भूतबाधां विनाशय;
वातपित्तकफोद्भूतान्, सर्वरोगान् क्षयं कुरु. ३
जले स्थले वने युद्धे, सभायां विजयं कुरु;
ॐ अर्हँ स्रौं महावीर ! वर्धमान ! नमोऽस्तु ते. ४

---

## महावीरस्तोत्रम्.

ॐ ह्रीँ अर्हँ महावीर ! विशद्यंत्रप्रकाशक !
वृश्चिकसर्पजातीनां,–विषं नाशय वेगतः. १
ॐ हंस क्ष्रीँ महाहंस, वर्धमान ! जिनेश्वर !
सर्वजातिविषाद् रक्ष, त्वन्नामजापकस्य मे. २

---

## महावीरस्तोत्रम्.

ॐ ह्रीँ अर्हँ महावीर ! केवलज्ञानभास्कर !
वीतराग ! महादेव ! नमोऽस्तु ते जिनेश्वर ! १
त्वमेव सर्वजीवानां,–जीवकोऽसि जगत्प्रभो !
ब्रह्मा विष्णुर्हरोऽसि त्वं, सर्वदा मे शिवं कुरु. २
पूर्णशुद्धात्मदेवस्त्वं, सोऽहं तत्त्वमसि स्वयम्;
शांतिं तुष्टिं महापुष्टिं, श्रियं च कुरु सत्वरम्. ३

---

# સ્તુતિયો.

## ચાર સ્તુતિ.

પ્રભુ મહાવીર જિનવર ધ્યાઇએ, પ્રભુ ગુણને પ્રેમે ગાઇએ;
ગુણ ગાઇ ગુણ પ્રગટાવીએ, નિશ્ચય મહાવીર પદ પાઇએ. ૧
ચોવીશ તીર્થંકર કેવલી, પ્રણમું વંદુ તે લળીલળી;
જિનવર ધ્યાઈ જિનવર થાવું, આતમ પરમાતમપદ ભાવું. ૨
જિનવાણી વેદાગમ જાણો, સમજીને ઉપયોગે આણો;
જિનવાણીથી આતમ શુદ્ધિ, કરવા એવી ધારો બુદ્ધિ. ૩
યક્ષો ને યક્ષિણીઓ સ્હાયે, આવે છે ભક્તોની પ્રાયે;
ઉપાસના ભક્તિ જે ધારે, ત્યાયે દેવો આવે વ્હારે. ૪

---

## વીરપ્રભુની ચાર સ્તુતિની એક સ્તુતિ.

વીરપ્રભુ પરમાતમા, પરમેશ્વર દેવા,
ચોવીશ તીર્થંકર જિનો, જેઓ આપે મેવા;
તેઓની વાણી ભલી, શુદ્ધ આતમકારી,
દેવ-દેવીઓ સેવતી, શાસન હિતકારી. ૧

---

## ચાર સ્તુતિની એક સ્તુતિ.

પ્રણમું શ્રી મહાવીર, સર્વવિશ્વહિતકારી,
ચોવીશે જિનવર, તીર્થંકર અવતારી;
જૈનાગમ સૂત્રો, ગ્રન્થો જ્ઞાનપ્રકાશી,
દેવો દેવીઓ, શાસન સેવ વિલાસી. ૧

---

## चार स्तुतिनी एक स्तुति.

प्रभुमहावीरदेवजिनेश्वरम्,
सकलतीर्थपतिमचलेश्वरम्ः
प्रतिदिनं प्रणमामि जिनागमम्,
कुरु हि यक्षिणी संघसहायताम्. १

---

## ચાર સ્તુતિની એક સ્તુતિ.

વીર જિનેશ્વર કેવલી, જેનું શાસન આજે,
તીર્થંકર સર્વે નમું, જેઓ જગમાં ગાજે;
જૈનધર્મ પ્રગટાવિયો, જેનો આદિ ન અંત,
શાસનદેવની સહાયથી, દુઃખ પામે ન સંત. ૧

---

## બીજની ચાર સ્તુતિની એક સ્તુતિ.

મહાવીર સમકિત બીજને, કહે કેવલજ્ઞાને,
તીર્થંકર સર્વે કહે, ચંદ્ર સરખી પ્રમાણે;
સર્વ ધર્મનું બીજ છે, જૈનધર્મ અનાદિ,
સિદ્ધાયિકા ટાળતી, સર્વ સંઘ ઉપાધિ. ૧

---

## પંચમીની ચાર સ્તુતિની એક સ્તુતિ.

સમવસરણમાં બેસીને, પ્રભુ વીરે પ્રકાશી,
પંચમી સહુ તીર્થંકરે, કથી જ્ઞાનવિલાસી;
જિનવાણી સહુ વેદના,–સત્ય વેદ સમાની,
શાસનદેવીઓ સંઘની, કરે ભક્તિ વખાણી. ૧

---

## આઠમની ચાર સ્તુતિની એક સ્તુતિ.

અષ્ટમી અષ્ટમી ગતિ દિયે, મહાવીર પ્રકાશે,
સર્વે તીર્થંકર કથે, આઠ કર્મ વિનાશે;
કેવલજ્ઞાન પ્રકાશતી, શ્રુતજ્ઞાને આરાધે,
શાસનદેવની સ્હાયથી, સંત મુક્તિને સાધે. ૧

---

## અગીઆરશની ચાર સ્તુતિની એક સ્તુતિ.

એકાદશી અતિ ઉજળી, વીરદેવે પ્રકાશી,
કૃષ્ણે પાળી નેમના, ઉપદેશથી ખાસી;
જ્ઞાનાવરણને ટાળીને, શુદ્ધજ્ઞાન પ્રકાશે,
દેવ-દેવીઓ સંઘની, કરી ભક્તિ ઉજાસે. ૧

---

## ચૈત્રી પૂનમની ચાર સ્તુતિની એક સ્તુતિ.

ચૈત્રી પૂનમ વિમલાચલે, તપ વીરે ભાખ્યું,
તીર્થંકર સર્વે ભલું, મુક્તિફલ દાખ્યું;
સિદ્ધાચલના ધ્યાનથી, શુદ્ધજ્ઞાન ને મુક્તિ,
શાસનદેવો સારતા, યાત્રીઓની ભક્તિ. ૧

---

## સિદ્ધાચલની સ્તુતિ

દ્રવ્યભાવથી સિદ્ધાચલગિરિ, બાહિર અંતર જાણોજી,
સાત નયોની સાપેક્ષાએ, સમજી મનમાં આણોજી;
નિમિત્ત કારણ ઉપાદાનથી, સિદ્ધાચલને સેવોજી,
બુદ્ધિસાગર વીરપ્રભુજી, ભાખે ત્રિભુવનદેવોજી. ૧

---

## સિદ્ધાચલ સ્તુતિ.

નિમિત્ત વિમલાચલ તીરથ છે, આતમ શુદ્ધિકારીજી,
ઉપાદાન આતમ શત્રુંજય, ચિદાનંદ ગુણધારીજી;
અસંખ્યપ્રદેશી કાંકરે કાંકરે, ધ્યાને સ્થિર થનારાજી,
અનંત સિદ્ધયા સીઝશે સાધુ, બુદ્ધિસાગર પ્યારાજી. ૧

## આંબિલ તપની ચાર સ્તુતિની એક સ્તુતિ.

વીરપ્રભુએ આંબિલ તપને, ભાખ્યું ભવિ હિતકારીજી,
અર્હન્ સિદ્ધ ને સૂરિ વાચક, મુનિ સેવા સુખકારીજી;
દર્શન જ્ઞાન અને ચારિત્રજ, તપ સેવો શ્રુતધારીજી,
શાસનદેવો સ્હાય કરે સહુ, દ્રવ્યભાવ સુખકારીજી. ૧

## સીમંધર જિન સ્તુતિ.

મહાવિદેહે સીમંધરજિન, વૈદેહી દેહે છતા,
કેવલજ્ઞાની આતમરામી, ઉપકારી જગમાં છતા;
દ્રવ્યભાવથી અંતર બાહિર, ઉપશમ આદિ ભાવથી,
સીમંધરજિન વંદુ ધ્યાવું, આત્મિક સીમાદાવથી ૧

## શ્રી મહાવીર પ્રભુની સ્તુતિ.

ઉદયિક ભાવે પ્રશસ્ય વીરો, વંદે ધ્યાવે ભાવથી,
ઉપશમ ક્ષયોપશમ ભાવે બહુ, વીરો ધ્યાવે દાવથી;
સર્વ વીરનો પ્રભુ મહાવીર, શુદ્ધાતમ ધ્યાવું પ્રભુ,
બ્રહ્માદિક ધ્યાવે છે જેને, એવા વીર નમું વિભુ. ૧
ક્ષાયિકભાવે પ્રભુ મહાવીર, આતમ થાવે જ્ઞાનથી,
આતમ તે પરમાતમ પોતે, સત્તા ને વ્યક્તિથકી;
દેખો દિલમાં આતમ મહાવીર, ભાખે સર્વે જિનપતિ,
શુદ્ધાત્મા થાવાથી સહુમાં, ભેદ રહે નહિ કંઇ રતિ. ૨

આગમ-વેદો-શાસ્ત્રો સર્વે, સાતનયે જાણ્યાથકી;
સમ્યગ્ આતમજ્ઞાન પ્રકાશે, જ્ઞાની જાતો નહિ છકી;
સાપેક્ષાએ સર્વે તત્ત્વો, જાણી આતમમાં રમે,
આત્મશુદ્ધિ હેતે સહુ શાસ્ત્રો, જાણે તે નહિ ભવ ભમે. ૩
આત્માની જ્ઞાનાદિ શક્તિ, ઉપાદાનથી દેવતા,
દર્શન જ્ઞાનમયી છે આતમ, જૈનો તેને સેવતા;
નિષ્કામી આતમને સેવે, દેવો દેવીઓ મુદા,
દ્રવ્યભાવથી મહાવીર ભક્તો, શક્તિમંતો સર્વદા. ૪

---

## સ્તવનો.

### બીજનું સ્તવન.

( એક દિન પુંડરીક ગણધરૂરે લાલ-એ રાગ. )

બીજ તિથિએ જૈનધર્મનુંરેલાલ, બીજ ગ્રહો સમકિતરે હુંવારીલાલ;
દેવ ગુરૂ ને જૈનધર્મનીરેલાલ, શ્રદ્ધા સમકિતરીતરે હુંવારીલાલ. બીજ. ૧
અનંતચાર કષાયનોરેલાલ, ત્રણ મોહની તેમરે, હુંવારીલાલ;
સાત પ્રકૃતિ ઉપશમે યદારેલાલ, ત્યારે સમકિત નેમરે હુંવારીલાલ.બીજ. ૨
સાતનો ક્ષયોપશમ ક્ષયેરેલાલ, ક્ષયોપશમ ક્ષાયિકરે હુંવારીલાલ;
વ્યવહાર સમકિત સાધતાંરેલાલ, નિશ્ચય સમકિત એકરે હુંવારીલાલ.
બીજ. ૩
નિશ્ચય સમકિત મુનિપણેરેલાલ, ચારિત્ર ભેગું સુહાયરે હુંવારીલાલ;
ચાર નિક્ષેપે સાતનયે કરીરેલાલ, સમકિતગુણ પ્રગટાયરે હુંવારીલાલ.
બીજ. ૪
ચારિત્રમોહ નિવારતોરેલાલ, ચૂકે ન ઉદ્યમ તેહરે હુંવારીલાલ;
સમકિત તે દર્શન ભલુરેલાલ, ચરણે લહે શિવગેહરે હુંવારીલાલ. બીજ. ૫
સમકિત ઉત્કૃષ્ટ ભાવથીરેલાલ, ક્ષણમાંહી મુક્તિ થાયરે હુંવારીલાલ;
સમકિત સડસઠ બોલછેરેલાલ, જ્ઞાને નિશ્ચય પાયરે હુંવારીલાલ. બીજ. ૬
નિશ્ચયના ષડ્ભેદ છેરેલાલ, પામે રહે નહી ખેદરે હુંવારીલાલ;
સમકિતરૂચિ દશ જાતનીરેલાલ, જાણી ટાળો ભેદરે હુંવારીલાલ. બાજ. ૭

જલપંકજવત્ સમકિતીરેલાલ, નિર્લેપી કર્તવ્યરે હુંવારીલાલ;
ગુરૂશ્રદ્ધા-ભક્તિવડેરેલાલ, શ્રવણાદિકથી ભવ્યરે હુંવારીલાલ. બીજ ૫
શુદ્ધાતમ નિશ્ચય થતાંરેલાલ, અનુભવ આનંદ થાયરે હુંવારીલાલ;
બુદ્ધિસાગર સમકિતીરેલાલ, સમ્યગ્જ્ઞાને સુહાયરે હુંવારીલાલ. બીજ. ૬

---

## પાંચમનું સ્તવન.

( પંચમી તપ તમે કરોરે પ્રાણી-એ રાગ. )

પાંચમે જ્ઞાન આરાધના કરતાં, જ્ઞાનાવરણ પલાયરે;
મતિ શ્રુત અવધિ ને મનપર્યવ, કેવલ પ્રગટ સુહાયરે. પાંચમે. ૧
ચક્ષુ અચક્ષુ અવધિ ને કેવલ,-દર્શન પ્રગટી સુહાયરે;
મતિ-શ્રુતનું અજ્ઞાન ટળે ને, વિભંગ ઝટ વિણશાયરે. પાંચમે. ૨
મતિ અઠ્ઠાવીશ ત્રણસેં ચાલીશ,-ભેદે ઘટ પ્રગટાયરે;
ચૌદ વીશ ભેદે શ્રુતજ્ઞાની, કેવલી સરખો થાયરે. પાંચમે. ૩
અવધિજ્ઞાન અસંખ્ય પ્રકારે, મનપર્યવ બે ભેદરે;
કેવલજ્ઞાનમાં ભેદ ન બીજો, પ્રગટે ફળની ઉમેદરે. પાંચમે. ૪
ગુરૂગમથી મતિ-શ્રુત બે પ્રગટે, આત્માનુભવ થાયરે;
બુદ્ધિસાગર ગુરૂની સેવા, કરતાં જ્ઞાન સુહાયરે. પાંચમે ૫

---

## અષ્ટમીનું સ્તવન.

( વીર જિનવર એમ ઉપદિશે-એ રાગ. )

મહાવીર પ્રભુ તપ ઉપદિશે, અષ્ટમીનું સુખકારરે;
આઠ પ્રકારે મદ ત્યાગતાં, અષ્ટમી ગતિ મળે સારરે. વીર પ્રભુ. ૧
પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ ને, સાધતાં થાય સમાધિરે;
યોગની દૃષ્ટિયો આઠ છે, પામતાં હોય ન આધિરે. વીર. ૨
અષ્ટાંગ યોગની સાધના, અનુક્રમથી કરનારરે;
સાધ્ય સિદ્ધિપદ ઝટ લહે, આનંદ પૂર્ણ અપારરે. વીર. ૩
અષ્ટમી દિન કલ્યાણકો, તીર્થેશનાં થયાં બેશરે;
બુદ્ધિસાગર શુદ્ધ આતમા, સાધ્ય સિદ્ધે ટળે કલેશરે. વીર. ૪

---

## એકાદશીનું સ્તવન.

(વીર જિનવર એમ ઉપદિશે-એ રાગ.)

મહાવીર જિનવરે ઉપદિશ્યું, એકાદશી તપ બેશરે;
કૃષ્ણે આરાધન આદર્યું, ટાળવા રાગ ને દ્વેષરે. મહાવીર૦ ૧
બહુ જિનવર કલ્યાણકો, એકાદશી દિન જાણરે;
નિષ્કામભાવથી સેવતાં, પ્રગટ થતું શુદ્ધ જ્ઞાનરે. મહાવીર૦ ૨
જ્ઞાન પ્રથમ દયા છે પછી, જ્ઞાન પછી ક્રિયા જોયરે;
જ્ઞાન પછી તપ પ્રગટતું, જ્ઞાનથી ચારિત્ર હોયરે. મહાવીર૦ ૩
શુદ્ધોપયોગથી જ્ઞાનીને, કર્મનો હોય ન બંધરે;
સર્વ. કરે છતાં સંવરી, કર્મ ક્રિયામાં અબંધરે. મહાવીર૦ ૪
એકાદશી તપ સેવતાં, અષ્ટસિદ્ધિ નવનિધિરે;
બુદ્ધિસાગર ગુરૂ સેવતાં, ક્ષાયિકલબ્ધિ સમૃદ્ધિરે. મહાવીર૦ ૫

---

## નવપદ ઓળી સ્તવન.

(એ ગુણ વીરતણો ન વિસારૂં-એ રાગ.)

નવપદ ઓળી તપ આરાધન,-કરતાં શિવસુખ થાવેરે;
રોગ શોક દુર્બુદ્ધિ વિઘટે, અષ્ટસિદ્ધિ ઘર આવેરે. નવ૦ ૧
દ્રવ્ય ને ભાવથી નવનિધિ પ્રગટે, નવપદ ધ્યાનને ધરતાંરે;
બ્રહ્મચર્ય નવ વાડો ધારી, નરનારી સુખ વરતાંરે. નવ૦ ૨
નવપદરૂપી આતમ પોતે, ઉપાદાનથી જાણીરે;
નિમિત્તથી પર જાણી ભાવે, આરાધંતો જ્ઞાનીરે. નવ૦ ૩
ષટ્ચક્રોમાં નવપદધ્યાને, આત્મસમાધિ પ્રગટેરે;
એકતા સ્થિરતા લીનતા યોગે, ઘાતી કર્મો વિઘટેરે. નવ૦ ૪
જિનવર મહાવીર દેવે ભાખી, નવપદ ગુણ ગુણી ભાવેરે;
બુદ્ધિસાગર આત્મસ્વરૂપી, નવપદ સત્ય સુહાવેરે. નવ૦ ૫

---

## તારંગ તીર્થ અજિત જિનેશ્વર સ્તવન.

( રાગ ઉપરનો. )

તારંગા ગઢ અજિત જિનેશ્વર, પૂજતાં સુખ થાયરે;
અજિત બને નિજ આતમધ્યાને, મોહ તે ભાગ્યો જાયરે. તારંગા૦ ૧
ભ્રમરી સંગે ઇયલ ભ્રમરી,-રૂપને ધ્યાને પાયરે;
તેમ પ્રભુના ધ્યાને રહેતાં, આતમ તદ્રૂપ થાયરે. તારંગા૦ ૨
દ્રવ્ય ભાવથી યાત્રા કરવી, પ્રભુની સદ્ગુણ વરવારે;
સેવા પૂજા ગાયન ભક્તિ, પ્રભુ ગુણને અનુસરવારે. તારંગા૦ ૩
પ્રભુ સમ ગુણ નિજ આતમમાંહી, તેહનો આવિર્ભાવરે;
કરવા સાધન યાત્રાદિક સહુ, ચૂકે ન સમકિતી દાવરે. તારંગા૦ ૪
આતમની શુદ્ધિ કરવાને, તુજ અવલંબન લીધુંરે,
બુદ્ધિસાગર સાધ્યોપયોગે, નિજ સુખ નિજને દીધુંરે. તારંગા૦ ૫

---

## પાનસર મહાવીર સ્તવન.

( રાગ ઉપરનો. )

પાનસરા મહાવીર જિનેશ્વર, વાંદ્યા ભેટ્યા ભાવેરે;
પુણ્યોદયથી દર્શન પૂજા, કીધી આતમ દાવેરે. પાનસરા૦ ૧
પ્રભુદર્શન કરતાં નિજદર્શન, આત્મપ્રભુતા જાગેરે;
શ્રદ્ધાપ્રેમથી આત્માર્પણને, કરતાં મોહની ભાગેરે. પાનસરા૦ ૨
મતિ-શ્રુતજ્ઞાન પ્રગટતાં દર્શન, ભાવથી પ્રભુનું થાયરે;
આત્માનુભવ ઝાંખી થાતાં, પ્રભુતા નિજ પ્રગટાયરે. પાનસરા૦ ૩
તુજ રૂપ ધ્યાતાં તુજ રૂપ થાવું, નિશ્ચય છે નિર્ધારરે;
પતિવ્રતા સમ નવધા ભક્તિ, તાહરી શિવ દાતારરે. પાનસરા૦ ૪
કલિકાલે તુજ શરણું કીધું, સ્વાર્પણ કરીને સર્વરે;
નામ રૂપનો મોહ રહ્યો નહીં, તુજ ભક્તિમાં અગર્વરે. પાનસરા૦ ૫
અર્પાઈ તુજમાં હું ભાવે, કરૂં તે ત્હારી ભક્તિરે;
બુદ્ધિસાગર આત્મમહાવીર, પ્રગટે અનંતી શક્તિરે. પાનસરા૦ ૬

---

## પંચાસર પાર્શ્વનાથ સ્તવન.

( પાર્શ્વ સંખેશ્વરા સાર કર સેવકા-એ રાગ. )

પાર્શ્વ પંચાસરા જગતમાં જયકરા, પૂર્ણ આનંદ દરિયો સુહાયો;
શુદ્ધ આત્મપ્રભુ વીતરાગી વિભુ, પૂર્ણ જ્યોતિ સ્વરૂપે મેં ધ્યાયો.
પાર્શ્વ૦ ૧

રોગ નહિ શોક નહિ સર્વ ચિંતા રહિત, સર્વ ભીતિ રહિત આત્મ વરવા;
શુદ્ધ ક્ષાયિક તુજ રૂપ સંભારતાં, તત્ક્ષણ મોહ નહીં શોક પરવા.
પાર્શ્વ૦ ૨

જેવું છે તાહ્યરૂ રૂપ આવિ: ભલું, માહ્યરૂં તેહવું રૂપ નક્કી;
માહ્યરી તાહ્યરી એકતા અનુભવી, જીવતાં મુક્તિની ઝાંખી વકી. પાર્શ્વ૦ ૩

ભાર શો ? દુઃખનો જ્ઞાન આગળ ટકે, ભાનુ ત્યાં તમ રહે કેમ ક્યારે;
તુજ દેખે થતો આત્મઉપયોગ મુજ, પૂર્ણ આનંદ વહેતો જ ત્યારે.
પાર્શ્વ૦ ૪

માહ્યરો તાહ્યરો ભેદ જ્યાં છે નહીં, એક આનંદરૂપે પ્રકાશ્યો;
બુદ્ધિસાગર પરિપૂર્ણ શક્તિમયી, આતમા આત્મરૂપેજ ભાસ્યો. પાર્શ્વ૦ ૫

---

## ચારૂપ પાર્શ્વનાથ સ્તવન.

( સાંભળશો મુનિ સંયમ રાગે-એ રાગ. )

ચારૂપ પાર્શ્વજિનેશ્વર વંદુ, ગાવું ધ્યાવું પ્રેમેરે;
દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવે અનંતુ, સત્યરૂપ છે ક્ષેમેરે. ચા૦ ૧
શુદ્ધ સ્વરૂપે પરિણમવામાં, ભક્તિયોગ ને સેવારે;
તુજ ઉપયોગ તે જ્ઞાનયોગ છે, પ્રગટ રૂપ નિજ દેવારે. ચા૦ ૨
આત્મોપયોગે કર્મ ન લાગે, તન્મય તુજથી થાતાંરે;
અનંત પૂર્વભવોનાં કર્મો, ક્ષણમાં દૂર પલાતાંરે. ચા૦ ૩
એક એક યોગે જગલોકો, અનંત મુક્તિ પામ્યારે;
અસંખ્ય યોગો જાણી જ્ઞાને, જ્ઞાનીઓ વિશ્રામ્યારે. ચા૦ ૪
સર્વનયોની સાપેક્ષ દૃષ્ટિ,-યોગે યોગો અભેદરે;
બુદ્ધિસાગર શુદ્ધાતમમાં, રહે ન યોગનો ખેદરે. ચા૦ ૫

---

## ઝઘડિયા આદિનાથ સ્તવન.

( રાગ ઉપરનો. )

આદિ જિનેશ્વર ગાતાં ધ્યાતાં, રહે ન ઝઘડા કોયરે;
શુદ્ધપ્રેમથી પ્રગટ પ્રભુતા, આનંદ હેલી જોયરે. આ૦ ૧
મન વાણી કાયા તુજ હુકમે, વર્તતાં નિજ રાજ્યરે;
આત્માના તાને સહુ યોગો, એજ પ્રભુ સામ્રાજ્યરે. આ૦ ૨
રત્નત્રયી સ્થિરતા લીનતામાં, પ્રગટે નિશ્ચય તાનરે;
બુદ્ધિસાગર આત્મોપયોગે, પ્રભુ મળ્યા મન માનરે. આ૦ ૪

---

## મહાવીર પ્રભુ સ્તવન.

( શું કહું કથની મારી હો રાજ-એ રાગ. )

મહાવીર જિનવર દેવ હો રાજ ! તાહરે શરણે આવ્યો;
તારો તારો પ્રભુ મુજ તારો હો રાજ ! તુજ શ્રદ્ધા દિલ લાવ્યો.
સાત્ત્વિક પરાભક્તિએ પ્રગટો, મનમંદિરમાં પધારો;
તુજ વણ બીજું જગમાં ન ઇચ્છું, ભાવે મુજને સુધારો હો રાજ.
તાહરે. પ્રભુ. ૧
જેવો તેવો પણ હું છું તારો, મુજને પાર ઉતારો;
પ્રાણાંતે પણ પકડયા ન છોડું, ઉધર્યા વણ નહીં આરો હો રાજ.
તા. પ્રભુ. ૨
માગણ પેઠે હું નહીં માગું, તું છે પ્રાણથી પ્યારો;
તુજ સ્વરૂપ થૈ રહેવું એ નિશ્ચય, વિનતડી અવધારો હો રાજ.
તા. પ્રભુ. ૩
માહરું ત્હારું રૂપ ન જૂદું, હવે ન જાઉં હું હાર્યો;
આતમ તે પરમાતમ નક્કી, નિશ્ચય એવો ધાર્યો હો રાજ.તા. પ્રભુ. ૪
આતમમાં આનંદ પ્રગટાવો, જન્મ મરણ દુઃખ વારો;
બુદ્ધિસાગર આત્મમહાવીર, પ્યારામાં તું પ્યારો હો રાજ. તા. પ્રભુ. ૫

---

## શ્રી સુખસાગરગુરૂ સ્તવન.

(નાથ કૈસે ગજકો બંધ છુડાયા-એ રાગ.)

નમું મુનિ સુખસાગર ગુરૂરાયા, સુર-નર-મુનિ ગુણ ગાયા. નમું.
વૈયાવચ્ચી શાંત દાંત સંત, જીવદયા ગુણદરિયા;
પંચમહાવ્રતપાલન પૂરા, સાગર ઉપમા વરિયા. નમું. ૧
વિદ્યમાન મુનિ સંઘ સવાયા, સરલ સ્વભાવે સુહાયા;
પંચ સમિતિ ધારક શૂરા, ગુપ્તિએ યોગી ગવાયા. નમું. ૨
ગુરૂ વૈયાવચ્ચી પ્રેમી પૂરા, ઉત્તમ પદવી પાયા;
સમતા ગગા નીર વહાયા, સેવક એમાં ન્હાયા. નમું. ૩
પ્રભુમાં લીન કરી મન જીત્યા, રાગ ને રોષ સમાયા;
બાલ્યથકી બ્રહ્મચારી સાચા, ધર્મ કમાણી કમાયા. નમું. ૪
ઓગણિશ અગન્યોત્તર ચોમાસું, અમદાવાદમાં આવ્યા;
અષાડ વદિ ત્રીજ સૂર ઉગમે, ધ્યાને સ્વર્ગ સિધાવ્યા. નમું. ૫
ગુરૂગુણ ગાવું ગુરૂ દિલ ધ્યાવું, ગુરૂગુણ જગમાં છવાયા;
ગુરૂકૃપાએ આતમ અનુભવ, પાયા પ્રભુ પ્રગટાયા. નમું. ૬
સ્હાય કરો ગુરૂ શિષ્યને પ્રેમે, ગુરૂનામ જાપ જપાયા;
બુદ્ધિસાગર સદ્ગુરૂ ધ્યાયા, મેસાણા ગુણ ગાયા. નમું. ૭

સં. ૧૯૭૮ આષાઢ શુક્લ તૃતીયા. ગુરૂજયંતીગાન.

---

## નવપદ ઓળીનું સ્તવન.

(પ્રીતલડી બંધાણીરે અજિત જિણંદશું-એ રાગ.)

નવપદ ઓળીરે કીજે અતિશય ભાવથી,
શ્રીપાલમયણા પેઠે નર ને નારજો;
અરિહંત સિદ્ધ ને સૂરિ વાચક મુનિવરા,
દર્શન જ્ઞાન ચરણ તપ નવ સુખકારજો. નવપદ૦ ૧
પદ પદ આંબિલ નવકારવાલી વીશને,
ગણીએ કરી ષટ્ આવશ્યક બેશજો;
કર્મ નિકાચિત રોગો આ ભવમાં ટળે,
ઉપસર્ગો સંકટ નાસે સહુ કલેશજો. નવપદ૦ ૨

આતમ નવધા ક્ષાયિક ઋદ્ધિ સંપજે,
જન્મ જરા ને મૃત્યુ ભયનો નાશજો;
આતમ તે પરમાત્મભાવે ઉલ્લસે,
અનંત આનંદ અનુભવ પ્રગટે ખાસજો. નવપદ૦ ૩

ગુરૂગમ લહીને નવપદ ધ્યાને રીઝીએ,
સમતાભાવે સુખદુઃખ સહીએ સર્વજો;
દુઃખની વખતે દીનપણું નહિ ધારીએ,
સત્તા લક્ષ્મીનો નહીં કરીએ ગર્વજો. નવપ૦ ૪

દ્રવ્ય ભાવ વ્યવહાર ને નિશ્ચય નયથકી,
ભેદાભેદે નવપદ સત્ય સ્વરૂપજો;
બુદ્ધિસાગર આરાધંતાં આતમા,
નિજમાં નવપદ ઋદ્ધિ પ્રગટે અનુપજો. નવપદ૦ ૫

---

## વર્ધમાન આંબિલતપ સ્તવન.

(દાન સુપાત્રે દીજેહો ભવિકા દાન સુપાત્રે દીજે–એ રાગ.)

વર્ધમાન જિન વંદુ હો ભાવે વર્ધમાન જિન વંદુ;
આતમ ભાવે આણંદુ હો ભાવે વર્ધમાન જિન વંદુ.
વર્ધમાન આંબિલ તપ ભાખ્યું, પરમાતમ પદ વરવા;
એકાદિક આંબિલ એમ ચઢતાં, શત આંબિલ એમ કરવાં. હો ભાવે૦ ૧
એક આંબિલ કરી ઉપવાસ પશ્ચાત્, એ આંબિલ ઉપવાસે;
ચઢતે આંબિલ ઉપવાસ અંતર, વીશે વિશ્રામ વાસે. હો ભાવે૦ ૨
નવપદમાંથી ગમે તે પદનો, જાપ તે વીશ હજાર;
બાર ખમાસમણ લોગસ્સ બારનો, કાયોત્સર્ગ વિચાર. હો ભાવે૦ ૩
ગુરૂમુખથી વિધિપૂર્વક ઉચ્ચરી, પૂર્ણ થતાં ઉઝવીએ;
તદ્ભવ ત્રીજા ભવમાં મુક્તિ, જૂઠું કાંઈ ન લવીએ. હો ભાવે૦ ૪
ચોદ વર્ષ ત્રણ માસ ને ઉપરે, વીશે દિવસે પૂરો;
વિશ્રામવણ તપ આરાધંતાં, તપ ન રહે અધૂરો. હો ભાવે૦ ૫

પાંચ હજાર પચ્ચાશ છે આંબિલ, ઉપવાસ શત નિર્ધાર;
પૂર્ણ કરે વડભાગી તપિયા, લબ્ધિ શક્તિ ભંડાર. હો ભાવે૦ ૬
આહારાદિ વિષયોમાં રસવણ, આતમ આનંદ રસિયા;
ક્ષણમાં મુક્તિ પામે નિશ્ચય, ભાવ તપે ઉલ્લસિયા. હો ભાવે૦ ૭
અંતગડ સૂત્ર ને આચારદિનકરે, શ્રીચંદ કેવલી સાધ્યું;
બુદ્ધિસાગર આત્મોલ્લાસે; મહાસેનજીએ આરાધ્યું. હો ભાવે૦ ૮

---

# જિનેશ્વરસ્તવનચતુર્વિંશતિકા.

(૧)

## ૧ ઋષભદેવ સ્તવન.

(રાગ દેશાખ.)

પરમપ્રભુતા તું વર્યો, સ્વામી ઋષભજિણંદ;
ધ્યાને ગુણઠાણે ચઢી, ટાળ્યા કર્મના ફંદ. પરમ. ૧
અંતરંગપરિણામથી, નિજ ઋદ્ધિ પ્રકાશી;
ક્ષાયિકભાવે મુક્તિમાં, સત્યાનંદવિલાસી. પરમ. ૨
કર્તા કર્મ કરણ વળી, સંપ્રદાન સ્વભાવે;
અપાદાન અધિકરણતા, શુદ્ધ ક્ષાયિકભાવે. પરમ. ૩
નિત્યાનિત્ય સ્વભાવ ને, સદસત્ તેમ ધારો;
વક્તવ્યાવક્તવ્યને, એકાનેક વિચારો. પરમ. ૪
આઠ પક્ષ પ્રભુવ્યક્તિમાં, ષડ્ ગુણ સામાન્ય;
સાતનયોથી વિચારતાં, પ્રભુવ્યક્તિ સુમાન્ય. પરમ. ૫
સ્મરણ-મનન એક તાનમાં, શુદ્ધ વ્યક્તિમાં હેતુ;
તુજ સરખું મુજ રૂપ છે, ભવસાગરસેતુ. પરમ. ૬
સાલંબનમાં તું વડો, નિરાલંબન પોતે;
બુદ્ધિસાગર ધ્યાનથી, નિજને નિજ ગોતે. પરમ. ૭

---

## ૨ અજિતનાથ સ્તવન.

( શ્રીરે સિદ્ધાચળ ભેટવા-એ રાગ. )

અજિતજિનેશ્વરદેવની,-સેવા સુખકારી;
નિશ્ચય ને વ્યવહારથી, સેવા જયકારી. અજિત. ૧
નિમિત્ત ને ઉપાદાનથી, સેવન ઉપકારી;
દ્વેષ ખેદ ને ભય તજી, સેવો હિતકારી. અજિત. ૨
દુર્લભ સેવન ઇશનું, ઘાતોઘાતે મળવું;
પરપરિણામને ત્યાગીને, શુદ્ધભાવમાં ભળવું. અજિત. ૩
ષટ્કારક જીવદ્રવ્યમાં, પરિણમતાં જ્યારે;
ત્યારે સેવન સત્ય છે, ભવપાર ઉતારે. અજિત. ૪
નિર્વિકલ્પ ઉપયોગથી, નિત્ય સેવો દેવા;
નિજ નિજ જાતિની સેવના, મીઠા શિવમેવા. અજિત. ૫
પરમપ્રભુ નિજઆતમા, સેવનથી હોવે;
બુદ્ધિસાગર સેવતાં, નિજરૂપને જોવે. અજિત. ૬

---

## ૩ સંભવનાથ સ્તવન.

( રાગ ઉપરનો. )

સંભવજિનવર જાગતો, દેવ જગમાં દીઠો;
અનુભવ-જ્ઞાને જાણતાં, મન લાગે મીઠો. સંભવ. ૧
પ્રગટે ક્ષાયિક લબ્ધિયો, સંભવજિનધ્યાને;
સંભવચરણની સેવના, કરતાં સુખ માણે. સંભવ. ૨
સંભવધ્યાને ચેતના, શુદ્ધ ઋદ્ધિ પ્રગટે;
વીર્યોલ્લાસની વૃદ્ધિથી, મોહ-માયા વિઘટે. સંભવ. ૩
સંભવ-દૃષ્ટિ જાગતાં, સંભવજિનસરિખો;
આલંબન સંભવપ્રભુ, એકતાએ પરખો. સંભવ. ૪
સંભવસંયમસાધના, સાચી એક ભક્તિ;
બુદ્ધિસાગર ધ્યાનમાં, જ્ઞાન-દર્શનવ્યક્તિ. સંભવ. ૫

---

## ૪ અભિનંદન સ્તવન.

( રાગ ઉપરનો. )

અભિનંદનઅરિહંતનું, શરણું એક સાચું;
લોકોત્તર ચિન્તામણિ, પામી દિલ રાચું. અભિ. ૧
લોકોત્તર આનંદના, પરમેશ્વર ભોગી;
શાતા-અશાતાવેદની, ટળતાં સુખ યોગી. અભિ. ૨
ઉજ્વલ ધ્યાનની એકતા, ખેંચી પ્રભુ આણે;
પુદ્ગલને દૂરે કરી, શુદ્ધરૂપ પ્રમાણે. અભિ. ૩
પિંડસ્થાદિક ધ્યાનથી, પ્રભુ દર્શન આપે;
બુદ્ધિસાગર ભક્તિથી, સત્ય-આનંદ વ્યાપે. અભિ. ૪

---

## ૫ સુમતિનાથ સ્તવન.

( રાગ ઉપરનો. )

સુમતિચરણુમાં લીનતા, સાતનયથી ખરી છે;
સમકિત પામી ધ્યાનથી, યોગિયોએ વરી છે. સુમતિ. ૧
નૈગમ સંગ્રહ જાણજો, વ્યવહાર વિચારો;
ઋજુસૂત્ર વર્તમાનના, પરિણામને ધારો. સુમતિ. ૨
અનુક્રમ ચરણ વિચારને, નયો સપ્ત જણાવે;
શબ્દ અર્થ નય ચરણને, અનેકાંત ગ્રહાવે. સુમતિ. ૩
દ્રવ્ય અને ભાવ ભેદથી, ચઉ નિક્ષેપ ભેદે;
તુજ ચારિત્રને ધારતાં, આઠ કર્મને છેદે. સુમતિ. ૪
અજર-અમર અરિહંત ! તું, ભેદભાવને ટાલે;
બુદ્ધિસાગર ચરણથી, શિવમંદિર મ્હાલે. સુમતિ. ૫

---

## ૬ પદ્મપ્રભ સ્તવન.

( રાગ ઉપરનો. )

પદ્મપ્રભુ ! જિનરાજ ! તું, શુદ્ધચૈતન્યયોગી;
ક્ષાયિકચેતનઋદ્ધિનો, પ્રભુ ! તું વડ ભોગી. પદ્મ. ૧

હરિ હર બ્રહ્મા તું ખરો, જડભાવથી ન્યારો;
અષ્ટઋદ્ધિભોક્તા સદા, ભવપાર ઉતારો. પદ્મ. ૨
નામ—રૂપથી ભિન્ન તું, ગુણ—પર્યાયપાત્ર;
શુદ્ધરૂપ ઓળખાવવા, ગુરૂ તું—હું છાત્ર. પદ્મ. ૩
સત્તાથી સરખો પ્રભુ, શુદ્ધ કરશો વ્યક્તિ;
બુદ્ધિસાગર ભાવથી, પ્રભુરૂપની ભક્તિ. પદ્મ. ૪

---

## ૭ સુપાર્શ્વનાથ સ્તવન.

( રાગ કેદારો. )

શ્રી સુપાર્શ્વજિનેશ્વર પ્યારો, ભવજલધિથી તારોરે;
સ્થિરઉપયોગે દિલમાં ધાર્યો, મોહ-મહામલ્લ હાર્યોરે. શ્રી સુપાર્શ્વ. ૧
મનમંદિરમાં દીપકસરખો, રૂપ જોઇ જોઇ હરખ્યોરે;
ષટ્કારકનો દિવ્ય તું ચરખો, પરમ પ્રભુરૂપ પરખ્યોરે. શ્રી સુપાર્શ્વ. ૨
ક્ષાયિકગુણધારી–જયકારી, શાશ્વતશિવસુખકારીરે;
બુદ્ધિસાગર ચિદ્દ્ઘનસંગી, જય! જય! જિન! ઉપકારીરે.
શ્રી સુપાર્શ્વ. ૩

---

## ૮ ચંદ્રપ્રભ સ્તવન.

( રાગ કેદારો. )

ચંદ્રપ્રભુ જિનવર જયકારી, હું જાઉં બલિહારીરે;
કેવલજ્ઞાન ને કેવલદર્શન, ક્ષાયિકસમકિતધારીરે. ચંદ્ર. ૧
અષ્ટગુણો, આઠકર્મને ટાળી, ધ્યાને પ્રભુ શિવ વરિયારે;
ભાવકર્મ રાગ-દ્વેષને ટાળી, ભવસાગર ઝટ તરિયારે. ચંદ્ર. ૨
શુભાશુભપરિણામ હઠાવી, શુદ્ધપરિણામને ધાર્યોરે;
ધ્યાનવડે ગુણઠાણે ચઢતાં, મોહ-મલ્લ ખૂબ હાર્યોરે. ચંદ્ર. ૩
ચંદ્રની જ્યોતિપેઠે નિર્મળ, ચેતનજ્યોતિ દીપેરે;
બુદ્ધિસાગર ચેતનજ્યોતિ, સર્વજ્યોતિને જીપેરે. ચંદ્ર. ૪

---

## ૯ સુવિધિનાથ સ્તવન.

( રાગ કેદારો. )

સુવિધિજિનેશ્વર સુવિધિધારી, વરિયા મુક્તિ–નારીરે;
પરપરિણામે બંધ નિવારી, શુદ્ધદશા ઘટ ધારીરે. સુવિધિ. ૧
યમ–નિયમ–આસન જયકારી, પ્રાણાયામ અભ્યાસેરે;
પ્રત્યાહાર ને ધારણા ધારે, ચેતનશક્તિ પ્રકાશેરે. સુવિધિ. ૨
ધ્યાન–સમાધિ એ યોગનાં અંગો, પાર લહ્યાં જિનદેવારે;
બુદ્ધિસાગર સુવિધિજિનેશ્વર,–સેવા મીઠા મેવારે. સુવિધિ. ૩

---

## ૧૦ શીતલનાથ સ્તવન.

( રાગ કેદારો. )

શીતલજિનપતિ ! યતિતતિવંદિત, શીતલતા કરનારારે;
અજ–અવિનાશી–શુદ્ધ–શિવંકર ! પ્રાણથકી તું પ્યારારે. શીતલ. ૧
ઉપાદાન શીતલતા સમરે, નિમિત્ત સેવે સાચુ રે;
સમતાથી ક્ષણમાં છે મુક્તિ, શીતલ રૂપમાં રાચું રે. શીતલ. ૨
ઉપશમ–ક્ષયોપશમ ને ક્ષાયિક,–ભાવે સમતા સારરે;
જ્ઞાનાનંદી સમતા સાધી, ઉતરશે ભવપારરે. શીતલ. ૩
સહજાનંદી શીતલચેતન, અંતર્યામિદેવરે;
બુદ્ધિસાગર શુદ્ધરમણતા, શીતલજિનપતિસેવરે. શીતલ. ૪

---

## ૧૧ શ્રેયાંસનાથ સ્તવન.

( રાગ કેદારો. )

શ્રીશ્રેયાંસજિનસાહિબસેવા, શાશ્વતશિવસુખમેવારે;
દ્રવ્યાર્થિક–પર્યાયાર્થિકનય,–શુદ્ધ નિરંજન દેવારે. શ્રી શ્રેયાંસ. ૧
યોગી, ભોગી, ગતભય–શોકી, કર્માષ્ટકથી ભિન્નરે;
શુદ્ધોપયોગી, સ્વપરપ્રકાશક, ક્ષાયિકનિજગુણલીનરે. શ્રી શ્રેયાંસ. ૨
અનંતગુણ–પર્યાયની અસ્તિ, સમયે સમયે અનંતીરે;
પરદ્રવ્યાદિકની નાસ્તિતા, સમયે અનંતી વહંતીરે. શ્રી શ્રેયાંસ. ૩

અસ્તિ–નાસ્તિમય શુદ્ધસ્વરૂપી, સંગ્રહનયથી અનાદિરે;
વ્યકતપણું શબ્દાદિકનયથી, સર્વ જીવોમાં આદિરે. શ્રી શ્રેયાંસ. ૪
અગ્નિથી જેમ અગ્નિ પ્રગટે, શુદ્ધ ચેતનથી શુદ્ધરે;
બુદ્ધિસાગર પુષ્ટાલંબન; ઉપાદાન–ગુણ બુદ્ધરે. શ્રી શ્રેયાંસ. ૫

---

## ૧૨ વાસુપૂજ્યસ્વામી સ્તવન.

( રાગ કેદારો. )

વાસુપૂજ્યની પૂજા કરતાં, પોતે પૂજ્ય તે થાયરે;
જિનવર–પૂજા તે નિજપૂજા, શુદ્ધ વિચારે સદાયરે વાસુ. ૧
નિર્વિકલ્પ–ઉપયોગે પૂજા, ભાવ–નિક્ષેપે સારીરે;
યોગ–અસંખ્યે પૂજા ભાખી, તરતમયોગ વિચારીરે. વાસુ. ૨
સાલંબન પૂજાથી મોટી, નિરાલંબન ભાખીરે;
રૂપાતીત પૂજાથી મુકિત, છે બહુસૂત્ર ત્યાં સાખીરે. વાસુ. ૩
અષ્ટપ્રકારી આદિ પૂજા, દ્રવ્યપૂજા સુખકારીરે;
એકાંતવાદી–પૂજન મિથ્યા, સમજો સૂત્ર વિચારીરે. વાસુ. ૪
નય–નિક્ષેપે પૂજા ભેદો, કરશે તે સુખ પામેરે;
બુદ્ધિસાગર પૂજ્યપણું લહી, ઠરશે ધ્રુવપદઠામેરે. વાસુ. ૫

---

## ૧૩ વિમલનાથ સ્તવન.

( શ્રી શ્રેયાંસજિન અંતર્યામી–એ રાગ )

વિમલજિનેશ્વર ચેતન ભાવો, ગાવો બહુ મન ધ્યાવોરે;
સંગ્રહનયથી નિર્મળ ચેતન, શબ્દાદિકથી બનાવોરે. વિમલ. ૧
પ્રતિપ્રદેશે જ્ઞાન અનંતુ, છતિ સામર્થ્ય–પર્યાયરે;
ક્ષયોપશમથી–ક્ષાયિકભાવે, લોકાલોક જણાયરે. વિમલ. ૨
અસંખ્યપ્રદેશી–ચિદ્દ્ઘનરાયા, અનંતશકિતવિલાસીરે;
આવિર્ભાવે ચેતનમુકિત, નાસે સકલ ઉદાસીરે. વિમલ. ૩
અનંત ગુણની શુદ્ધ ક્રિયાનો, સમયે સમયે ભોગીરે;
બુદ્ધિસાગર શુદ્ધ ક્રિયાથી, સિદ્ધ–સનાતન–યોગીરે. વિમલ. ૪

---

## ૧૪ અનંતનાથ સ્તવન.

( રાગ ઉપરનો. )

અનંત ગુણ-પર્યાયનું ભાજન, અનંતપ્રભુ મન ધ્યાવુંરે;
પરપરિણમતા દૂર હઠાવી, શુદ્ધ રમણતા પાવુંરે. અનંત. ૧
જ્ઞાનસ્વરૂપી-જ્ઞેયસ્વરૂપી, પરજ્ઞેયાદિક ભિન્નરે;
જ્ઞેય અનંતા જ્ઞાન અનંતુ, જ્ઞાતા જ્ઞાનાભિન્નરે. અનંત. ૨
ગુણ અનંતા સમયે સમયે, વ્યયોત્પત્તિતા પાવેરે;
દ્રવ્યરૂપ ત્રણ કાલમાં ધ્રુવ છે, કેવલજ્ઞાની ગાવેરે. અનંત. ૩
અનંતગુણમાં અસ્તિ-નાસ્તિતા, સમયે સમયે જાણોરે;
અસ્તિ-નાસ્તિથી સપ્તભંગીની, ઉત્પત્તિ ચિત્ત આણોરે. અનંત. ૪
એક સમયમાં સર્વભાવને, કેવલજ્ઞાની જાણેરે;
સપ્તભંગીથી ધર્મ પ્રબોધે, ઉપદેશક ગુણઠાણેરે. અનંત. ૫
વિશેષ સ્વભાવે ગુણ અનંતા, ભેદ પરસ્પર પાવેરે;
બુદ્ધિસાગર જાણે તેના, મનમાં અનંતપ્રભુ આવેરે. અનંત. ૬

---

## ૧૫ ધર્મનાથ સ્તવન.

( રાગ ઉપરનો. )

ધર્મજિનેશ્વર પરમકૃપાળુ, વંદી ભવભય ટાળુંરે;
ધર્મજિનેશ્વરધ્યાન કર્યાથી, અન્તરમાં અજવાળુંરે. ધર્મ. ૧
વસ્તુ-સ્વભાવ તે ધર્મ પ્રકાશે, કેવલજ્ઞાને સાચોરે;
નય-નિક્ષેપે ધર્મને સમજી, શુદ્ધસ્વરૂપમાં રાચોરે. ધર્મ. ૨
ધર્માદિક ષડ્દ્રવ્યને જાણે, અનન્તગુણ-પર્યાયરે;
જ્ઞેયોપાદેયહેયના જ્ઞાને, વસ્તુ-ધર્મ પરખાયરે. ધર્મ. ૩
ચેતનતા પુદ્ગલપરિણામી, પુદ્ગલ-કર્મ કરે છેરે;
ચેતનતા નિજરૂપપરિણામી, કર્મ-કલંક હરે છેરે. ધર્મ. ૪
જડ-પુદ્ગલથી ન્યારો ચેતન, જ્ઞાનાદિકગુણ ધારીરે;
બુદ્ધિસાગર ચેતન-ધર્મે, પામે સુખ નરનારીરે. ધર્મ. ૫

---

## ૧૬ શાન્તિનાથ સ્તવન.

( રાગ કેદારો. )

શાન્તિજિનેશ્વર અલખ અરૂપી, અનન્તશાન્તિસ્વામીરે;
નિરાકાર–સાકાર દો ચેતના,–ધારક છો નિનામીરે. શાન્તિ. ૧
પરમબ્રહ્મસ્વરૂપી, વ્યાપક,–જ્ઞાનથકી જિનરાયારે;
વ્યક્તિથી વ્યાપક નહિ જિનજી, પ્રેમે પ્રણમું પાયારે. શાન્તિ. ૨
આનંદઘન–નિર્મલ પ્રભુવ્યક્તિ, ચેતનશક્તિ અનંતીરે;
સ્થિરોપયોગે શુદ્ધરમણતા, શાન્તિજિનવરભક્તિરે. શાન્તિ. ૩
કર્મ ખર્યાથી સાચી શાન્તિ, ચેતનદ્રવ્યની પ્રગટેરે;
શાન્તિસેવે પુદ્‌ગલથી ઝટ, ચેતન–ઋદ્ધિ વછૂટેરે. શાન્તિ. ૪
ચઉનિક્ષેપે શાન્તિ સમજી, ભાવ–શાન્તિ ઘટ ધારોરે;
બુદ્ધિસાગર શાન્તિ લહીને, જલ્દિ ચેતન તારોરે. શાન્તિ. ૫

---

## ૧૭ કુંથુનાથ સ્તવન.

( રાગ કેદારો. )

કુંથુજિનેશ્વર કરૂણાનાગર, ભાવદયાભંડારરે;
ચિદાનંદમય ચેતનમૂર્તિ, રૂપાતીત જયકારરે. કુંથુ. ૧
ત્રણ ભુવનનો કર્ત્તા ઈશ્વર, કરતા વાદી પક્ષરે;
સૃષ્ટિકર્ત્તા નહિ છે ઈશ્વર, સમજાવે જિન દક્ષરે. કુંથુ. ૨
નિમિત્તથી કર્ત્તા ઈશ્વરમાં, દોષો આવે અનેકરે;
વિના પ્રયોજન જગનો કર્ત્તા, હોય ન ઈશ્વર છેકરે. કુંથુ. ૩
સૃષ્ટિ કાર્ય તો હેતુ ઉપાદાન, કોણ ? કહો સુવિચારીરે;
ઉપાદાન ઈશ્વરને માને, દોષ અનેક છે ભારીરે. કુંથુ. ૪
સૃષ્ટિરૂપ ઈશ્વર ઠરતાં તો, જડરૂપે થયો ઇશરે;
આગમ યુક્તિ વિચારે સાચું, સમજો વિશ્વાવીશરે. કુંથુ. ૫
પરપુદ્‌ગલકર્ત્તા નહિ ઈશ્વર, સિદ્ધ–બુદ્ધ નિર્ધારરે;
સ્વાભાવિક નિજગુણના કર્ત્તા, ઈશ્વર જગ જયકારરે. કુંથુ. ૬
ચેતન ઈશ્વર થાવે સહેજે, ધ્યાન કરી એકરૂપરે;
બુદ્ધિસાગર ઈશ્વર પૂજો, ચિદાનંદ–ગુણભુપરે. કુંથુ. ૭

---

## ૧૮ અરનાથ સ્તવન.

( શ્રીરે સિદ્ધાચળ ભેટવા-એ રાગ. )

શ્રીઅરનાથજી વંદીએ, શુદ્ધજ્ઞાન પ્રકાશી;
જડ-ચેતનભેદજ્ઞાનથી, ટળે સકલ ઉદાસી. શ્રી અર. ૧
સંગ્રહનય એકાન્તથી, એક સત્તા માને;
સર્વજીવનો આતમા, એક દિલ પિછાણે. શ્રી અર. ૨
વ્યવહારનય વિશેષથી, વ્યક્તિ બહુ દેખે;
વ્યક્તિ વિના સત્તા કદી, કોઇ નજરે ન પેખે. શ્રી અર. ૩
સામાન્ય ને વિશેષની, એક દ્રવ્યે સ્થિતિ;
વ્યક્તિ અનંતા આતમા, અનેકાન્તની રીતિ. શ્રી અર. ૪
માયા પુદ્ગલ-ભાવથી, છતી શાસ્ત્રે ભાખી;
ચૈતન્ય-ભાવે જાણજો, માયા અછતી દાખી. શ્રી અર. ૫
એકાન્તે મિથ્યા સદા, નિત્યાદિકભાવા;
બુદ્ધિસાગર ધર્મ છે, સ્યાદ્વાદસ્વભાવા. શ્રી અર. ૬

---

## ૧૯ મલ્લિનાથ સ્તવન.

( હે સુખકારી ! આ સંસારથકી જો મુજને ઉદ્ધરે-એ રાગ. )

ઉપયોગ ધરી, મલ્લિજિનેશ્વર પ્રણમી શિવસુખ ધારીએ;
તજી બાહ્ય-દશા, શુદ્ધરમણતાયોગે કર્મ નિવારીએ.
પ્રભુ ! મુજ સત્તા છે તુજસમી, નિર્મલવ્યક્તિ મુજ ચિત્ત રમી,
તેં અશુદ્ધ-પરિણુતિ તુર્ત દમી. ઉપયોગ. ૧
નિજભાવરમણુતા રંગાશું, અંતર્યામી પ્રભુને ગાશું,
પ્રભુવ્યક્તિસમા અન્તર થાશું. ઉપયોગ. ૨
ચેતનતા નિજમાં રંગાશે, પ્રભુ ! તુજ મુજ અંતર ઝટ જાશે,
સહજાનંદી ચેતન થાશે. ઉપયોગ. ૩
પ્રભુ ! વસ્તુ-ધર્મ તન્મય થાવું, મુજ સત્તાધર્મ પ્રગટ પાવું,
ગુણઠાણે ગુણ સહુ નિપજાવું. ઉપયોગ. ૪
પ્રભુધ્યાને શુદ્ધદશા જાગે, વેગે જયડંકો જગ વાગે,
બુદ્ધિસાગર જિનવરરાગે. ઉપયોગ. ૫

---

## ૨૦ મુનિસુવ્રતસ્વામી સ્તવન.

(શ્રીસંભવજિનરાજજીરે, તાહરૂં અકળ સ્વરૂપ, જિનવર પૂજો—એ રાગ.)

મુનિસુવ્રતજિન ! તાહરૂંરે, અલખ-અગોચરરૂપ; મનમાં ધ્યાવું.
અસંખ્યપ્રદેશી આતમારે, પરમેશ્વર જગભૂપ; મન.
ધ્યાવું ધ્યાવુંરે અનુભવયોગે, શુદ્ધધ્યાને ધ્યેયસ્વરૂપ. મન. ૧
દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવથીરે, ચેતનવ્યકિત શુદ્ધ; મન.
પરદ્રવ્યાદિકનાસ્તિતારે, ક્ષાયિક-કેવલબુદ્ધ. મન. ૨
સાદિ-અનંતિભંગથીરે, પામ્યા પરમાનંદ; મન.
પ્રદેશપ્રદેશપ્રતિ જ્ઞાનમાંરે, ભાસે જ્ઞેય અનંત. મન. ૩
પરદ્રવ્ય-પર્યાયાનંતનુંરે, એક પ્રદેશ કરે તોલ; મન.
એક સમયમાં જ્ઞાનથીરે, ચેતન દ્રવ્ય અમોલ. મન. ૪
પરપુદ્ગલ દૂરે કરીરે, થયા પ્રભુ ! કૃતકૃત્ય; મન.
ચેતનવ્યક્તિ સમારવારે, તુજ આલંબન સત્ય. મન. ૫
ત્રિયોગે પ્રભુ ! આદર્યોરે, અનંતશકિત નાથ ! મન.
એકમેક તુજ ધ્યાનથીરે, થઇ ઝાલું તુજ હાથ. મન. ૬
અરૂપી અરૂપીને મળેરે, સાચી જીવસગાઇ; મન.
બુદ્ધિસાગર જાગિયોરે, આવી મુકિતવધાઈ. મન. ૭

---

## ૨૧ નમિનાથ સ્તવન

(થાંપર વારી મારા સાહિબા કાબીલ મત જાજો-એ રાગ.)

નમિજિનવર નમું ભાવથી, મારે મોંઘા મોલે;
ધર્માદિદ્રવ્ય-શકિતયો, એક ગુણના ન તોલે. ૧
શુદ્ધધ્યાનમાં આવીને, રગોરગમાં વસિયો;
ધાતોધાત મળી ખરી, લેશ માત્ર ન ખસિયો. ૨
સ્વ સ્વ જાતિ મળી ખરી, જડ-ભાવ વિદૂરે;
ધ્યાતા ધ્યેયના તાનમાં, સત્ય-સુખડાં સ્ફુરે. ૩

અનુભવ-તાળી લાગતાં, આનંદ-ખુમારી;
પરમપ્રભુ-આદર્શમાં, જોઇ જાતિ મેં મારી. ૪
શુદ્ધદ્રવ્ય જેવું તાહરૂં, તેવું મારૂં દીઠું;
સત્તાએ સરખા પ્રભુ, મન લાગ્યું મીઠું. ૫
તારૂં ધ્યાન તે માહરૂં, દોષ મુજથી નાસે;
શુદ્ધદશાના ધ્યાનમાં, એકમેકતા ભાસે. ૬
એકમેકતા યોગમાં, મનમંદિર આણ્યા;
તાણ્યા જાઓ નહિ વ્યક્તિથી, પણ શાને તાણ્યા. ૭
શુદ્ધજ્ઞેયાકારી જ્ઞાનથી, એકરૂપે ભળિયા;
તુજ સેવાકાર વ્યક્તિથી, વેગે દોષો ટળિયા. ૮
નિર્વિકલ્પ-ઉપયોગથી, શુદ્ધ રૂપમાં મળશું;
બુદ્ધિસાગર શિવમાં, જ્યોતિ જ્યોતિમાં ભળશું. ૯

---

## ૨૨ નેમિનાથ સ્તવન.

( રાગ ઉપરનો. )

રાજુલ કહે છે શામળા, કેમ પાછા વળિયા;
મુજને મૂકી નાથજી, કોનાથી હળિયા. ૧
પશુદયા મનમાં વસી, કેમ મ્હારી ન આણો;
સ્ત્રીને દુઃખી કરી પ્રભુ ! હઠ ફોગટ તાણો. ૨
લગ્ન ન કરવાં જો હતાં, કેમ આંહી આવ્યા;
પોતાની મરજી વિના, કેમ બીજા લાવ્યા. ૩
ઋષભાદિ તીર્થંકરા, ગૃહવાસે વસિયા;
તેનાથી શું તમે જ્ઞાની કે, આવી દૂરે ખસિયા. ૪
શુકન જોતાં ન આવડ્યા, કહેવાતા ત્રિજ્ઞાની;
બનવાનું એમ જો હતું, વાત પહેલાં ન જાણી. ૫
જાદવ કુળની રીતડી, બોલ બોલી ન પાળે;
આરંભી પડતું મૂકે, તે શું ? અજુવાળે. ૬

કાળા કામણગારડા, ભીરૂ થઇ શું ? વળિયા;
હુકમથી પશુઆં દયા, આણુ માનત બળિયા. ૭
વિરાગી જો મન હતું, કેમ તોરણ આવ્યા;
આઠ ભવોની પ્રીતડી, લેશ મનમાં ન લાવ્યા. ૮
મારી દયા કરી નહિ જરા, કેમ અન્યની કરશો;
નિર્દય થઇને વાલ્હમા, કેમ ઠામે ઠરશો. ૯
વિરહવ્યથાની અગ્નિમાં, બળતી મને મૂકી;
કાળાથી કરી પ્રીતડી, અરે પોતે હું ચૂકી. ૧૦
જગમાં કોઈ ન કોઈનું, એમ રાજુલ ધારે;
રાગિણી થઈ વૈરાગિણી, મન એમ વિચારે ૧૧
સંકેત કરવા પ્યારીને, પ્રાણપતિ ! અહિં આવ્યા;
હરિણદયાથી બહુ દયા, પ્રભુ ! મુજ પર લાવ્યા. ૧૨
ભવનાં લગ્ન નિવારવા, જાન મુક્તિથી આણી;
આંખે આંખ મિલાવીને, મને મુક્તિમાં તાણી. ૧૩
હું ભોળી સમજી નહીં, સાચી જગમાં અબળા;
નાથે નેહ નિભાવિયો, ધન્ય સ્વામી સબળા. ૧૪
ભોગાવલીના જોરથી, ગૃહવાસમાં ફસિયા;
ઋષભાદિક તીર્થંકરા, લલનાસંગરસિયા. ૧૫
ભોગાવલીના અભાવથી, મારો સંગ ન કીધો;
બ્રહ્મચારી મારા સ્વામિજી, જશ જગમાં લીધો. ૧૬
સ્રીને ચેતાવવા આવિયા, સ્વામી ઉપકારી;
આઠ ભવોની પ્રીતડી, પૂરી પાળી સારી. ૧૭
હાથોહાથ ન મેળવ્યો, સ્વામી ગુણરાગી;
સ્વામીના એ કૃત્યથી, હું થઇ વૈરાગી. ૧૮
ત્રિજ્ઞાનીના કાર્યમાં, કાંઈ આવે ન ખામી;
રાજુલ વૈરાગણ બની, શુદ્ધ-ચેતના પામી. ૧૯
જૂઠાં સગપણ મોહથી, મોહની એ માયા;
ભ્રાંતિથી જગ જીવડા, નાહક લલચાયા. ૨૦

નર કે નારી હું નહિ, પુદ્ગલથી હું ન્યારી;
પુદ્ગલ–કાયાખેલમાં, શુદ્ધ–બુદ્ધતા હારી. ૨૧
નામરૂપથી ભિન્ન હું, એક ચેતન જાતિ;
ક્ષત્રિયાણી વ્યવહારથી, કોઈ મારી ન જ્ઞાતિ. ૨૨
અનંતકાળથી આથડી, સંસારમાં દુઃખી;
વિષયવિકારો સેવતાં, કોઈ થાય ન સુખી. ૨૩
જડસંગે પરતંત્રતા, મોહ–વૈરીએ તાણી;
ઉપકારો સાચા પ્રભુ ! સત્ય પંથમાં આણી. ૨૪
બની વૈરાગણ નેમિની,-પાસે ઝટ આવી;
ઉપકારી સ્વામી કર્યા, સંયમલય લાવી. ૨૫
શોભા સતીની મોટકી, જગ રાજુલ પામી;
રહનેમિને બોધથી, થઈ ગુણવિશ્રામી. ૨૬
એક ટેકી થઇ રાજુલે, ભાવ–સ્વામી કીધા;
અદ્ભુત ચારિત્ર ધારીને, જગમાં જશ લીધા. ૨૭
સાચી ભક્તિ સ્વામીની, અંતરમાં ઉતારી;
નવરસ–રંગે ઝીલતી, લહે સુખ ખુમારી. ૨૮
ચેતન–ચેતના ભાવથી, એક સંગે મળિયાં;
ક્ષપકશ્રેણિ–નિસ્સરણિથી, શિવમંદિર ભળિયાં. ૨૯
કર્મ–કટક સંહારીને, નેમ–રાજુલનારી;
શિવપુરમાં સુખિયાં થયાં, વંદુ વાર હજારી. ૩૦
શુદ્ધ ચેતન સંગમાં, શુદ્ધ ચેતના રહેશે;
બુદ્ધિસાગર ભક્તિથી, શાશ્વત સુખ લહેશે. ૩૧

---

## ૨૩ પાર્શ્વનાથ સ્તવન.

( રાગ ઉપરનો. )

પાર્શ્વપ્રભુ પ્રભુતામયી, મારે મોટું શરણું;
મેરૂ અવલંબી કહો, કોણ ઝાલે તરણું. ૧

ભાવચિંતામણિ તું પ્રભુ ! શાશ્વત સુખ આપે;
ચઉનિક્ષેપે ધ્યાવતાં, ભવનાં દુઃખ કાપે. ૨
તારૂં મારૂં આંતરૂ, એકલીનતા ટાળે;
સાદિ-અનંતિ સંગથી, દુઃખ કોઇ ન કાળે. ૩
શુદ્ધદશાપરિણામથી, નિશદિન તુજ ભેટું;
શુદ્ધ દૃષ્ટિથી દેખતાં, લેશ લાગે ન છેટું. ૪
તુજ મુજ અંતર ભાગશે, સંયમ ગુણયુક્તિ;
ક્ષેત્રભેદને ટાળીને, સુખ લહિશું મુક્તિ. ૫
મુક્તિમાં મળશું પ્રભુ, એમ નિશ્ચય ધાર્યો;
ધ્યાને રંગ વધામણાં, મોહ ભાવ વિસાર્યો. ૬
તુજ સંગી થઇ ચેતના, શુદ્ધવીર્યઉલ્લાસી;
બુદ્ધિસાગર જાગિયો, ચેતન વિશ્વાસી. ૭

---

## ૨૪ મહાવીરસ્વામી સ્તવન.

( રાગ ઉપરનો. )

ત્રિશલાનંદન ! વીરજી ! મનમંદિર આવો;
ભાવ-વીરતા માહરી, પ્રભુ ! પ્રેમે જગાવો. ૧
ભાવ-વીર સંચારથી, પ્રભુ ! મોહ ન આવે;
દ્રવ્ય-વીર સંચારમાં, મોહનું જોર ફાવે. ૨
ચાર નિક્ષેપે ધ્યાઇએ, ભાવ-વીર્યના ધારી;
સમકિત ગુણઠાણાથકી, પ્રભો ! તું સંચારી. ૩
ભાવ-વીર્ય પ્રગટાવવા, આલંબન સાચું;
ક્ષયોપશમ-ક્ષાયિકમાં, મન મારૂં રાચ્યું. ૪
ક્ષયોપશમે તે હેતુ છે, ક્ષાયિકગુણકાજ;
ક્ષાયિક-વીર્યતા આપીને, રાખો મુજ લાજ. ૫
અસંખ્યપ્રદેશે ક્ષાયિક,-ભાવ વીર્ય અનંત;
યોગ-ધ્રુવતા ધારીને, લહે વીર્યને સંત. ૬
મતિ-સંગી પુદ્ગલવિષે, જે વીર્ય કહાતું;
યોગતણી ધ્રુવતાથકી, ધ્યાને લેશ ન જાતું. ૭

ભાવ-વીર! પ્રભુ આતમા, અંતર્ ગુણભોગી;
લઘુતા એકતા લીનતા, સાધનથી યોગી. ૮
ભાવ-વીર્ય નિજમાં ભર્યું, વાગ્યું જિતનગારૂં;
ફરકયો વિજયનો વાવટો, ક્ષાયિકસુખ સારૂં. ૯
આનંદમંગલ જીવમાં, જ્ઞાન-દિનમણિ પ્રગટયો;
દર્શન-ચંદ્ર પ્રકાશિયો, તબ મોહજ વિઘટયો. ૧૦
અનંતગુણ-પર્યાયનો, જીવ ભોગી સવાયો;
બુદ્ધિસાગર મંદિરે, ચેતન ઝટ આયો. ૧૧



## કળશ.

( ઓચ્છવ રંગ વધામણાં, પ્રભુ પાસને નામે-એ રાગ. )

ચોવીશ જિનવર ભક્તિથી, ગાયા ગુણરાગે;
ગાશે ધ્યાશે જે પ્રભુ, તે અન્તર જાગે. ૧
અન્તરના ઉદ્યોતથી, હોય મંગળમાળા;
મનમંદિર પ્રભુ આવતાં, ટળે મોહના ચાળા. ૨
જિનભક્તિ નિજરૂપ છે, ચેતન ઉપયોગી;
અનંતગુણ-પર્યાયનો, સમયે હોય ભોગી. ૩
ઝળહળ જ્ઞાનની જ્યોતિમાં, જડ-ચેતન ભાસે;
ચેતન પરમેષ્ઠી સદા, એમ જ્ઞાની પ્રકાશે. ૪
ચેતનની શુદ્ધભક્તિથી, શુદ્ધચેતન પરખું;
અનેકાન્તનય-દૃષ્ટિથી, પ્રભુ ગાઇને હરખું. ૫
સંવત ઓગણીશ ચોસઠે, પુનમ દિન સારો;
અષાડ શુકલ પક્ષમાં, ગામ માણસા ધારો. ૬
સોમવાર ચઢતા દિને, ચોવીશ જિન ગાયા;
અન્તર્ના ઉપયોગથી, સત્ય-આનંદ પાયા ૭
સુખસાગરગુરૂ પ્રેમથી, બુદ્ધિસાગર ગાવે;
ગાશે ધ્યાવશે જે ભવી, તે શિવસુખ પાવે. ૮

# દ્વિતીયા
# જિનેશ્વરસ્તવનચતુર્વિંશતિકા.

( ૨ )

## ૧ ઋષભદેવસ્તવન.

( પ્રથમ જિનેશ્વર પ્રણમીએ—એ રાગ. )

ઋષભજિનેશ્વર ! વંદના, હોશો વારંવાર;
પુરૂષોત્તમ ભગવાન નિરાકાર સંત છો, ગુણપર્યાયઆધાર. એ ટેક.
ઉત્પત્તિ-વ્યય ધ્રુવતા, એક સમયમાંહિ જોય;
પર્યાયાર્થિકનયથી વ્યય-ઉત્પત્તિ છે, દ્રવ્યથકી ધ્રુવ હોય. ઋ૦ ૧
સત્ કરતાં સામર્થ્યના, હોય પર્યાય અનન્ત;
અગુરૂલઘુની શક્તિ તે તેહમાં જાણીએ, અનન્ત શક્તિ સ્વતંત્ર. ઋ૦ ૨
પરમભાવ ગ્રાહક પ્રભુ, તેમ સામાન્ય વિશેષ;
જ્ઞેય અનન્તનું તોલ કરે પ્રભુ ! તાહરો, ક્ષાયિક એક પ્રદેશ. ઋ૦ ૩
સ્થિરતા ક્ષાયિકભાવથી, મુખથી કહી નહિ જાય;
અનન્તગુણ નિજ કાર્ય કરે લહી શક્તિને, ઉત્પત્તિ-વ્યય પાય. ઋ૦ ૪
ગુણ અનન્તની ધ્રુવતા, દ્રવ્યપણે છે અનાદિ;
ગુણની શુદ્ધિ અપેક્ષી પર્યાયે કરી, ભંગની સ્થિતિ છે સાદિ. ઋ૦ ૫
સાદિ અનંતિ મુક્તિમાં, સુખ વિલસો છો અનંત;
સુખ જ્ઞેયાદિક જ્ઞાનમાં જ્ઞાતા જગગુરૂ, જ્ઞાન અનંત વહુંત. ઋ૦ ૬
રાગદ્વેષ-યુગલ હણી, થઇયા જગ મહાદેવ;
બુદ્ધિસાગર અવસર પામી ભક્તિથી, પામે અમૃતમેવ. ઋ૦ ૭

## ૨ અજિતનાથસ્તવન.

( શ્રી સંભવજિન ! તાહરૂંરે, અકળ અગોચર રૂપ-એ રાગ. )

અજિતજિનેશ્વરસેવનારે, કરતાં પાપ પલાય;
જિનવર સેવો. સેવો સેવોરે ભવિકજન ! સેવો,
પ્રભુ શિવસુખદાયક મેવો, પ્રભુ સેવે સિદ્ધિ સુહાય. જિનવર.
મિથ્યા-મોહ નિવારીનેરે, ક્ષાયિક-રત્ન ગ્રહાય; જિનવર.
ચારિત્ર-મોહ હઠાવતાંરે, સ્થિરતા ક્ષાયિક થાય. જિનવર. ૧
ક્ષપક-શ્રેણિ આરોહીનેરે, શુકલ-ધ્યાનપ્રયોગ; જિનવર.
જ્ઞાનાવરણીયાદિક હણીરે, ક્ષાયિક નવગુણ-ભોગ. જિનવર. ૨
અષ્ટકર્મના નાશથીરે, ગુણ-અષ્ટક પ્રગટાય; જિનવર.
એક સમય સમશ્રેણિએરે, મુક્તિસ્થાન સુહાય. જિનવર. ૩
નાત્યંતાભાવ મુક્તિનોરે, જડિમમયી નહિ ખાસ; જિનવર.
વ્યોમપરે નહિ વ્યાપિનીરે, નહિ વ્યાવૃત્તિ-વિલાસ. જિનવર. ૪
સાદિ અનંત સ્થિતિથીરે, સિદ્ધ બુદ્ધ ભગવંત; જિનવર.
ઝળહળ જ્યોતિ જ્યાં ઝગમગેરે, જ્ઞેયતણો નહિ અંત. જિનવર. ૫
પરજ્ઞેય ધ્રુવતા ત્રિકાલમાંરે, ઉત્પત્તિ-વ્યયસાથ; જિનવર.
નિજજ્ઞેય ધ્રુવતા અનન્તનોરે, પર્યાયસહ શિવનાથ. જિનવર. ૬
પર જાણે પરમાં ન પરિણમેરે, અશુદ્ધભાવ વ્યતીત; જિનવર.
બુદ્ધિસાગર ધ્યાનથીરે, થાવે ધ્યાની અજિત. જિનવર. ૭

---

## ૩ સંભવનાથસ્તવન.

( દેખો ગતિ દૈવનીરે—એ રાગ. )

સંભવજિન ! તારશોરે,
તારશો ત્રિભુવનનાથ ! સંભવજિન ! તારશોરે.
નિમિત્તના પુષ્ટાલંબનેરે, સાધ્યની સિદ્ધિ કરાય;
ઉપાદાનની શુદ્ધતારે, નિમિત્તવિના નહિ થાય. સંભવ. ૧
દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથીરે, નિમિત્તના બહુ ભેદ;
જ્ઞાન દર્શન ચારિત્રનારે, નિમિત્ત ટાળે ખેદ. સંભવ. ૨

શુદ્ધદેવગુરૂ હેતુ છેરે, ઉપાદાન કરે શુદ્ધિ;
ઉપાદાન અભિન્ન છેરે, કાર્યથી જાણો બુદ્ધ. સંભવ. ૩
કાર્ય દ્રવ્યથી ભિન્ન છેરે, નિમિત્ત હેતુ વ્યવહાર;
શુદ્ધાદિક ષટ્ ભેદ છેરે, વ્યવહાર નયના ધાર. સંભવ. ૪
ભિન્ન નિમિત્ત પણ કાર્યમાંરે, ઉપાદાન કરે પુષ્ટિ;
નિમિત્તવણ ઉપાદાનથીરે, થાય ન સાધ્યની સૃષ્ટિ. સંભવ. ૫
પુષ્ટાલંબન જિનવિભુરે, આદર્યો મન ધરી ભાવ;
ઉપાદાનની શુદ્ધિમાંરે, બનશે શુદ્ધ બનાવ. સંભવ. ૬
ત્રિકરણયોગથી આદર્યોરે, મન ધરી સાધ્યની દૃષ્ટિ;
બુદ્ધિસાગર સુખ લહેરે, પામી અનુભવ-સૃષ્ટિ. સંભવ. ૭

---

## ૪ અભિનંદનસ્તવન.

(પદ્મપ્રભુ ! તુજ મુજ આંતરૂં—એ રાગ.)

અભિનન્દનજિનરૂપને, ધ્યાનમાં સ્મરણથી ભાવુંરે;
ધ્યાનમાં લીનતાયોગથી, સુખ અનન્ત ઘટ પાવુંરે. અભિ. ૧
મન-વચ-કાયાના યોગની, સ્થિરતા જેહ પ્રમાણુરે;
તદનુગત વીર્યતા ઉલ્લસે ભાવ ક્ષયોપશમ સુખખાણુરે. અભિ. ૨
અસંખ્યપ્રદેશમયી વ્યક્તિમાં, ધ્યાનથી એકતા થાયરે;
પંડિત-વીર્ય ત્યાં સંપજે, ઉજ્જવલ અધ્યવસાયરે. અભિ. ૩
ક્ષણક્ષણ ઉજ્જવલ ધ્યાનમાં, પ્રગટતો સહજ આનન્દરે;
બાહ્ય જડ વિષયના સુખનો, વેગથી નાસતો ફન્દરે. અભિ. ૪
અન્તરશુદ્ધપરિણતિથકી, ભાવથી હોય નિજ મુક્તિરે;
શુદ્ધનયસ્થાપના સહજથી, પ્રગટતો એ તત્ત્વની યુક્તિરે. અભિ. ૫
ક્ષયોપશમ જ્ઞાન-વીર્યથી, ક્ષાયિક-ધર્મ ગ્રહાયરે;
નિર્વિકલ્પઉપયોગમાં, શ્રુતજ્ઞાન એક સ્થિર થાયરે. અભિ. ૬
ભાવશ્રુતજ્ઞાનઆલંબને, જીવ તે જિનરૂપ થાયરે;
બુદ્ધિસાગર શિવસંપદા, મંગલશ્રેણિ પમાયરે અભિ. ૭

---

## ૫ સુમતિનાથસ્તવન.

( વિરતિ એ સુમતિ ધરી આદરો—એ રાગ. )

સુમતિજિનેશ્વર શુદ્ધતા, બુદ્ધતા પરમ સ્વભાવરે;
અસ્તિતા નાસ્તિતા એકતા, જ્ઞાતૃતા નહિ પરભાવરે. સુમતિ૦ ૧
ભિન્ન અભિન્નતા નિત્યતા, તેમ અનિત્ય પર્યાયરે;
એક સમયમાંહિ સંપજે, પર્યાય ઉપજે વિલાયરે. સુમતિ૦ ૨
અગુરૂલઘુ પર્યાયનો, શક્તિ અનન્તી સદાયરે;
પરિણમે અસંખ્યપ્રદેશમાં, કારક ષટ્ ઉપજાયરે. સુમતિ૦ ૩
આદિ અનાદિ ષટ્કારકો, વ્યક્તિપણે એકેક પ્રદેશરે;
અનાદિ અનન્ત સ્થિતિ શક્તિથી, કારક ષટ લહો બેશરે. સુમતિ૦ ૪
એક અનેકતા વસ્તુમાં, નિત્ય અનિત્યતા ધારરે;
સમય સાપેક્ષ વિચારતાં, હોય અનેકાન્ત વિસ્તારરે. સુમતિ૦ ૫
સદસત્ કથ્ય અકથ્ય છે, જિનવર ધર્મ અનન્તરે;
જ્ઞાનમાં જ્ઞેયની ભાસના, જાણે એક સમય ભદન્તરે. સુમતિ૦ ૬
સમ્યગ્જ્ઞાનપ્રભાવથી, પ્રભુ ! તુજ રૂપ જણાયરે;
ચાર પ્રમાણ ને ભંગથી, ધર્મ અનેક પરખાયરે. સુમતિ૦ ૭
મન-વચ-કાયઅતીત તું, આદર્યો યોગથી સારરે;
તુજ મુજ એકતા સંપજે, બુદ્ધિસાગર નિર્ધારરે. સુમતિ૦ ૮

---

## ૬ પદ્મપ્રભસ્તવન.

( વિરતિ એ સુમતિ ધરી આદરો-એ રાગ. )

પદ્મપ્રભુ અલખ નિરંજન, સિદ્ધના આઠ ગુણધારીરે;
સાકાર ઉપયોગે ચેતના, નિરાકાર જયકારીરે. પદ્મ૦ ૧
અજર અમર અગોચર વિભુ, નામ ન રૂપ ન જાતિરે;
જગગુરૂ જય શ્રીચિંતામણિ, ત્રણભુવનમાંહિ ખ્યાતિરે. પદ્મ૦ ૨
ઉપમાતીત પરમાતમા, અનુભવવિણ ન જણાયરે;
દિશિ દેખાડી આગમ રહે, અનુભવે પ્રભુ પરખાયરે. પદ્મ૦ ૩

સદ્‌ગુરૂ–તીર્થઉપાસના, સ્યાદ્વાદ સૂત્રનો બોધરે;
પરંપર ગુરૂગમ જોડતાં, કરે ભવી જિનવરશોધરે. પદ્મ૦ ૪
જ્ઞાનના માનમાં ધ્યાન છે, ધ્યાનથી હોય સમાધિરે;
પરમ પ્રભુ એક તાનમાં, ભેટતાં જાય ઉપાધિરે. પદ્મ૦ ૫
અનુભવ–અમૃત સ્વાદતાં, ચિત્ત અન્યત્ર ન જાયરે;
ચકોર જેમ ચંદ્ર તેમ રાચતું, પરમ પ્રભુરૂપમાંહ્યરે. પદ્મ૦ ૬
સુખ અનંતની રાશિમાં, જીવનમુક્તપદ પાયરે;
બાહ્યનાં સુખ રૂચે નહિ, નિશ્ચયસુખ નિજમાંહ્યરે. પદ્મ૦ ૭
પરપરિણતિરંગ પરિહરી, શુદ્ધ પરિણતિમાંહિ રંગરે;
બુદ્ધિસાગર જિનદર્શન, દેખવા પ્રેમ અભંગરે. પદ્મ૦ ૮

---

## ૭ સુપાર્શ્વનાથસ્તવન.

( નદી યમુનાકે તીર–એ રાગ. )

સુપાર્શ્વપ્રભુ ! જિનરાજ ! કૃપાળુ તારશો,
વિનતડી મુજ પ્રેમ ધરીને સ્વીકારશો;
રાગ દ્વેષ અન્યાય નૃપતિ જોર ટાળશો,
શુદ્ધરમણતા સન્મુખ દૃષ્ટિ વાળશો. ૧
વિષયવાસનાપાસથી પ્રભુજી ! છોડાવજો,
પરમદયાલુ ! દેવ ! દયા દિલ લાવજો;
અનુભવ–અન્તરદૃષ્ટિની સૃષ્ટિ જગાવજો,
પરમાનન્દનું પાત્ર ચેતન મુજ થાવજો. ૨
કેવલજ્ઞાનની જ્યોતિમાં જ્ઞેય અભિન્ન છે,
પરદ્રવ્યાદિક જ્ઞેયથકી વળી ભિન્ન છે;
જ્ઞેયાકારે જ્ઞાન પરિણમે જાણજો,
ભિન્નાભિન્નસ્વરૂપ અનેકાંત આણજો. ૩
જ્ઞેયાપેક્ષે જ્ઞાન અનન્તું જિન કહે,
જ્ઞેયની પાસે જ્ઞાન ગયાવણ સહુ લહે,

દર્પણ ક્યાંઇ ન જાય દર્પણમાં સમાય છે,
જ્ઞેયાકારી ભાવો એ દૃષ્ટાંત ન્યાય છે. ૪
દૂરવર્તી જે જ્ઞેય જ્ઞાનમાંહિ ભાસતો,
જ્ઞાન અચિન્ત્યસ્વભાવ હૃદયમાં આવતો;
જ્ઞેયવિના સહુ જ્ઞાનની શૂન્યતા જાણીએ,
ષટ્ દ્રવ્યો પર્યાય અનન્ત મન આણીએ. ૫
અસ્તિવિના ન નિષેધ ઘટે કોઇ દ્રવ્યનો,
દ્વિ વણ નહિ અદ્વૈત નિષેધ કેમ સર્વનો;
દ્વૈતનું જ્ઞાન થયાવણ અદ્વૈત શું કહો,
ભાસે જ્ઞાનમાં દ્વૈત સત્યભાવ સદ્દહો. ૬
દ્રવ્ય અને પર્યાયથી જ્ઞેય અનન્તતા,
વસ્તુધર્મ સ્યાદ્વાદ ત્યાં એકાનેકતા;
ધ્રુવતા જ્ઞેયના દ્રવ્યપણે નિત્યતા ખરી,
ઉત્પત્તિ–વ્યય જ્ઞેયઅનિત્યતા અનુસરી. ૭
જીવદ્રવ્ય એકવ્યક્તિ અનાદિ–અનંત છે,
ગુણ–પર્યવઆધાર ચેતનજી સન્ત છે;
બુદ્ધિસાગર જિનવરવાણી સદ્દહે,
સમકિત–શ્રદ્ધાયોગે અપેક્ષા સહુ લહે. ૮

---

## ૮ ચંદ્રપ્રભુસ્તવન.

**( એ અબ શોભા સારી હો મલ્લિજિન—એ રાગ. )**

ચંદ્રપ્રભુ ! પદ રાચું હો ચિદ્‌ઘન ! ચંદ્રપ્રભુ ! પદ રાચું;
મન માન્યું એ સાચું હો ચિદ્‌ઘન ! ચંદ્રપ્રભુ ! પદ રાચું.
શુદ્ધ અખંડ અનન્ત ગુણ–લક્ષ્મી, તેના પ્રભુ ! તમે દરિયા;
સત્તાએ જ્ઞાનાદિક લક્ષ્મી, વ્યક્તિપણે તમે વરિયા હો ચિ. ૧
અનાદ્યનન્ત, ને આદિ–અનન્ત, સત્તા–વ્યક્તિ સુહાયા;
અસ્તિનાસ્તિમય ધર્મ અનન્તા, સમય સમયમાં પાયા હો ચિ. ૨

ક્ષપકશ્રેણિયે ઉજ્જવલધ્યાને, ઘાતક કર્મ ખપાવ્યાં;
દગ્ધરજ્જુવત્ કર્મ અઘાતી, તેરમે ચૌદમે નસાવ્યાં હો ચિ. ૩
કેવલજ્ઞાને જ્ઞેય અનન્તા, સમય સમય પ્રભુ ! જાણો;
અવ્યાબાધ અનન્તુ વીર્ય, સમય સમય પ્રભુ ! માણો હો ચિ. ૪
ઋદ્ધિ તમારી તેવીજ મારી, કદિય ન મુજથી ન્યારી;
ચંદ્રપ્રભુ-આદર્શ નિહાળી, આત્મિકઋદ્ધિ સંભારી હો ચિ. ૫
નિજ સ્વજાતીય સિંહ નિહાળી, અજવૃન્દગત હરિ ચેત્યો;
નિજ સ્વજાતીય સિદ્ધ સંભારી, જીવ સ્વપદમાં વહેતો હો ચિ. ૬
અન્તર-દૃષ્ટિ અનુભવ-યોગે, જાગી નિજપદ રહિયો;
બુદ્ધિસાગર પરમ મહોદય, શાશ્વતલક્ષ્મી લહિયો હો ચિ. ૭

---

## ૯ સુવિધિનાથસ્તવન

( નદી યમુનાકે તીર—એ રાગ. )

સુવિધિજિનેશ્વર ! દેવ ! દયા દીનપર કરો,
કરૂણાવંત મહંત વિનતિ એ દિલ ધરો;
ભવસાગરની પાર ઉતારો કર ગ્રહી,
શક્તિ અનન્તના સ્વામી કહાવોછો મહી. ૧
તમનો શો છે ભાર કહો રવિ આગળે,
કીડીનો શો ભાર કે કુંજરને ગળે;
કર્મતણો શો ભાર પ્રભુજી ! તુમ છતે,
સિંહતણો શો ભાર અષ્ટાપદ ત્યાં જતે. ૨
શું ખદ્યોતનું તેજ રવિ જ્યાં ઝળહળે,
તેમ શું મોહનું જોર કે ઉપયોગ નીકળે;
સસલાનું શું જોર સિંહ આગળ અહો ! ·
અનેકાંત જ્યાં જ્યોતિ એકાંતનું શું કહો. ૩
પરમપ્રભુ વીતરાગ રાગ ત્યાં શું કરે,
દેખી ઇન્દ્રની શક્તિ કે સુર સહુ કરગરે;

પ્રાણજીવન વીતરાગ હૃદયમાં મુજ વસ્યા,
તે દેખી મોહયોધ કે સહુ દૂરે ખસ્યા. ૪
ગુણ–પર્યાયાધાર ! સ્મરણ ત્હારૂં ખરૂં,
ધ્યાન–સમાધિયોગે અલખ નિજપદ વરૂં;
પરમબ્રહ્મ ! જગદીશ્વર ! જય જિનરાજજી !
શરણે આવ્યો સેવક રાખો લાજજી. ૫
વાર વાર શી ? વિનતિ જાણો સહુ કહ્યું,
વાર લગાડો ન લેશ દુઃખ મેં બહુ સહ્યું;
બુદ્ધિસાગર સત્ય ભક્તિથી ઉદ્ધારજો,
વન્દન વાર હજાર વિનતિ એ સ્વીકારજો ૬

---

## ૧૦ શીતલનાથસ્તવન.

( પ્રીતલડી બંધાણીરે અજિત જિણંદશું—એ રાગ )

પ્રીતલડી બંધાણીરે શીતલ જિણંદશું,
પ્રભુવિના ક્ષણમાત્ર નહિ સોહાયજો;
પ્રેમીવિના નહિ બીજો તે જાણી શકે,
રૂપ પ્રભુનું દેખી મન હરખાયજો. પ્રીતલડી. ૧
અન્તરના ઉપયોગે પ્રભુજી દિલ વસ્યા,
ભક્તિ આધીન પ્રભુજી પ્રાણ સનાથજો;
અનુભવયોગે રંગ મજીઠનો લાગિયો,
ત્રણભુવનના સ્વામી આવ્યા હાથજો. પ્રીતલડી. ૨
જેમ પ્રભુનાં દર્શનમાં સ્થિરતા થતી,
તેમ પ્રભુજી આનન્દ આપે બેશજો;
આનન્દદાતા–ભોક્તાની થઇ એકતા,
ચઢી ખુમારી ચાઢી આપે હમેશજો. પ્રીતલડી, ૩
આત્માઽસંખ્ય પ્રદેશે શીતલતા ખરી,
અવધૂત યોગી પ્રગટાવે સુખકંદજો;

ઔદયિકભાવ નિવારી ઉપશમ આદિથી,
ટાળે સઘળા મોહતણા મહાફંદજો. પ્રીતલડી. ૪
ગુણસ્થાનક-નિ:સરણિ ચઢતો આતમા,
ઉજ્જવલયોગે પામે શિવપુર મ્હેલજો;
ક્ષાયિકભાવે સુખ અનંતું ભોગવે,
નિજપદધ્રુવતા ધારી કરતો સ્હેલજો. પ્રીતલડી. ૫
બાહ્ય-ભાવની સર્વ ઉપાધિ નાસતાં,
પ્રભુવિરહનો નાશ થશે નિર્ધારજો;
અનુભવયોગે રંગાયો જિનરૂપમાં,
થાશું પ્રભુસમા અન્તે જયકારજો. પ્રીતલડી. ૬
નિજગુણસ્થિરતામાં રંગાવું સહજથી,
વસ્તુધર્મ-જ્ઞાનાદિક તું આધારજો;
બુદ્ધિસાગર અનુભવ-વાજાં વાગિયાં,
ભેટ્યા શીતલજિનવર જગ જયકારજો. પ્રીતલડી. ૭

---

## ૧૧ શ્રેયાંસનાથસ્તવન.

( શ્રી વીરપ્રભુ ! ચરમ—એ રાગ. )

શ્રેયાંસપ્રભુ ! અન્તર્યામી ક્ષાયિક-નવલબ્ધિધણી;
ત્રાતા ભ્રાતા, પરોપકારી નિર્ભય યોગી દિનમણિ.
પ્રભુ શુદ્ધસ્વરૂપ ત્હારૂં જેવું, પ્રભુ ! શુદ્ધસ્વરૂપ મ્હારૂં તેવું,
ઉજ્જવલધ્યાને ખેંચી લેવું. શ્રેયાંસ. ૧

પ્રભુ ! નામ-રૂપથી ભિન્ન ખરો, પ્રભુ ! અનન્તસુખનો ભવ્ય ઝરો,
મેં સ્થિરઉપયોગે દિલ ધર્યો. શ્રેયાંસ. ૨

ઉત્પત્તિ-વ્યય-ધ્રુવતાભોગી, યોગાતીત પણ નિર્મલયોગી,
કર્માતીતથી તું નીરોગી. શ્રેયાંસ. ૩

ધ્યાને પ્રભુની પાસે જાવું, સાધનથી સાધ્યપણું પાવું,
જ્ઞાનાદર્શે પ્રભુ ઘટ લાવું. શ્રેયાંસ. ૪

પ્રભુ ! દર્શન દેજો શિવરસિયા, પ્રભુ પ્રેમે મ્હારા દિલ વસિયા,
સ્થિરઉપયોગે જિન ઉલ્લસિયા, શ્રેયાંસ. ૫
પ્રભુ ! પરમમહોદય પદ આપો, પ્રભુ ! જિનપદમાં મુજને થાપો,
કર્યાં કર્મ અનાદિ સહુ કાપો, શ્રેયાંસ. ૬
પ્રભુ ! ઉપાદાન યોગે આવો, ભક્તિથી નિજ ગુણ વિરચાવો;
બુદ્ધિસાગર મળિયો લ્હાવો. શ્રેયાંસ. ૭

---

## ૧૨ વાસુપૂજ્યસ્તવન.

( ગિરૂઆરે ગુણ તુમતણા-એ રાગ. )

વાસુપૂજ્ય ! ત્રિભુવનધણી, પરમાનન્દ વિલાસીરે;
અકળકળા નિર્ભય પ્રભુ, ધ્યાને નાસે ઉદાસીરે. વાસુપૂજ્ય. ૧
જગજીવન જગનાથ છો, પરમબ્રહ્મ મહાદેવારે;
વ્યાપક જ્ઞાનથી વિષ્ણુ છો, સુરપતિ કરે પદસેવારે. વાસુપૂજ્ય. ૨
આદિ-અનન્ત તું વ્યક્તિથી, એવંભૂતથી યોગીરે.
અનાદ્યનન્ત સત્તાપણે, ગુણપર્યવનો ભોગીરે. વાસુપૂજ્ય. ૩
વ્યાપ્ય વ્યાપકતા અભેદતા, જ્ઞાતા જ્ઞેય અભેદીરે;
ભિન્નાભિન્ન સ્વભાવ છે, વેદરહિત પણ વેદીરે. વાસુપૂજ્ય. ૪
પરમમહોદય ચિન્મણિ, અજરામર અવિનાશીરે;
નિત્ય નિરંજન સુખમયી, વ્યક્તિ શુદ્ધ પ્રકાશીરે. વાસુપૂજ્ય. ૫
નિરક્ષર અક્ષર વિભુ, જગબંધવ જગત્રાતારે;
ક્ષાયિક નવલબ્ધિ ધણી, જ્ઞેય અનન્તના જ્ઞાતારે. વાસુપૂજ્ય. ૬
પુરૂષોત્તમ પુરાણ તું, તુજ ધ્યાને સુખ લહીશુંરે;
બુદ્ધિસાગર શુદ્ધતા, પામી જિનપદ રહીશુંરે. વાસુપૂજ્ય. ૭

---

## ૧૩ વિમલનાથસ્તવન.

( જ્યાં લગે આતમતત્ત્વનું-એ રાગ. )

વિમલજિનચરણની સેવના, શુદ્ધ ભાવે કરશું;
અન્તર જ્યોતિ ઝળહળે, શિવસ્થાનક ઠરશું. વિમલ. ૧

પુદ્ગલભાવના ખેલથી, ચિત્તવૃત્તિ હઠાવું;
પરમાનન્દની મોજમાં, નિર્મલ પદ પાવું. વિમલ. ૨
અન્તર રમણતા આદરી, ધ્રુવતા નિજ વરશું;
મનમોહન જગનાથના, ઉપયોગથી તરશું. વિમલ. ૩
અસંખ્યપ્રદેશી આતમા, નિત્યાનિત્ય વિલાસી;
સ્યાદ્વાદસત્તામયી સદા, જોતાં ટળતી ઉદાસી. વિમલ. ૪
પુદ્ગલ-મમતા ત્યાગીને, અન્તરમાં રહીશું;
અનુભવઅમૃતસ્વાદથી, અક્ષયસુખ લહીશું. વિમલ. ૫
કાયા-વાણી-મનથકી, વિમલેશ્વર ન્યારો;
શુદ્ધ પરિણતિભક્તિથી, ભેટીશું પ્રભુ પ્યારો. વિમલ. ૬
સ્થિરઉપયોગપ્રભાવથી, એક ધાતથી મળશું;
બુદ્ધિસાગર ભક્તિથી, જ્યોતિ જ્યોતિમાં ભળશું. વિમલ. ૭

---

## ૧૪ અનંતનાથસ્તવન.

( શાંતિજીન ! એક મુજ વિનંતિ.-એ રાગ. )

અનન્ત જિનેશ્વર નાથને, વન્દતાં પાપ પલાયરે;
રવિ આગળ તમ શું ? રહે, પ્રભુ ભજે મોહ વિલાયરે. અનન્ત. ૧
અનન્ત ગુણપર્યાયપાત્ર તું, વ્યક્તિ એવંભૂત સારરે;
સંગ્રહનય પરિપૂર્ણતા, ધ્યાતા તે વ્યક્તિથી ધારરે. અનન્ત. ૨
ઉપશમભાવ ક્ષયોપશમથી, સાધ્યની સિદ્ધિ કરાયરે;
ધર્મ નિજ વસ્તુસ્વભાવમાં, સ્થિર ઉપયોગ સુહાયરે. અનન્ત. ૩
જ્ઞાનદર્શનચરણ-ગુણવિના, વ્યવહાર કુલઆચારરે;
સાધ્યલક્ષ્યે શુદ્ધ ચેતના, જાણવો શુદ્ધવ્યવહારરે. અનન્ત. ૪
દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી, પર્યાય દ્રવ્ય અનન્તરે;
શુદ્ધ આલંબન આદરી, વ્યક્તિથી થાય ભદંતરે. અનન્ત. ૫
સ્વકીય દ્રવ્યાદિકભાવથી, અનંતતા અસ્તિપણે સારરે;
પરદ્રવ્યાદિક અસ્તિની,-નાસ્તિતા અનન્ત વિચારરે. અનન્ત. ૬
વીર્ય અનન્ત સામર્થ્યથી, ઉત્પાદ-વ્યય પ્રતિદ્રવ્યરે;
છતિ પર્યાયથી ધ્રુવતા, સમય સમયમાંહિ ભવ્યરે. અનન્ત. ૭

ધર્મ અનન્તનો સ્વામી તું, ધ્યાનમાં ધ્યેયસ્વરૂપરે;
બુદ્ધિસાગર નિજ દ્રવ્યની,–શુદ્ધિ તે જય ! જિનભૂપરે. અનન્ત. ૮

## ૧૫ ધર્મનાથસ્તવન.

( ધર્મજિનેશ્વર ગાઉં રંગશું–એ રાગ. )

ધર્મજિનેશ્વર વંદુ ભાવથી, વસ્તુધર્મદાતાર; જગતમાં.
વસ્તુસ્વભાવ તે ધર્મ જણાવતા, ષડ્દ્રવ્યોમાંહિ સાર. જગતમાં. ધ૦ ૧
જ્ઞેય હેય આદેય જણાવતા, સકલ દ્રવ્ય છેરે જ્ઞેય; જગતમાં.
ઉપાદેય ચેતનનો ધર્મ છે, પુદ્ગલઆદિરે હેય. જગતમાં. ધ૦ ૨
ભાવકર્મ તે રાગદ્વેષ છે, કાલ અનાદિથી જાણુ; જગતમાં.
દ્રવ્યકર્મનું કારણ તેહ છે, નોકર્મ નિમિત્ત આણુ. જગતમાં. ધ૦ ૩
અશુદ્ધપરિણતિયોગે બંધ છે, શુદ્ધપરિણતિથી છે મુક્તિ; જગતમાં.
અન્તરચેતનસન્મુખ યોગથી, શુદ્ધ ઉપયોગની યુક્તિ. જગતમાં. ધ૦ ૪
કર્તા–હર્તા ચેતન કર્મનો, બાહિર–અન્તર યોગ; જગતમાં.
આત્મસ્વભાવે રમણતા આદરે, પ્રગટે શિવસુખભોગ. જગતમાં. ધ૦ ૫
સુખ અનન્તની લીલા ધ્યાનમાં, ચેતન અનુભવ પાય; જગતમાં.
ધ્રુવતાયોગતણી સ્થિરતા હોવે, વીર્ય અનન્ત પ્રગટાય. જગતમાં. ધ૦ ૬
સવિકલ્પસમાધિ શુભઉપયોગમાં, ધ્યાતા ધ્યેયનો ભેદ; જગતમાં.
શુદ્ધઉપયોગે શુદ્ધસમાધિમાં, ટળતો વિકલ્પનો ખેદ. જગતમાં. ધ૦ ૭
અન્તરમાં ઉતરીને પારખો, નિર્મલ સુખનોરે નાથ; જગતમાં.
બુદ્ધિસાગર સમતા એકતા, લીનતા યોગે સનાથ. જગતમાં. ધ૦ ૮

## ૧૬ શાન્તિનાથસ્તવન.

( સાહિબ સાંભળોરે સંભવ અર્જ હમારી.—એ રાગ. )

શાન્તિનાથજીરે ! શાન્તિ સાચી આપો;
ઉપાધિ હરીરે, નિજ પદમાં નિજ થાપો. શાન્તિ. ૧
શાન્તિ કેમ લહુંરે, તેનો માર્ગ બતાવો;
વિનતિ માહરીરે, સ્વામી દિલમાં લાવો. શાન્તિ. ૨

શાન્તિ પ્રભુ કહેરે, ધન્ય ! તું જગમાં ધન્ય પ્રાણી;
શાન્તિ પામવારે, મનમાં ઉલટ આણી. શાન્તિ. ૩
જડ તે જડપણેરે, ચેતન જ્ઞાનસ્વભાવે;
ભેદજ્ઞાનના યોગથીરે, સમકિત-શ્રદ્ધા થાવે. શાન્તિ. ૪
સદ્ગુરૂ પરંપરારે, આગમના આધારે;
ઉપશમભાવથીરે, શાન્તિ ઘટમાં ધારે. શાન્તિ. ૫
સાધુસંગતેરે, પામી જ્ઞાનની શક્તિ;
સમતાયોગથીરે, પ્રગટે શાન્તિ-વ્યક્તિ. શાન્તિ. ૬
ચેતન દ્રવ્યનુંરે, કરવું ધ્યાન જ ભાવે;
ચંચલતા હરેરે, સાચી શાન્તિ આવે. શાન્તિ. ૭
સત્ય-સમાધિમાંરે, શાન્તિ સિદ્ધિ બતાવે;
રસિયા યોગિયોરે, શાન્તિ સાચી પાવે. શાન્તિ. ૮
સિદ્ધસમા થઇરે, શાન્તિરૂપ સુહાવે;
સ્થિરઉપયોગથીરે, બુદ્ધિસાગર પાવે. શાન્તિ. ૯

---

## ૧૭ કુંથુનાથસ્તવન.

( સાંભળજો મુનિ સંયમરાગે.-એ રાગ. )

કુંથુજિનેશ્વર જગ જયકારી, ચોત્રીશ અતિશય ધારીરે;
પાંત્રીશ વાણી ગુણથી શોભે, સમવસરણ સુખકારીરે. કુંથુ૦ ૧
વસ્તુધર્મ સ્યાદ્વાદ પ્રરૂપે, કેવલજ્ઞાનથી જાણીરે,
ધર્મ ગ્રહી પાળી શિવ લેવે, જગમાંહિ બહુ પ્રાણીરે. કુંથુ૦ ૨
સપ્તભંગી ને સાતનયોથી, ષડ્દ્રવ્યોને જણાવેરે;
ઉપાદેય ચેતનના ધર્મો, બોધી શિવ પરખાવેરે. કુંથુ૦ ૩
શુદ્ધ આત્મસ્વરૂપ બતાવી, મિથ્યા-ભ્રમણા હઠાવેરે;
અસ્તિનાસ્તિમયધર્મ અનન્તા,-દ્રવ્ય દ્રવ્યમાં ભાવેરે. કુંથુ૦ ૪
ચાર નિક્ષેપે ચાર પ્રમાણે, વસ્તુસ્વરૂપને દાખેરે;
દ્રવ્ય ક્ષેત્ર ને કાલ ભાવથી, વસ્તુસ્વરૂપને ભાખેરે. કુંથુ૦ ૫

આનન્દકારી જગહિતકારી, ગુણપર્યાયાધારીરે;
ઉત્પત્તિ-વ્યય-ધ્રુવતામયી પ્રભુ, શાશ્વતપદ સુખકારીરે. કુંથુ૦ ૬
જિનસ્વરૂપ થઈ જિનવર સેવી, લહીએ અનુભવમેવારે;
બુદ્ધિસાગર જ્ઞાનદિવાકર, સહજયોગ પદસેવારે. કુંથુ૦ ૭

---

## ૧૮ અરનાથસ્તવન

( તુમ બહુ મંત્રીરે સાહિબા—એ રાગ. )

અરજિનવર ! પ્રભુ ! વન્દના, હોજો વારંવાર;
ક્ષાયિક-રત્નત્રયી વર્યો, શુદ્ધ બુદ્ધાવતાર. અર. ૧
અષ્ટકર્મના નાશથી, અષ્ટ ગુણોને ધરંત;
ગુણ એકત્રીશને તેં ધર્યા, સાધ્યસિદ્ધિ વરંત. અર. ૨
ક્ષપકશ્રેણિ-રણક્ષેત્રમાં, હણ્યો મોહ પ્રચંડ;
ત્રિભુવનમાં સામ્રાજ્યની, ચલવી આણ અખંડ. અર. ૩
ઘાતિકર્મ-પ્રકૃતિ હરી, પામ્યા કેવલજ્ઞાન;
પુરૂષોત્તમ અરિહા પ્રભુ, દીધું દેશના દાન. અર. ૪
યોગવિકાર શમાવીને, શેષ કર્મ જે ચાર;
હણીને શિવપુર પામિયા, ધન્ય ! ધન્ય ! અવતાર. અર. ૫
તુજ પગલે અમે ચાલશું, પામીને પરમાર્થ;
અનુભવ રંગે ભેટીને, પ્રભુ થઈશુ સનાથ. અર. ૬
પ્રેમ ભક્તિ ઉત્સાહમાં, શ્રુતજ્ઞાને દિલ લાય;
બુદ્ધિસાગર ધ્યાનમાં, પ્રભુતા ઘટમાંહિ પાય. અર. ૭

---

## ૧૯ મલ્લિનાથસ્તવન.

( સ્વામી સીમંધર વિનતિ-એ રાગ. )

મલ્લિજિન સહજ સ્વરૂપનું, વર્ણન કહો કેમ થાયરે;
વૈખરી વર્ણન શું કરે, કંઇ પરામાંહી પરખાયરે. મલ્લિ. ૧
પરમબ્રહ્મ પુરૂષોત્તમ, અનંગી અનાશી સદાયરે;
વિમલ પરમ વીતરાગતા, અખય અચલ મહારાયરે. મલ્લિ ૨

નિર્ભયદેશના વાસી જે, અજર અમર ગુણખાણરે;
સહજ સ્વતંત્ર આનન્દમાં, ભોગવો શિવ નિર્વાણરે. મલ્લિ. ૩
ચેતન અસંખ્યપ્રદેશમાં, વીર્ય અનંત પ્રદેશરે;
છતિ શુ સામર્થ્ય ભાવથી, વાપરો સમયે નિઃક્લેશરે. મલ્લિ. ૪
ત્રિભુવનમુકુટશિરોમણિ, પરમ મહોદય ધર્મરે;
જગગુરૂ પરમબંધુ વિભુ, સાદિ-અનન્ત સુશર્મરે. મલ્લિ. ૫
અલખ અગોચર દિનમણિ, અવિચલ પુરૂષ પુરાણરે;
સત્ય એક દેવ ! તું જગધણી, ધારૂં હું શિર તુજ આણરે. મલ્લિ. ૬
મલ્લિજિન શુદ્ધ આલંબને, સેવક જિનપણું પાયરે;
બુદ્ધિસાગર રસ રંગમાં, ભેટિયા ચિદ્દઘનરાયરે. મલ્લિ. ૭

---

## ૨૦ મુનિસુવ્રતસ્તવન

( તાર હો તાર પ્રભુ ! મુજ સેવક ભણી-એ રાગ. )

તાર હો તાર પ્રભુ ! શુદ્ધ દિનકર વિભુ !
શરણ તું એક છે મુજ સ્વામી;
જ્ઞાન-દર્શન ધણી, સુખ ઋદ્ધિ ધણી,
નામી પણ વસ્તુતઃ તું અનામી. તાર. ૧
ભોગી પણ ભોગના ફંદથી વેગળો,
યોગી પણ યોગથી તું નિરાળો;
જાણતો અપર ને અપરથી ભિન્ન તું,
વિગતમોહી પ્રભુ ! શિવ મ્હાલો. તાર. ૨
દ્રવ્ય ક્ષેત્ર અને કાલ ને ભાવથી,
આત્મદ્રવ્યે પ્રભુ ! તું સુહાયો;
સ્વગુણની અસ્તિતા, નાસ્તિતા પરતણી,
શુદ્ધકારકમયી વ્યક્તિ પાયો. તાર. ૩
શુદ્ધ પરબ્રહ્મની પૂર્ણતા પામીને,
વિષ્ણુ જગમાં પ્રભુ ! તું ગવાયો;
કર્મદોષો હરી હર પ્રભુ ! તું થયો,
સત્ય મહાદેવ તું છે સવાયો.

શુદ્ધરૂપે રમી રામ તું જગ થયો,
શુદ્ધ આનન્દતાનો વિલાસી;
રહેમ કરતાં થયો શુદ્ધ રહેમાન તું,
શુદ્ધ ચૈતન્યતા ધર્મકાશી. તાર. ૫
નામ ને રૂપથી ભિન્ન તું છે પ્રભુ !
જાણુતો તત્ત્વ સ્યાદ્વાદજ્ઞાની;
શરણુ તારૂં ગ્રહ્યું, ચરણુ તારૂં લહ્યું,
રહી નહિ વાત હે નાથ! છાની. તાર. ૬
ભક્તિના તોરના જોરમાં પ્રભુ મળ્યા,
સહજ આનંદના ઓઘ પ્રગટ્યા;
જાણું પણુ કહી શકું કેમ નિર્વાચ્યને,
સકળ વિષયોતણુા ફંદ વિઘટ્યા. તાર. ૭
એકતા લીનતા ભક્તિના તાનમાં,
ઘેન આનંદની દિલ છવાઈ;
બુદ્ધિસાગર પ્રભુ ભેટિયા ભાવથી,
મુક્તિની ઘેર આવી વધાઇ. તાર. ૮

---

## ૨૧ નમિનાથસ્તવન.

( એ ગુણુ વીરતણો ન વિસારૂં-એ રાગ. )

નમિજિનવર ! પ્રભુ ! ચરણુમાં લાગું, શુદ્ધ રમણુતા માગુંરે;
બાહ્યપરિણુતિ ટેવ નિવારી, શુદ્ધાપયોગે જાગુંરે. નમિ. ૧
અન્તરદૃષ્ટિ અમૃતવૃષ્ટિ, સહજાનન્દ સ્વરૂપરે;
તન્મયતા પ્રભુસાથે કરતી, શુદ્ધ સમાધિ અનુપરે. નમિ. ૨
અસંખ્યપ્રદેશી ચેતન ક્ષેત્ર, ગુણુ અનંત આધારરે;
ઉત્પત્તિ વ્યય ધ્રુવતા, સમયે, દ્રવ્યપણું જયકારરે. નમિ. ૩
જ્ઞાન-ચરણુપર્યાયની શુદ્ધિ, મુક્તિ પ્રભુ મુખ ભાખેરે;
અસ્તિ નાસ્તિની સપ્તભંગીથી, ષડ્દ્રવ્યોને દાખેરે. નમિ. ૪
શબ્દાદિક નય શુદ્ધ પરિણુતિ, ઉત્તર ઉત્તર સારરે;

કારણે કાર્યપણું નીપજાવે, દ્રવ્યભાવે નિર્ધારરે. નમિ. ૫
નિમિત્ત પુષ્ટાલંબન સેવી, ઉપાદાન ગુણ શુદ્ધિરે;
શુદ્ધ રમણતા યોગે કરતો, પામે ક્ષાયિક ઋધ્ધિરે. નમિ. ૬
સુખસાગર કલ્લોલે ચઢિયો, લહી સામર્થ્ય પર્યાયરે;
શુદ્ધ પરિણતિ-ચંદ્ર પ્રકાશે, આનન્દ ક્યાંયે ન માયરે. નમિ ૭
શુદ્ધ પરિણતિ-ચરણ શરણમાં, શુદ્ધોપયોગે રહીશુંરે;
બુદ્ધિસાગર જ્ઞાનદિવાકર, સ્વપરપ્રકાશી થઇશુંરે. નમિ. ૮

---

## ૨૨ નેમિજિનસ્તવન

( તુમ બહુ મંત્રીરે સાહિબા-એ રાગ. )

નેમિજિનેશ્વર ! વન્દના, હોશો વાર હજાર;
ત્રિકરણયોગેરે સેવના, પ્રીતિ ભક્તિ ઉદાર. નેમિ. ૧
સાલંબન ધ્યાને પ્રભુ ! દિલમાં આવો સનાથ;
ઉપયોગે તુજ ધારણા, આવાગમન તે નાથ ! નેમિ. ૨
નામાદિક નિક્ષેપથી, આલંબન જયકાર;
નિરાલંબન કારણે, તુજ વ્યક્તિ સુખકાર, નેમિ. ૩
સવિકલ્પ સમાધિમાં, ભાસો હૃદયમઝાર;
અન્તરઅનુભવ-જ્યોતિમાં, નિર્વિકલ્પ વિચાર. નેમિ. ૪
ભેદાભેદ સ્વભાવમાં, અનન્ત ગુણ-પર્યાય;
છતિ સામર્થ્ય પર્યાયની, શક્તિ-વ્યક્તિ સુહાય. નેમિ. ૫
ઝગહળજ્યોતિ જ્યાં જાગતી, ભાસે સર્વપદાર્થ;
બુદ્ધિસાગર જ્ઞાનમાં, સિદ્ધ બુદ્ધ પરમાર્થ. નેમિ ૬

---

## ૨૩ પાર્શ્વનાથસ્તવન

( સાહિબ સાંભળોરે સંભવ-એ રાગ. )

પૂર્ણાનન્દમાંરે, પાર્શ્વપ્રભુ ! જયકારી;
ધ્રુવતા શુદ્ધતારે, શાશ્વત સુખ ભંડારી. પૂર્ણા૦ ૧

કેવલજ્ઞાનથીરે, લોકાલોક પ્રકાશો;
ધ્યાતા ધ્યાનમાંરે, સાહિબ ! નિજ ઘર વાસો. પૂર્ણા૦ ૨
સહજાનન્દનારે સમયે સમયે ભોગી;
રત્નત્રયી પ્રભુરે ! ક્ષાયિક ગુણગણયોગી. પૂર્ણા૦ ૩
વ્યક્તિ તુજ સમીરે, ભક્તિ તુજ મુજ કરશે;
તુજ આલંબનેરે, ચેતન શિવપુર ઠરશે. પૂર્ણા૦ ૪
સાચા ભાવથીરે, જિનવરસેવા કરશું;
શુદ્ધ સ્વભાવમાંરે, ક્ષાયિક સદ્ગુણ વરશું. પૂર્ણા૦ ૫
ઝટપટ ત્યાગીનેરે, ખટપટ મનની કાચી;
મળશું ભાવથીરે, અનુભવ યુક્તિ એ સાચી. પૂર્ણા૦ ૬
હળિયો દેવશુંરે, તે જન શિવસુખ પાવે;
સાચી ભક્તિથીરે, આવિર્ભાવ સુહાવે. પૂર્ણા૦ ૭
પાસ જિનેશ્વરારે, આપોઆપ સ્વભાવે;
આતમ ભાવથીરે, બુદ્ધિસાગર ગાવે. પૂર્ણા૦ ૮

---

## ૨૪ મહાવીરસ્તવન.

( સાહિબ સાંભળોરે સંભવ અરજ હમારી—એ રાગ )

શ્રી મહાવીર પ્રભુરે ! લળી લળી પાયે લાગું;
શ્રી મહાવીરપણુંરે, પ્રભુ ! તુજ પાસે માગું. શ્રી૦ ૧
દ્રવ્યભાવ બે ભેદથીરે, નિક્ષેપે તેમ જાણો;
સાતનયોવડેરે, મહાવીર મનમાં આણો. શ્રી૦ ૨
નવધા ભક્તિથીરે, મહાવીર પ્રભુથી હળશું;
સ્વજાતિ ધ્યાનથીરે, આવિર્ભાવે મળશું. શ્રી૦ ૩
શ્રુત ઉપયોગથીરે, પ્રગટે વીર્ય સ્વભાવે;
ધ્રુવતા યોગનીરે, મહાવીર ઘટમાં આવે. શ્રી૦ ૪
ઘાતોઘાતથીરે, હળતાં મળતાં શાન્તિ;
શુદ્ધ સ્વભાવમાંરે, રમતાં લેશ ન ભ્રાન્તિ. શ્રી૦ ૫
સત્તાએ રહીરે, વીરતા ધ્યાને પ્રગટે;
શબ્દાદિકનયેરે, કર્મ મલીનતા વિઘટે. શ્રી૦ ૬

અનુભવ યોગમાંરે, મહાવીર નયણું દેખે;
મિથ્યામોહનેરે, આપસ્વભાવે ઉવેખે. શ્રી૦ ૭
શુદ્ધ સ્વભાવમાંરે, મહાવીર પ્રભુ ઘર આવે;
વીર્ય અનન્તતારે, બુદ્ધિસાગર પાવે; શ્રી૦ ૮

---

## કલશ.

ગાઇ ગાઇરે એ જિનવર ચોવિશી ગાઈ,
અન્તર–અનુભવયોગે રચના, જિન આણાથી બનાઇરે. એ જિ૦
જિનભક્તિથી શક્તિ પ્રગટે, પ્રગટે શુદ્ધ સમાધિ;
મિથ્યા–મોહક્ષયે સમકિત ગુણ, નાસે ચિત્તની આધિરે. એ જિ૦ ૧
જિનગુણના ઉપયોગે નિજગુણ, પ્રગટે અનુભવ સાચો;
તિરોભાવનો આવિર્ભાવ છે, પ્રેમ ધરી ત્યાં રાચોરે. એ જિ૦ ૨
અનેકાન્તનય–જ્ઞાન પ્રતાપે, પંચાચારની શુદ્ધિ;
ઉપશમ ક્ષયોપશમ ને ક્ષાયિક,–ભાવે પ્રગટે ઋદ્ધિરે. એ જિ૦ ૩
પ્રભુગુણ ગાવે ભાવના ભાવે, નાગકેતુપરે મુક્તિ;
શુદ્ધ રમણતા ભાવપૂજા છે, સાલંબનની યુક્તિરે. એ જિ૦ ૪
સાલંબન યોગી જિનધ્યાને, નિરાલંબન થાવે;
કારણ–કાર્યપણું ત્યાં જાણો, જ્ઞાની હૃદયમાં ભાવેરે. એ જિ૦ ૫
જિનભક્તિ નિજ શક્તિ વધારે, શુભ ઉપયોગના દાવે;
શુદ્ધોપયોગે સહેજે આવે, સ્યાદ્વાદી મન ભાવેરે. એ જિ૦ ૬
ગામ ડભોઈ યશોવિજય ગુરૂ,–ચરણની યાત્રા કીધી;
ઉપાધ્યાયની દેરીમાં રચના, પૂર્ણ ચોવીશીની સિદ્ધિરે. એ જિ૦ ૭
ઉપાધ્યાય ગુરૂ–ચરણ પસાયે, ભક્તિ–રંગ ઉર ધારી;
ભાવપૂજા જિનવરની કરતાં, જયજય મંગલકારીરે. એ જિ૦ ૮
સંવત ઓગણિશ પાંસઠ સાલે, ફાલ્ગુનપૂર્ણિમા સારી;
રવિવાર દિન ચઢતે પહોરે, પૂર્ણ રચી જયકારીરે. એ જિ૦ ૯
લોઢણ પાર્શ્વજિનેશ્વર પ્રેમે, જે ભણશે નરનારી;
બુદ્ધિસાગર પગ પગ મંગલ, પામે સંઘ નિર્ધારીરે. એ જિ૦૧૦

---

# વિંશતિ વિહરમાન જિનસ્તવન.

## ( વીશી )

### ૧ સીમંધર સ્તવન.

( ઓચ્છવ રંગ વધામણાં—એ રાગ. )

સીમંધર જિન રૂપમાં, હુંતો રહિયો રાચી;
ભાવ કર્મને ટાળવા, શુદ્ધ પરિણતિ સાચી. ૧
ભાવકર્મના નાશથી, દ્રવ્ય કર્મ ટળે છે.
નાયક મરવાથી યથા, સૈન્ય પાછું વળે છે. ૨
રાગ દ્વેષ ભાવ કર્મ છે, દ્રવ્યકર્મ ગ્રહાવે;
રાગ દ્વેષ ટળવાથકી, દ્રવ્ય કર્મ ન આવે. ૩
નિશ્ચય શુદ્ધ ચારિત્રથી, રાગ દ્વેષ ટળે છે;
રાગ દ્વેષ ટળવાથકી, નિજ લક્ષ્મી મળે છે. ૪
ચેતન શુદ્ધ સ્વભાવમાં, લીનતા ક્ષણ થાવે;
ત્યારે સહજાનંદનો, અનુભવ મન આવે. ૫
ક્ષયોપશમજ્ઞાનેકરી, પ્રભુ શ્રેણિ ચઢિયો;
શુકલ ધ્યાન મહાશસ્ત્રથી, મોહસાથે લઢિયો. ૬
જયલક્ષ્મી અંગીકરી, નવ ઋદ્ધિ પાયો;
બુદ્ધિસાગર ધ્યાનથી, પ્રભુ અંતર આયો. ૭

---

### ૨ યુગમંધર સ્તવન.

( થાંપર વારી વાલ્હમ, કાબીલ મત જાજો.—એ રાગ. )

યુગમંધર જિન સેવના, મુજ મનમાં મીઠી;
સ્યાદ્વાદ દૃષ્ટિથકી, જિનસેવા મેં દીઠી. ૧
જેવું તારૂં રૂપ છે, સેવા પણ તેવી;
યોગાતીતની સેવના, યોગથી કેમ કહેવી. ૨
લેશ્યાતીતની સેવના, લેશ્યાથી ન થાશે,
ક્રિયાતીતની સેવના; કેમ કર્મને કાપશે. ૩

શુદ્ધ ભક્તિથી સહુ થશે, ભક્તિથી પ્રભુ પાસે;
બુદ્ધિસાગર સેવના, શુદ્ધ ભક્તિથી થાશે. ૪

### ૩ બાહુજિન સ્તવન.

( રાગ ઉપરનો. )

બાહુ જિનેશ્વર આપજી, એક શરણું તમારૂં;
ભાવ શરણ પ્રભુનું કર્યું, મન માન્યું મારૂં. ૧
શુદ્ધ સ્વભાવ જે તાહરો, નિત્ય તે અનુસરવો;
પરભાવ દૂરે ત્યાગીને, સ્વામી દિલ ધરવો. ૨
મોહની શીખ નિવારતાં, શુદ્ધ શરણું થાશે;
વ્યક્તિભાવ શુદ્ધાત્મનો, ત્યારે શીઘ્ર કરાશે. ૩
ઉપશમ આદિ ભાવથી, શરણું તુજ સાચું;
બુદ્ધિસાગર ભાવથી, પ્રભુ શરણથી રાચું. ૪

### ૪ સુબાહુજિન સ્તવન.

( રાગ ઉપરનો. )

સ્વામી સુબાહુ સોભતા, ક્ષાયિક ગુણધારી;
પારિણામિક ભાવથી, જીવન જયકારી. સ્વામી૦ ૧
ઔદયિકભાવ નિવારિયો, શુદ્ધ વ્યક્તિ સમારી;
અકળ કળા જિનદેવની, અંતરમાં ઉતારી. સ્વામી૦ ૨
ધ્યાને પ્રભુ દિલ આવીને, મારૂં વાન વધારો;
બુદ્ધિસાગરને પ્રભુ, તું પ્રાણથી પ્યારો. સ્વામી૦ ૩

### ૫ સુજાતપ્રભુ સ્તવન.

( રાગ ઉપરનો. )

સ્વામી સુજાત સોહામણા, અંતરમાં ઉતાર્યા;
ક્રોધાદિ ચાર વૈરિયો, પ્રભુ દેખી હાર્યા. સ્વામી૦ ૧

જ્યાં પ્રભુધ્યાનની જાંગુલિ, મોહાદિ ન પ્રચાર;
પ્રભુસ્મરણ શુદ્ધ ભાવના, ટાળે વિષયવિકાર. સ્વામી૦ ૨
ઉપશમાદિક ભાવના,-જ્ઞાને સમ્યગ્ ભાસે;
બુદ્ધિસાગર ભક્તિથી, શાશ્વત સુખ થાશે. સ્વામી૦ ૩

---

## ૬ સ્વયંપ્રભુ સ્તવન.

(રાગ ઉપરનો.)

સ્વયંપ્રભુ જિન જ્ઞાનથી, લોકાલોક પ્રકાશી;
ક્ષાયિક નવ ઋદ્ધિ લહી, ટાળી સકળ ઉદાસી. ૧
શક્તિ અનંતિ આત્મની, નિર્મળ ઘટ પ્રગટી;
મોહદશા જે અનાદિની, ક્ષણમાંહે વિઘટી. ૨
સમવસરણમાં બેસીને, શુદ્ધ તત્ત્વ પ્રકાશ્યું;
શ્રદ્ધા સમકિત યોગથી, ભવિજન મન વાસ્યું. ૩
તુજ વાણી અવલંબને, ભવજલધિ તરશું;
બુદ્ધિસાગર ટેકથી, નિર્મલ સુખ વરશું. ૪

---

## ૭ ઋષભાનન સ્તવન.

(નદી યમુનાકે તીરે ઉડે દોય પંખિયાં—એ રાગ.)

ઋષભાનન જિનરાજ કૃપાળુ જગધણી,
ભાવતિમિર હરવા પ્રભુ જગમાં દિનમણિ;
રત્નત્રયીના નાથ સેવક હાથ ઝાલજો,
જાણી બાલ તમારો જ પ્રેમે પાળજો. ૧
લોકોત્તર તું દેવ ખરેખર જાણિયો,
વીતરાગ ભગવંત હૃદયમાં આણિયો;
તવ આજ્ઞામાં ધર્મ ખરેખર મેં લહ્યો,
વસ્તુ ધર્મ સ્યાદ્વાદ ખરો દિલ સદ્દહ્યો. ૨
ભાવ ધર્મ ચિન્તામણિ પુણ્યે મેં લહ્યું,
કાલ અનાદિ મિથ્યાવિષ ઝટ દૂર થયું;
ભાવ ધર્મ શુદ્ધ ચરણ કૃપા કરી આપજો,

શાશ્વત સુખમય ક્ષાયિકપદમાં થાપજો. ૩
ગુણસ્થાનક નિસ્સરણિએ પ્રભુજી ચઢાવજો,
પરમ પ્રભુનાં દર્શન સત્ય કરાવજો;
તારક નામ ધરાવી શા માટે ન તારતા,
સાચા સ્વામી, સેવક દોષ નિવારતા. ૪
કેવલજ્ઞાનથી છાનું ન બહુ હું શું કહું,
શુદ્ધ સ્વરૂપ તમારૂં હૃદયમાં હું વહું;
બુદ્ધિસાગર અકળ કળા ધણી તારશો,
જાણી બાળ તમારો જગતથી ઉદ્ધારશો. ૫

---

## ૮ અનંતવીર્યજિન સ્તવન.

( વંદો વીર જિનેશ્વર રાયા-એ રાગ. )

અનંતવીર્ય જગમાં જયકારી, ભાવદયા ઉપકારીરે;
તાર્યાં જગમાં નર ને નારી, વાણીની બલિહારીરે. અ૦ ૧
ગૃહાવાસ છંડી અનગારી, કેવળજ્ઞાનના ધારીરે;
જગહિતકારી કર્મ નિવારી, શુદ્ધ રમણતા સારીરે. અ૦ ૨
ચઉરૂપધારી સુખની ક્યારી, તવ મૂર્ત્તિ ગુણકારીરે;
કનકકમળથી પૃથ્વીવિહારી, અકળકળા પ્રભુ તારીરે. અ૦ ૩
ક્ષયોપશમ બળયોગે ધ્યાને, ક્ષાયિક વીર્ય વધારીરે;
બુદ્ધિસાગર શિવ સંચારી, સિદ્ધ બુદ્ધ અવતારીરે. અ૦ ૪

---

## ૯ સૂરપ્રભ સ્તવન.

( રાગ કેદારો. )

દોષ અઢાર રહિત સુરપ્રભ, અર્હન્ જગ જયકારીરે;
હાસ્ય અરતિ રતિ અજ્ઞાન ને ભય, શોક દુગંછા નિવારીરે. દો૦ ૧
રાગ દ્વેષ અવિરતિ કામ ટાળી, મિથ્યા નિદ્રાપહારીરે;
દાનાદિક અંતરાય નિવારી, દેવ થયા સુખકારીરે. દો૦ ૨
દેવનાં લક્ષણ સાચાં તુજમાં, વીતરાગ પદ ધારીરે;
બુદ્ધિસાગર દેવ લહ્યો મે, વંદન વાર હજારીરે. દો૦ ૩

## ૧૦ વિશાળજિન સ્તવન.

( રાગ કેદારો. )

વંદુ ભાવે વિશાળ પ્રભુજી, જેની મીઠી વાણીરે;
સાકર હારી તૃણમાં પ્રવેશી, પીલે માનવ ઘાણીરે. વં૦ ૧
કારણ પંચથી કાર્યની સિદ્ધિ, કર્મોદ્યમ ભાવીભાવરે;
કાલ સ્વભાવ એ પંચથી જાણો, બનતો કાર્ય બનાવરે. વં૦ ૨
એકાન્તપક્ષે મિથ્યાવાદી, ત્રણસો ત્રેસઠ વાદીરે;
પંચ કારણે કાર્યની સિદ્ધિ, માને સ્યાદ્વાદવાદીરે. વં૦ ૩
તુજ શાસન અમૃતરસ પીધું, મિથ્યાવિષ દૂર કીધુંરે;
બુદ્ધિસાગર સમ્યગ્જ્ઞાને, પરમાનંદપદ લીધુંરે. વં૦ ૪

---

## ૧૧ વજ્રંધરજિન સ્તવન.

( સાહિબ સાંભળોરે-એ રાગ. )

વજ્રંધર પ્રભુરે, વેગે મુજ ઘર આવો;
દર્શન યોગથીરે, કરશું ભક્તિ વધાવો. ૧
સ્વામી તું મળેરે, ભવોભવ ભાવઠ ભાગી;
પ્રભુ ગુણ ઓળખીરે, થઇયો તુજ પદ રાગી. ૨
ગુણથી જે હળ્યોરે, તે તો કહો કેમ છોડે;
સત્તા તવ સમીરે, વ્યક્તિથી પ્રભુ જોડે. ૩
તન્મયતા લહીરે, પ્રભુની સંગે રહીશું;
બુદ્ધ્યબ્ધિ એમ ભણેરે, પ્રભુગુણ વ્યક્તિથી લહીશું. ૪

---

## ૧૨ ચંદ્રાનનપ્રભુ સ્તવન.

( રાગ ઉપરનો. )

ચંદ્રાનન પ્રભુરે, કેવલજ્ઞાનના દરિયા;
અનંતગુણ પર્યાયથીરે, સમયે સમયે ભરિયા. ૧
ઉત્પત્તિ વ્યય ધ્રુવતારે, સમયે સમયે સાચી.
આત્મદ્રવ્યમાં તેં કહીરે; તેમાં રહિયો હું રાચી. ૨

ધન્ય ધન્ય વીતરાગતારે, શુદ્ધામૃતરસ ભોગી;
મારા મન વસીરે, સાધુ નિજગુણ યોગી. ૩
શરણું તાહરૂંરે, કીધું જ્ઞાનથી સાચું;
બુદ્ધિ દિલ વસ્યુંરે, અહનિશ તુજ ગુણ રાચું. ૪

---

## ૧૩ ચંદ્રબાહુજિન સ્તવન.

( તુમે બહુ મંત્રીરે સાહિબા–એ રાગ. )

ચંદ્રબાહુ જિન સાંભળો, મારો કરશો ઉદ્ધાર;
શરણાગતનેરે તારતાં, થાશે બહુ ઉપકાર. ચંદ્ર૦ ૧
પ્રભુ તુજ ભક્ત અનેક છે, મારે તો મન એક;
પુષ્ટાલંબન તું વડો, મનમાં તારીરે ટેક. ચંદ્ર૦ ૨
ઉપકારી અરિહંતજી, તારો ત્રિભુવન રાજ;
કરૂણા કરીનેરે તારતાં, રહેશે સેવક લાજ. ચંદ્ર૦ ૩
શુદ્ધ રૂપ તારૂં ખરૂં, સ્મરતાં ટાળેરે ક્લેશ,
બુદ્ધિસાગર ધ્યાનથી, આનંદ હોય હમેશ. ચંદ્ર૦ ૪

---

## ૧૪ ભુજંગદેવ સ્તવન.

( રાગ ઉપરનો. )

ભુજંગદેવ ભાવે ભજો, ભય સઘળા હરનાર;
પુરૂષોત્તમ ભગવાન્ છો, ભાવદયાના ભંડાર. ભુ૦ ૧
ચોત્રીશ અતિશય શોભતા, વાણી ગુણ છે પાંત્રીશ;
શાસનપતિ ત્રિભુવનધણી, પરમબ્રહ્મ જગદીશ. ભુ૦ ૨
સ્મરણ મનન તારૂં કર્યું, ઉપયોગે ધર્યો દેવ;
બુદ્ધિસાગર પારખી, તારી સાચી છે સેવ. ભુ૦ ૩

---

## ૧૫ ઇશ્વરજિન સ્તવન.

( પ્રથમ જિનેશ્વર પ્રણમિયે–એ રાગ. )

અરિહંત ઇશ્વર મન વસ્યો, સ્વામી શિવપુર સાથ;
તારક ત્રિભુવનપતિ તમે પ્રેમે ઝાલજો, બાળકનો ઝટ હાથ. અ૦ ૧

જય જય જગચિંતામણિ, જગગુરૂ જ્ઞાનાવતાર;
તુજ સરખા સ્વામી મુજ મસ્તક ગાજતા, શો છે કર્મનો ભાર. અ૦ ૨
ચાર નિક્ષેપે તું વડો, શરણાગત રખવાળ;
સમવસરણમાં ચાર મુખે દો દેશના, કરતા મંગળમાળ. અ૦ ૩
ઉત્પત્તિ વ્યય ધ્રુવતા, શુદ્ધ નિરંજન દેવ;
બુદ્ધિસાગર તન્મયતા પ્રભુ સાથમાં, શુ સ્વભાવે છે સેવ. અ૦ ૪

## ૧૬ નમિજિન સ્તવન.

( રાગ ઉપરનો. )

નમિ જિનવર પ્રભુ ચરણમાં, નિર્મલ ચેતન લીન;
નીચા નમતા ઉંચા ચઢતા સિદ્ધિમાં, ક્ષાયિકભાવે પીન. ન૦ ૧
જ્ઞાન દર્શન ચારિત્રનો,-તુજમાં આવિર્ભાવ;
રત્નત્રયીની ઐકયતા ચરણસેવનથકી, બનશે શુદ્ધ બનાવ. ન૦ ૨
ચરણસેવન તે ધ્યાન છે, દર્શન જ્ઞાન સ્વરૂપ;
બુદ્ધિસાગર ચરણશરણ એકલીનતા, આનંદઘન ચિદ્રૂપ. ન૦ ૩

## ૧૭ શ્રીવીરસેનજિન સ્તવન.

( રાગ ઉપરનો. )

વીરસેન જિન વિનવું, વીનતડી દિલ ધાર;
ભવદુ:ખ વારીને તારક શિવસુખ દીજીએ. કર મોટો ઉપકાર. વી૦ ૧
અનંત ગુણ ભોગી તું પ્રભુ, કરુણાવંત મહંત;
પ્રતિપ્રદેશે ક્ષાયિક સુખઅનંતથી, ભરિયો તું ભગવંત. વી૦ ૨
અનંત ગુણથીરે ધ્રુવતા, પરપુદ્ગળ નહિ સંગ;
કારણ કાર્યપણે સમગ્રે ગુણ પરિણમે, નિર્મળ પ્રભુ ગુણ ચંગ. વી૦ ૩
ઉપયોગી સહુ દ્રવ્યનો, લોકાલોક પ્રત્યક્ષ;
બુદ્ધિસાગર અંતર અનુભવે, ચિદાનંદ ગુણ દક્ષ. વી૦ ૪

## ૧૮ મહાભદ્રજિન સ્તવન.

( ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરોરે-એ રાગ. )

મહાભદ્ર જિનવર પ્રભુ ઉપદિશેરે, દ્રવ્ય વિશેષ સ્વભાવ;
પરિણામિકતા કર્ત્તૃતા તથારે, જ્ઞાયકતા સુખ દાવ. મ૦ ૧
ગ્રાહકતા ભોક્તૃતા જીવમાંરે, રક્ષણતા જયકાર;
વ્યાપ્યાઽવ્યાપ્યકતા સાપેક્ષથીરે, અનેકાન્ત મત ધાર. મ૦ ૨
આધારાધેયતા તેમ જાણજોરે, જન્યજનકતા બોધ;
અગુરૂલઘુતા વિભુતા હેતુતારે, કારકતા ઘટ શોધ. મ૦ ૩
પ્રભુતા ભાવુકતાઽભાવુકતારે, સ્વકાર્યપણું સુખકાર;
સપ્રદેશપણું તેમ જાણજો રે, ગતિ સ્વભાવ વિચાર. મ૦ ૪
સ્થિતિ સ્વભાવ ને અવગાહકપણું રે, અખંડતા નિર્ધાર;
અચલ અસંગપણું અક્રિયતારે, સક્રિયતા જયકાર. મ૦ ૫
ધ્યાને ધારો દિલમાં ભાવનેરે, નિર્મળ રૂપ પમાય;
બુદ્ધિસાગર વસ્તુ સ્વભાવમાંરે, શાશ્વત ધર્મ સહાય. મ૦ ૬

---

## ૧૯ દેવયશાજિન સ્તવન.

( અભિનંદન જિન દર્શન તરસીએ—એ રાગ. )

દેવયશા જિન દર્શન મીઠડું, નય ગમ ભંગ વિચાર;
તત્ત્વ સ્વરૂપેરે વસ્તુ વિચારતાં, દર્શન જગ જયકાર. દે૦ ૧
પરિપૂર્ણાંશેરે વસ્તુ દેખતાં, ન રહે કિંચિત્ ભેદ;
અલ્પાંશે જન દેખે વસ્તુને, તેના મનમાંરે ખેદ. દે૦ ૨
ષડ્દર્શન પણ જિનદર્શનવિષે, સાપેક્ષેરે સમાય;
અનેકાંત જિનદર્શન સેવતાં, ચેતન ધર્મ પમાય. દે૦ ૩
સ્યાદ્વાદવાદીરે ધર્મને પારખે, પામે દર્શન ધર્મ;
બુદ્ધિસાગર નિર્મલ દર્શને, અનંત શાશ્વત શર્મ. દે૦ ૪

---

## ૨૦ અજિતવીર્ય સ્તવન.

( ગિરૂઆરે ગુણ તુમતણા—એ રાગ. )

અજિતવીર્ય જિનવર નમું, જગબંધવ જગત્રાતારે;
દીનદયાલુ દિનમણિ, નિષ્કામી સુખદાતારે. અ૦ ૧
વ્યક્તિભાવ અનંતતા, ગુણપર્યાય વિલાસીરે;
અગુરૂલઘુ અવગાહના, લોકાંતે નિત્ય વાસીરે. અ૦ ૨
દ્રવ્ય ભાવ બે કર્મને, ધ્યાનથકી તેં બાળ્યુંરે;
સાદિઅનંતિ ભંગથી, અંતર્ધનને વાળ્યુંરે. અ૦ ૩
અસંખ્ય પ્રદેશે નિર્મલી, જ્યોતિ અનંત પ્રકાશીરે;
કેવલજ્ઞાન પ્રમાણથી, બનિયો હું વિશ્વાસીરે. અ૦ ૪
રંગાયો તુજ દર્શને, ઉપયોગે ઘટ જાગુંરે;
સમકિત શ્રદ્ધા યોગથી, જિત નગારૂં વાગ્યુંરે. અ૦ ૫
અનુભવ વાજાં વાગિયાં, ધ્યાનમેઘ બુબ ગાજ્યોરે;
દાનાદિક અંતરાય તો, મનમાં અતિશય લાજ્યોરે. અ૦ ૬
નિર્મળ સુખ વધામણું, ચેતન ગૃહમાં આવ્યુંરે;
બુદ્ધિસાગર ધ્યાનથી, શાશ્વત શર્મ પમાયુંરે અ૦ ૭

### કલશ.

( રાગ ધન્યાશ્રી )

ગાયા ગાયારે વીશ જિનવરના ગુણ ગાયા;
વિહરમાન જિનવર ગુણ ગાતાં, અનુભવાનંદ પાયારે. વી૦ ૧
અંતરના ઉદ્ગારથકી મેં, જિનવર ભક્તિ કીધી;
નવધા ભક્તિ જિનવરની છે, ભક્તિ શક્તિ પ્રસિદ્ધિરે. વી૦ ૨
મન વાણી કાયાના દોષો, ભક્તિ કરંતાં નાસે;
રત્નત્રયીની લક્ષ્મી પ્રગટે, પરમ પ્રભુતા પ્રકાશેરે. વી૦ ૩
સંવત ઓગણીશ ચોસઠ સાલે, આષાઢ પંચમી સારી;
કૃષ્ણ પક્ષ શનિવારે રચના, સ્થિરતા જય કરનારીરે. વી૦ ૪
વિહરમાનની વિશી ગાશે, ધ્યાવશે તે સુખ લેશે;
જિનભક્તિ પ્રગટાવે શક્તિ, પરમ પ્રભુ ઉપદેશેરે. વી૦ ૫

ચૈતન્ય શક્તિ ભક્તિ યોગે, પ્રગટે છે જયકારી;
શુદ્ધ સ્વરૂપ રમણતા યોગે, આનંદ મંગલકારીરે. વી૦ ૬
માણુસાનગરે ચાતુર્માસમાં, વિહરમાન જિન ગાયા;
સુખસાગર ગુરૂયોગે શાન્તિ, બુદ્ધિસાગર પાયારે. વી૦ ૭

( બુદ્ધિપ્રકાશ ગાયન સંગ્રહમાંથી. )

## પદ્મપ્રભુ સ્તવન

( મરાઠી સાખીની દેશી )

( સ્વારથ સાધન કરવા સારૂ કામ પડે છે બેનું—એ રાગ. )

પદ્મપ્રભુ છો પરમ ધર્મના,-દાયક દેવ દયાળુ;
દર્શન દીઠે મીઠું લાગે, આત્મિક ગુણ ગણવાળુ;
પ્યારા મ્હારારે.......................ન રહો કદીએ ન્યારા. ૧
અલખ અકલ ગતિ અરિહંત તારી, અતિ ઓપે અવિકારી;
શાંત સુધારસની આ કયારી, મૂર્તિની બાલહારી.
જાઉં વારીરે..............................જય જિનવર જયકારી. ૨
દ્રવ્યથકી પ્રભુ પ્રગટ થઇને, ભાવ અપૂરવ આપો;
સાણંદ પદ્મપ્રભુ મંડળીના, કઠણ કર્મને કાપો.
છાપો મનમાંરે......................સુબુદ્ધિ સુખ સ્થિરતાથી. ૩

## પદ્મપ્રભુ સ્તવન.

(ગણિકાના ઘરમાં શેઠ ગયા નિજ કુળની મુકી લાજરે-એ રાગ.)

પદ્મપ્રભુ છો પરમ દયાળુ, કરૂણાનિધિ કૃપાળુ;
રક્તવર્ણ છે શ્રી જિનરાય, અંતરંગ શત્રુ દુ:ખદાય;
કોપાટોપ પ્રત્યક્ષ જણાય, હણવા કર્મની જાળરે. પદ્મ૦ ૧
અહો જયવંતા પરમ નિયંતા, મુનિવર શ્રેષ્ઠ મહંતા;
દાયક દર્શન ક્ષાયિક દાન, દર્શન ચરણ અનંતુ જ્ઞાન;
પૂર્ણાનંદી પરમ પ્રધાન, અતિશય સુખ સુવિશાળરે. પદ્મ૦ ૨
સાણંદ જૈન મંડળી માગે, તુજ ગુણગણ શુભ રાગે;
વંદન વિનય અધિક બહુમાન, જિનઆજ્ઞા ભવજળધિયાન;
આપો સદ્બુદ્ધિ સુખખાણ, પાપ અમાપ પ્રજાળરે. પદ્મ૦ ૩

## શ્રીશાન્તિજિન સ્તવન.

( અવર મદન અલબેલો આતો દીસે..-એ રાગ. )

શાન્તિ જિણુંદ સુખકારી, જગત વિષે શાન્તિ જિ૦ ( એ ટેક )
પરમ શાન્તરસ પૂર્ણ પ્રભુની, છબિની જઉં બલિહારી. જિ૦ ૧
નયનાનંદન કરૂં અભિનંદન, વિશ્વપતિ અવિકારી. જિ૦ ૨
દયા અનુપમ દેવની દીસે, ચરિત્ર સુણી લ્યો ધારી. જિ૦ ૩
અપરાધીને એ અરિહંતા, અતુલ થયા ઉપગારી. જિ૦ ૪
સેવકને સમભાવ સમર્પી, નિજ પદવી દિયે સારી. જિ૦ ૫
સાણુંદ પદ્મપ્રભુ મંડળોને, આપો બુદ્ધિ સુધારી. જિ૦ ૬
સુખસાગરમાં આત્મ ઝીલાવા, સમરથ પ્રભુ જયકારી. જિ૦ ૭

---

## પદ્મપ્રભુ સ્તવન.

( નેમ ન જાણે મેરી પ્રીત—એ રાગ. )

ચિત્ત સ્થિર થાયે એવી નાથ, !! યુક્તિ કરૂણાથી સમર્પોરે. ચિ૦(એ ટેક)
ઘડીએ જો ઘરમાં રહીને, ખોળું ખજાનો વ્હાલા,
છટકે મરકટવત્ છોડી સાથ છટકે છરરરરરરરરરે. ચિ૦ ૧
મોહમદિરામાંહે, મૂર્ખ મૂઝાઇ મરે,
જ્યાં ત્યાં સટકે સ્વચ્છંદતા સાથ સટકે સરરરરરરરરરે ચિ૦ ૨
સાણુંદ પદ્મપ્રભુ, મંડળી ગાવે ગુણ,
દેશો દયાથી શિવ સંગાથ જિનજી યુક્તિ સમર્પીરે. ચિ૦ ૩

---

## પદ્મપ્રભુ સ્તવન.

( જંજાળી જીવડા ઝાંઝવા જોઇ શું રાચે—એ રાગ. )

**શ્રીપદ્મપ્રભુ, વિનતિ કરૂં છું આજે, વિનતિ કરવી તે તો શ્રીવીતરાગને છાજે.**

**સાખી**

તીન ભુવન નભમણિ સમો, પૂજે ચોસઠ ઇંદ્ર;
રાગ દ્વેષ રહિત પ્રભુ, ટાળે દુઃખના ફંદરે.

**પ્રભુની મૂરતિ, નિરખી હરખું આજે, શ્રીપદ્મપ્રભુ વિનતિકરૂં છું આજે. વિ૦ ૧**

સમવસરણ દેવે રચ્યું, ત્યાં બેસી જિનરાજ;
વાણી ગુણ પાંત્રીશથી, સારે વંછિત કાજરે.
દેવતાઇ ધ્વનિ,વાણીમાંહી ગાજે, શ્રીપદ્મપ્રભુ વિનતિ કરૂં છું આજે.વિ० ૨
સત્તાવીશ ગુણ શબ્દના, આઠ અર્થના જોય;
વાણી ગુણ પાંત્રીશથી,સાંભળતા સુખ હોયરે.
બુદ્ધિને એવી વાણી ચિત્ત વિરાજે, શ્રીપદ્મપ્રભુ० વિ० ૩

## જિન સ્તવન.

( કોઇ દૂધ લ્યો દિલરંગીરે શોખીલા શાણા ઉમંગી—એ રાગ. )
જોઈ જિનને ધરો પ્યારરે, દેખો આ સંસાર અસારરે;
જોઈ જિનને ધરો પ્યારરે.

### સાખી.

મોહી સ્ત્રીમમતા કરે, લોભી મન લલચાય;
કપટી કપટે રાચી રહ્યો, જ્ઞાની પ્રભુને ધ્યાયરે. જોઈ० ૧
ઉપાધિ સંસારની, દુઃખકારી છે એહ;
છોડી તેને જિન ભજે, લેશે શિવસુખગેહરે. જોઇ० ૨
તન મન ધનથી ભકિતમાં, જે કાઢે નિજ કાળ;
બુદ્ધિસાગર સુખ લહી, પામે મંગળમાળરે. જોઈ० ૩

## બોધ.

( મધુર સ્વર ક્યાંથી આ સંભળાય—એ રાગ. )
ચતુર નર આ સંસાર અસાર, ત્યજવો એ સુખકાર, ચ० (ટેક)
સ્વારથિયાં દીસે સહુ કોઈ, સઘળે જુઓ નરનાર;
શું મોહીને રાખો મમતા, તારૂં નથી ત્યાં લગાર. ચ० ૧
તત્ત્વથકી તું જોને તપાસી, લાવી વિવેક વિચાર;
અંતર ઋદ્ધિ જોને અખંડિત, ત્યાગી બાહ્યપ્રચાર. ચ० ૨
રાગ દ્વેષને દૂર નિવારી, આતમપર કર ! પ્યાર;
સાણંદ પદ્મપ્રભુ જિન મંડળી, બુદ્ધિ લહે સુખ સાર. ચ० ૩

## પદ્મપ્રભુ સ્તવન.

( મને સ્હાય કરશે મારારીરે.-એ રાગ. )

પ્રભુ પદ્મ છો પ્રાણથકી પ્યારારે,રહો નાથ નિમિષ ન ન્યારા. (એ ટેક)
આપો સુધારા કાઢો દૂરે કુધારા, કર્મગ્રંથિ કાપવાને કુઠારા;
સુભક્તિ દ્વારા આપો જ્ઞાનામૃત ધારા,સારા શમથી સ્વભાવ સુખકારા.
ધ્યાન દ્વારા ધ્યેયરૂપે, આપો ધ્યાતાં તારનારા. પ્ર૦ ૧
સાણંદ મંડળી ઇચ્છે સુભાવથી, સુબુદ્ધિ વૃદ્ધિ ઉદારા;
દેવાધિદેવ દયા કરીને દયાળુ, દૂર કરશો કુચાલ જે નઠારા.
આપ આજ્ઞા પાળીએ જેમ, તેમ પ્રેરશો પ્રભુ પ્યારા. પ્ર૦ ૨

---

## પદ્મપ્રભુસ્તવન.

( આતમ વિશ્વપ્રકાશક પૂરણ છે પરમાતમારે—એ રાગ. )

પદ્મપ્રભુ જિન મોટા દેવ હૃદયમાં ધારીએરે;
ફરીને મળવો ક્યાં આ મનુષ્ય જન્મ પ્રસંગ,
ધરીને અભંગ રંગ ઉમંગે દુઃખ નિવારીએરે. એ ધ્રુવ.
સદ્‌ગુરૂ દેવ ધર્મ એ તત્ત્વ નિત્ય વિચારીએરે,
થાવા સત્વર પ્રાણાધાર સિદ્ધનો સંગ...............પદ્મપ્રભુ૦ ૧

### સાખી

પ્રભુનું જે ચિંતન કરે, તે તન્મય થઇ જાય;
ઇલી ભમરી સંગ જ્યું, મુજ મન એહ સોહાય.
ઘડી ઘડી મંગળકર પ્રભુ નામ મુખે ઉચ્ચારીએરે;
પાપ પલંકથી દૂરે થાવા જાણે ગંગ..............પદ્મપ્રભુ૦ ૨

### સાખી

કાલ અનાદિ ભવ ભમ્યો, પુદ્‌ગલ સંગે જીવ;
નરકતણાં દુઃખ ભોગવ્યાં, પાડતાં બહુ રીવ.
પુણ્યે મનુષ્ય જન્મ પામીને કર્મ નિવારીએરે,
ત્યજીએ રાગ દ્વેષ કુટિલતા ને કુઢંગ..............પદ્મપ્રભુ૦ ૩

સાખી

રાગ દ્વેષ મોહેકરી, આસ્રવ કર્મ ઉપાય;
અજ્ઞાને આ આતમા, ચાર ગતિ ભટકાય.
લાખ ચોરાશી જીવનીયોનિથી નિસારીએરે,
કર્મવિનાશક તારક સમકિત ધર ચિત્તચંગ........પદ્મપ્રભુ૦ ૪

સાખી

અન્નાદિક ભક્ષણ કર્યાં, જલ પીધાં બહુ વાર;
ક્ષુધા તૃષા નવી મટી, નહિ થઇ શાંતિ લગાર.
રાજા રંક શેઠ દેવ દાનવપણે સુખ હારીએરે,
થાવર વિકલેન્દ્રિયમાં પામ્યો નાના અંગ................પદ્મપ્રભુ૦ ૫

સાખી

દિન દયાળ કૃપા કરી, ભાખો શ્રી જિનરાજ;
ભવસાગર કેમ ઉતરૂં, કહો કિમ રહે મુજ લાજ.
વળતું પદ્મપ્રભુજી ભાખે કર્મ નિવારીએરે,
ત્યાગી કુગુરૂ કરજો સદ્ગુરૂનો સત્સંગ...............પદ્મપ્રભુ૦ ૬

સાખી

નિદ્રા વિકથા પરિહરી, ધ્યાવો આતમધ્યાન;
ધ્યાતા ધ્યેયના તાનથી, પામો કેવલજ્ઞાન.
સુણી વચનામૃત એવું પ્રભુમાં ચિત્ત રમાવીએરે,
આત્મસ્વભાવે રમવા લાગ્યો છે દૃઢરંગ............પદ્મપ્રભુ૦ ૭

સાખી

મારૂં તારૂં પરિહરી, પ્રભુ દર્શન કરૂં આજ;
કર જોડી વંદન કરૂં, ભાવે શ્રી જિનરાજ.
સાણંદ પદ્મપ્રભુ જિન મંડલીને ઉદ્ધારીએરે,
બુદ્ધિસાગર દિલમાં ઉછળે હર્ષ તરંગ....................પદ્મપ્રભુ૦ ૮

## જિન સ્તવન.

( નેમ ન જાણે મોરી પ્રીત—એ રાગ. )

મુજ મન મર્કટવત્ ભટકાય, નાથ કહો કિમ સ્થિર થાવેરે. મુજ૦
ઘટમાંથી પટમાં ત્યાંથી, ઘરમાંહી મુજ મન સટકે;
છટકે જાણે છૂટયું તીર, ક્ષણમાં સરરરરરરે. મુજ૦ ૧
આતમ જ્ઞાને ધ્યાને, મનને જોડું છું જ્યારે;
ત્યારે મન મર્કટ અકળાય, ભાગે ભરરરરરે. મુજ૦ ૨
ક્ષણમાંહી આડું અવળું, ભમે છે ભૂતની પેરે;
માયા મોહે વ્યાપી જાય, પલકમાં પરરરરરે. મુજ૦ ૩
ધ્યાન સાંકળથી મનડું, આતમ ખીલે બાંધ્યું;
થાકી વશમાં થાવે જિમ કીર, કરમાં કરરરરરે. મુજ૦ ૪
મન કપિ વશમાં થાવે, શિવસુખ સહેજે પાવે;
બુદ્ધિસાગર ધ્યાને સ્થિર, ધર્મે ધરરરરરે. મુજ૦ ૫

---

## બાલ સદ્બોધ.

( બાંધી લિયો તરવાર—એ રાગ. )

કરીએ તત્ત્વાભ્યાસ, બાળકો કરીએ તત્ત્વાભ્યાસ.
બની સદ્ગુરૂના દાસ, બાળકો કરીએ તત્ત્વાભ્યાસ.
રમવું હરવું ફરવું ત્યાગી, ત્યજી વિષયની આશ. બાળકો૦ ૧
માતપિતાને નમન કરીને, જઈ સદ્ગુરૂ આવાસ. બાળકો૦ ૨
મન ચંચળતા દૂર નિવારી, કર્માષ્ટક કરો નાશ. બાળકો૦ ૩
વિનય વિવેક વધે ગુણ પ્રગટે, થાવે તત્ત્વ પ્રકાશ. બાળકો૦ ૪
તત્ત્વાભ્યાસ વિના નરભવને, જાણો પશુ સમ ખાસ. બાળકો૦ ૫
પદ્મપ્રભુ જિનમંડલીને છે, તત્ત્વતણો બહુ પ્યાસ. બાળકો૦ ૬
બુદ્ધિ શિવપદ શાશ્વત પામી, ત્રોડે કર્મના પાશ. બાળકો૦ ૭

---

## પદ્મપ્રભુ સ્તવન.

(થયો છેરે અમ સફળ દિવસ તુમ દર્શનથી આજે-એ રાહ.)

થયો છેરે અમ મનનો મનોરથ એ જિન કરવા સેવ.
પદ્મપ્રભુજી પરમ ધર્મના,-દાયક પરમ સુદેવ,
દેખી કાંતિ, ટળી ભ્રાંતિ, લહી શાંતિ,
અગમ અનુપમ મુખકમલ દરસથકી, ટળી અનાદિ કુટેવ. થયો છેરે૦ ૧
મોહ અને મિથ્યાત્વ મહા અરિ, દર્શનથી દૂર જાય,
સુખકારી, જાઉ વારી, બલિહારી,
દર્શન દર્શન દેવ દયાળુ, દ્યોને અતિ સુખદાય. થયો છેરે૦ ૨
વિનતિ સ્વિકારી જૈન બાળની, સેવા દ્યો સુખકાર,
ધરી પ્રીતિ, રૂડી રીતિ, શુભ નીતિ,
જૈનતત્ત્વ સદ્બુદ્ધિ વધે તો, સફલ મનુષ્ય અવતાર. થયો છેરે. ૩

---

## જિન સ્તવન.

(નથી જગતમાં સાર સુંદરી, વિના ત્રિભુવનનાથ-એ રાગ.)

નથી શરણુ સંસાર જિનેશ્વર, વિના અવર આધાર.
માત પિતા સુતદારા સર્વે, સ્વારથિયો સસાર,
કનક રતન ધન ભુવન સકળ એ, અનિત્ય નાશ થનાર;
જળ કુશાગ્ર દીસે જેવું, વળી નભમાં વાદળ તેવું,
આ અથિર નષ્ટ થનાર, ચતુર નર ચિત્તમાં કરો વિચાર. નથી. ૧

### સાખી.

દુર્લભ અતિશય આ લહ્યો, નરભવ આર્ય સુદેશ;
સામગ્રી વળી ધર્મની, પ્રગટે પુણ્ય વિશેષ.
મળી મહા સુખકાર, સાધવો જરૂર ધર્મ જયકાર,
છે એજ પ્રાણુ આધાર, સર્વ સુખકરણુ ભજો નરનાર. નથી. ૨

### સાખી.

ત્રિવિધ શુદ્ધિથી જિનતણી, ત્રિવિધે કીજે સેવ;
રત્નત્રયી આરાધતાં, સુખ શાશ્વત નિત્યમેવ.
જૈનબાળને સાર બુદ્ધિ દ્યો, કરો અતિ ઉપકાર. નથી. ૩

---

### પદ્મપ્રભુ સ્તવન.

( સખી કેમ ન આવ્યા નાથ હજી–એ રાગ. )

પ્રભુ પદ્મ જિનેશ્વર સ્મરણ કરૂં, કદિ વિષય વિકટ વન ના વિચરૂં. પ્ર૦ ૧
તારક ધ્યેય છો તત્ત્વ સ્વરૂપી, આપનું અહુનિશ ધ્યાન ધરૂં. પ્ર૦ ૨
દીનદયાળ દયા કરી દેશો, ક્ષાયિક દાન તો ભવથી તરૂં. પ્ર૦ ૩
અન્ય કુદેવ કદાપિ ન માનું, એવો દૃઢ સંકલ્પ કરૂં. પ્ર૦ ૪
અંતર વયરી દૂર કરો પ્રભુ, તો અક્ષય સુખ વેગે વરૂં. પ્ર૦ ૫
જૈન બાલની વિનાત સ્વીકારો, બિરૂદ સફલ કરો નમન કરૂં. પ્ર૦ ૬
સકળ વિઘ્ન ટળતાં પ્રભુસ્હાયે, સ્થિર આત્મિક બુદ્ધિએ ઠરૂં. પ્ર૦ ૭

---

### પદ્મપ્રભુ સ્તવન.

પદ્મપ્રભુ સેવો સાચા ભાવે, જન્મ મરણ દુઃખ જાવે. પ૦ એ આંકણી.
અલખ નિરંજન અકલ ગતિ તુજ, સમરતાં સુખ થાવે;
કર્મ ભર્મ તુજ ધ્યાને નાસે, કર્મ કલંક કટાવે. પદ્મપ્રભુ૦ ૧
સિદ્ધ બુદ્ધ પરમાતમ સ્વામી, સમજી જે ભવિ ધ્યાવે;
ધ્યાતા ધ્યેયપણું પ્રગટાવી, ચિદાનંદ કહાવે. પદ્મપ્રભુ૦ ૨
છંડી કંચન કામિની જે ભવી, આતમમાં ચિત્ત લાવે;
સમકિત ભાવે પાપ હઠાવે, શિવપદ ભોગી કહાવે. પદ્મપ્રભુ૦ ૩
પદ્મપ્રભુ જિન સાંણંદ મંડળી, ચરણે શીશ નમાવે;
બુદ્ધિસાગર શિવસુખ હેતે, નિશદિન તુજ ગુણ ગાવે. પદ્મપ્રભુ૦ ૪

---

## મહાવીર સ્તવન.

ગાવો ગાવો ગાવોરે, મહાવીર પ્રભુ ગુણ ગાવો. ગાવો૦ એ ટેક.
આઠ કરમ ક્ષયકીધા સ્વામી, નિશદિન નમન પ્રભુ ધ્યાવોરે. મહાવીર૦ ૧
ત્રિશલાનંદન જગજનવંદન, તીન ભુવનમાં ચાવોરે. મહાવીર૦ ૨
સિદ્ધારથસુત વંદો ભાવે, જેથી શિવસુખ પાવોરે. મહાવીર૦ ૩
પદ્મપ્રભુ જિન મંડળી ગાવે, વીરપ્રભુનો વધાવોરે. મહાવીર૦ ૪
બુદ્ધિસાગર તન મન ધનથી, વીરપૂજા વિરચાવોરે. મહાવીર૦ ૫

## પાર્શ્વનાથ સ્તવન

પ્રભુ પાસ સેવો હિત લાય, રોગ સોગ દુર જાયરે. પ્રભુ પાસ૦
સેવો સેવો સેવો ભવિ હિતલાય, કર્મ કલંક કટાયરે. પ્રભુ પાસ૦
પાર્શ્વપ્રભુ પૂજા કરશું નિત્ય, ઉલટ એહવી થાયરે. પ્રભુ પાસ૦
પાર્શ્વ પ્રભુ વંદો ધરી બહુ પ્યાર, તીન ભુવન વખણાયરે. પ્રભુ પાસ૦
પદ્મપ્રભુ મંડળ પૂરો આશ, બુદ્ધિસાગર ગુણ ગાયરે. પ્રભુ પાસ૦

### ચૈત્યવંદન.

પદ્મપ્રભુ જિન સેવીએ, આણી મનમાં પ્યાર;
પદ્મપ્રભુ જિનદેશના, સાંભળતાં ભવપાર. ૧
આઠ કર્મના નાશથી, પામ્યા શિવપુર સાર;
આપ પસાયે દાસને, લાગે શિવપર પ્યાર. ૨
કરવો કર્મના અંતને, વરવી મુક્તિ નાર;
બુદ્ધિસાગર દિલ ધરી, આશા શિવપદ સાર. ૩

## સુમતિનાથ સ્તવન.

(રીખવજીરે અરજી કરૂં તે સ્વીકારો—એ રાહ)

પ્રભુ સુમતિરે સુમતિ આપો પ્યારા, મુજ પ્રાણતણા આધારા૦
પ્રભુ કોઇક દિનની વેળારે, સંસારમાં રમિયા ભેળારે,
ખાતા પીતારે રમતા હરતા ફરતા, સુખ દુઃખની વાતો કરતા. પ્રભુ. ૧

મૂળ પ્રીતિ નિગોદે કીધીરે, મિત્રાઇ અનાદિ પ્રસિદ્ધિરે,
ચાર ગતિમાંરે સગપણ કરી બહુ ભમિયા, બેઉ સુખદુઃખ સાથે ખમિયા.
પ્રભુ૦ ૨

પુણ્યયોગે મનુષ્ય અવતારરે, પામી કીધા વિષયવિકારરે,
ધન કામનીરે સાર ગણી મકલાયા, બહુ પ્યારી ગણી વળી કાયા.
પ્રભુ૦ ૩

પાપ કીધાં અપરંપારરે, મરી ગયા નરક મોઝારરે.
ક્ષેત્રવેદનારે ભોગવી ત્યાં બહુ ઘોર, કરી દુઃખથી શોરબકોર. પ્રભુ૦ ૪

પાપકર્મ ત્યાં ઘણાં ખપાવીરે, ત્યાંથી મનુષ્ય ગતિમાં આવીરે,
કરી ચોરીરે કૂડ કપટ ને જારી, થઇ તિર્યંચ દુઃખ લહ્યાં ભારી. પ્રભુ૦ ૫

ભૂખ તરશ ટાઢ ને તાપરે, કરી અજ્ઞાને બહુ પાપરે,
આર્તધ્યાનેરે મરી નરક મોઝાર, જઇ પામ્યા દુઃખ અપાર. પ્રભુ૦ ૬

બેઉ જણ બહુ ભવ ભટકાયારે, પુણ્યયોગે મનુષ્ય ભવ આયારે,
કાળ લબ્ધિરે જૈનધર્મ તે પાયા, કરી કર્મ નાશ શિવ જાયા. પ્રભુ૦ ૭

તમે કર્મરહિત થયા સ્વામીરે, હું તો સેવકપણે શિવગામીરે,
કેવી મિત્રાઇરે તોડી શિવપદ લીધું, મોટું કપટ એ સ્વામી કીધું.
પ્રભુ૦ ૮

મોટું કપટ એ કર્મનું જાણુંરે, એમાં કોઇનો દોષ ના આણુંરે,
કર્મ આડુંરે આવે કોણ ત્યાં સખાઈ. શું કરવી સંસારે સગાઈ.
પ્રભુ૦ ૯

વળતું સુમતિ પ્રભુ બોલેરે, થવું હોય જો મારી તોલેરે,
સાચો મારગરે મુક્તિપુરીનો સ્વીકારો, ખરો મિત્ર તું હોય જો મારો.
પ્રભુ૦ ૧૦

પ્રભુ સુમતિ મિત્ર શિખ ધરશુંરે, કરી કર્મનાશ શિવ વરશુંરે,
કાસંદ્રારે મંડણ સુમતિનાથ, બુદ્ધિસાગર કરજો સનાથ. પ્રભુ૦ ૧૧

---

## વિમલનાથ સ્તવન.

વિમલ પ્રભુ સેવો ભવિ પ્રાણી, હોવે જન્મ મરણ દુઃખ હાણી. વિમલ. ૧
દોષ અઢાર રાહત પ્રભુ સેવા, કરીએ સમજી શિવપદ લેવા. વિમલ. ૨
સેવા સેવા સહુજન કહેતા, પરમારથ તસ વિરલા લેતા. વિમલ. ૩
સેવક સેવક નામ ધરાવે, પરમારથ તસ વિરલા પાવે. વિમલ. ૪
ભય ચંચળતા મનની નિવારી, સ્થિર ભાવે સેવા સુખકારી. વિમલ. ૫
વિધિ બહુ માન ને અવિધિત્યાગ, સેવા લક્ષણ શિવપદ રાગ. વિમલ. ૬
દ્રવ્ય ભાવે જે સેવા કરશે, પરમાતમપદ તે ભવિ વરશે. વિમલ. ૭
ગામ મોરૈયા પ્રતિમા તમારી, બુદ્ધિસાગર જગ જયકારી. વિમલ. ૮

## પાર્શ્વનાથ સ્તવન.

( શો મુખકર વિરાગ રવિ વિલસી રહ્યો–એ રાગ. )

શું પાર્શ્વપ્રભુજી મુખ શોભી રહ્યું, શોભી રહ્યું ભુવન શોભાવી રહ્યું. શું પાર્શ્વ૦

દુહા

કર્માષ્ટકના નાશથી,–નિર્મળ આત્મ સ્ફુરાય;
અનંત ગુણ પ્રગટ્યાથકી, શોભા અનહદ થાય.

રાગાદિક દુષ્ટો ભય પામીને નાશયા,
જન્મમરણ દૂર નાશી ગયું, નાશી ગયું સુખ વસાવી ગયું. શું પાર્શ્વ૦ ૧

દુહા.

શિવનગરીનો રાજીયો, વસે મહાસુખમાંહ્ય;
જ્ઞાન દર્શન ચારિત્રથી, બાકી નહીં ત્યાં કાંય.

જ્ઞાન ગુણ તે જ્ઞેયથી હોય ફરતોરે, પર્યાય અવાંતર નામ ક્ષણક્ષણ ધરતોરે.

દુહા.

શુદ્ધ સ્વચ્છ પરમાતમા. અખંડ નયનાનંદ;
અકલ અચળ નિર્મળ પ્રભુ, ટાળે ભવભય ફંદ.

મનોમંદિર ધ્યાને પધારતાં, સ્મરણ ભક્તિથી સુખ ધ્યાને ગ્રહ્યું. શું પાર્શ્વ૦ ૨

દુહા.

ધ્યાન હિમાલય ગિરિથી, પ્રગટી સમતાગંગ;
આત્મહંસ ત્યાં ઝીલતો, થાવે સ્વચ્છ સુચંગ.

કામધેનુ તુજ મંત્ર નિશદિન ધ્યાઉંરે, ક્ષણ ક્ષણ મંગળ નામ પદને ગાઉંરે.

દુહા.

ચિંતામણિ તુજ ધ્યાનથી, મનવંછિત સુખ પાઉં;
કર્મોપાધિ ત્યાગીને, શુદ્ધ સિદ્ધ સમ થાઉં.

આરો નઠારો દુ:ખદાઈ ભવાબ્ધિને, તરવા ચારિત્ર વહાણ પ્રેમે લહ્યું.
શું પાર્શ્વ૦ ૩

દુહા.

રોગ શોક વિયોગ ને, આધિ વ્યાધિ જંજાળ;
ક્લેશ કજીયા વિઘ્ન ને, જન્મ જરા ને કાળ.

ઇત્યાદિક સહુ દોષનો ક્ષય થાવેરે, શાશ્વત અનુપમ સુખનું ઘર પાવેરે;

દુહા.

પાર્શ્વપ્રભુ પદભૃંગ સમ, થાતાં કર્મ કટાય;
બુદ્ધિસાગર સુખ લહી, જય જય મંગળ ગાય.

સાણંદ પદ્મપ્રભુ જિન મંડળી, ગાતાં પ્રભુજી ગુણ સુખ વહ્યું.
શું પાર્શ્વ૦ ૪

---

## શાંતિનાથ સ્તવન.

( ઘનઘટા ભુવન રંગ છાયા, નવખંડા પાર્શ્વજિન પાયા-રાગ. )

નમું શાંતિનાથ ભગવંત, જે બાર ગુણે ગુણવંત.
પ્રભુ સમતારસ દરિયા, સંસાર સમુદ્રને તરિયા;
તુમ શિવસુખ સ્હેજે વારયા, થયા સંત, ગુણવંત,
અતિશયવંત, કેવલજ્ઞાન મહંત, નમું૦ ૧
ઘનઘાતી કર્મ હઠાવી, પ્રભુ શુકલ ધ્યાન ચિત્ત ધ્યાયી;
ભાવ જિન પદવી પાઇ, થયા સિદ્ધ, પામ્યા છો રિદ્ધ,
કર્મ દુર કીધ, પ્રભુ સુખવંત, નમું૦ ૨
ધ્યાતા જે ધ્યાને ધ્યાવે, તે અજર અમર પદ પાવે,
ઈમ બુદ્ધિસાગર ગુણ ગાવે, પ્રભુ તું દયાળ, નમે તુજ બાલ,
એ તારો બાળ, કરે કર્મનો અંત. નમું૦ ૩

---

## ચંદ્રપ્રભુ સ્તવન.

ચંદ્રપ્રભુ મુજ નાથરે, ગુણ ગાઉં તમારા. ગુણ૦ (૨)
ગાઉં તમારા, ગુણ મન હરખી, થાઉં તેથી સનાથરે. ગુણ૦ ૧
રાગ દ્વેષ નિવારી જગમાં, જિનજી નામ ધરાયરે. ગુણ૦
આઠમા તીર્થંકર ગુણદરીઆ અનંત ધર્મે સુહાયરે. ગુણ૦ ૨
હું રગી ને આપ નીરાગી, પ્રીતિ કીમ દૂર થાયરે. ગુણ૦
હું અજ્ઞાની આપ છો જ્ઞાની, અંતર મોટું જણાયરે. ગુણ૦ ૩
હું સંસારી ને તુમ સિદ્ધજ, અંતર કીપ દૂર જાયરે. ગુણ૦
નાયકા ગામે જિનવર ભેટી, પ્રણમું પ્રભુજી પાયરે. ગુણ૦ ૪
હું મોહી ને આપ અમોહી, મુક્તિપુરી કેમ પાઉંરે. ગુણ૦
બુદ્ધિસાગર શિવસુખ હેતે, નિશદિન તુજ ગુણ ગાઉંરે. ગુણ૦ ૫

---

## મહાવીરસ્વામી સ્તવન.

( ધીરે ધીરે ચાલોને મોરા નેમ ગિરનાર, ધીરે ચાલોને-એ રાગ. )

ચરમ જિનેશ્વર વીરપ્રભુદેવ, ચરમ જિનેશ્વર દેવ.
જન્મથકી ચોસઠ સુરપતિ દિલ, ભાવ ધરીને શુભ સારે સેવ. ચરમ૦ ૧
ચરણે ડસ્યો ચંડકોશીઓ તેને, કીધો વૈમાનિક તતખેવ. ચરમ૦ ૨
વાદના અર્થી ગૌતમને તમે, આપ્યો શાશ્વતપદરૂપમેવ. ચરમ૦ ૩
રાય સિદ્ધાર્થનંદન નભમણિ, ત્રિશલા માતા જગદાધાર. ચરમ૦ ૪
ચૈત્રશુદિ તેરસે જનમ્યા, તીન ભુવનમાં હર્ષ અપાર. ચરમ૦ ૫
ત્રીશ વર્ષ ગૃહવાસે વસિયા, દીક્ષા લહી ગ્રહ્યો સંયમભાર. ચરમ૦ ૬
બાર વર્ષ છદમસ્થે વિચર્યા, ત્રીશ વર્ષ કેવલ સુખકાર. ચરમ૦ ૭
બોતેર વર્ષનું આયુષ્ય પૂરૂં, દીવાલી દિન મુક્તિ મઝાર. ચરમ૦ ૮
એવા પ્રભુને વંદન કરતાં, બુદ્ધિસાગર લહે ભવપાર. ચરમ૦ ૯

---

## પાર્શ્વજિન સ્તવન.

( રાગ માઢ. )

પ્રભુ પાસ જિનેશ્વર, અર્ચિત કેશર, ત્રણભુવનના નાથ. પ્રભુ૦
અષ્ટપ્રકારી પૂજા રચું હું, ભાવું ભાવના સાર;
આપો શિવપદ પ્યારા મારા, એહીજ પ્રાણાધારરે. પ્રભુ પાસ૦ ૧
સુરતરૂ પામી પુણ્યે પ્રગટ, બાઉલ દે કોણ બાથ;
જગચિન્તામણિ જગગુરૂબંધવ, ઝાલો પ્રભુ મુજ હાથરે. પ્રભુ પાસ. ૨
એક સમયમાં સર્વ ભાવના,–જ્ઞાતા છો તુમ દેવ;
શુદ્ધ નિરંજન અકલગતિ જિન, પ્રેમે કીજે સેવરે. પ્રભુ પાસ. ૩
વામાનંદન જગજનવંદન, વિશ્વસેનકુલચંદ;
આતમ ભાવે ગાતાં ધ્યાતાં, ત્રોડે ભવભય ફંદરે. પ્રભુ પાસ. ૪
હસ્ત નવ પરિમાણની કાયા, એક શત આયુ ધાર;
કાશી દેશ વાણારસી ગામે, પાસ પ્રભુ અવતારરે. પ્રભુ પાસ. ૫
ધરણેન્દ્ર પદ્માવતી દેવી, સેવે નિશદિન પાય;
બુદ્ધિસાગર શાશ્વત શિવપદ,–હેતે પ્રભુગુણ ગાયરે. પ્રભુ પાસ. ૬

---

## શ્રી ભાવસાગરજીકૃત

### વીતરાગદેવ સ્તુતિ.

દેવ વીતરાગ નમો રંગે, ભવિક તુમે પૂજો નવ અંગે.
દાન લાભ ને ભોગ ઉપભોગ, ઓર વીર્ય અંતરાય;
એ પાંચે અંતરાયના ક્ષયથી, દેવપણું સોહાય. દેવ. ૧
હાસ્ય રતિ અરતિ ભય કુચ્છા, શોક ન જાસ લગાર;
એહ દેવ તજી અન્ય સ્થાનકે, ભમે તેહ ગમાર. દેવ. ૨
કામ કદર્થના નહિ જિનોને, નહીં મિથ્યાપણું જાસ;
નિદ્રા ને અજ્ઞાનનાક્ષયથી, અવ્રતનો હોય નાશ. દેવ. ૩
રાગ દ્વેષ નહિ કરે પ્રભુજી, સમભાવે આતમરામ;
અનંતશક્તિ જેને પ્રગટ થઇ છે, ન કરે ગર્વ તે નામ. દેવ. ૪

કોઈ આવી કરી છેદે અંગને, કોઈ કરે પૂજા સાર;
શત્રુ મિત્રને સમ કરી જાણે, ખેદ ન હોય લગાર. દેવ૦ ૫
અમીભરી તુજ મૂર્તિ રચી છે, ઉપમા ન ઘટે કોય;
તુજ મૂર્તિ નિરખંતા સ્વામી, સમભાવિતપણું હોય. દેવ૦ ૬
અન્ય દેવની મૂર્તિ જોતાં, વાધે વિષયવિકાર;
પુષ્પચંદ કહે જિનમૂર્તિનાં,-નિત્ય નિત્ય જાઉં બાલહાર. દેવ. ૭



## શ્રી ભાવસાગરજીકૃત
### જિનેશ્વર સ્તવન.

નાથજી મને મહેર કરી તમે તારોરે.
માહરે મોક્ષનગરમાં જાવું, માહરે સિદ્ધ અવસ્થા થાવું. નાથજી મને૦
મારી વિનતિ સુનોરે, અરજ દિલમાં ધરોરે;
હું શરણે આવ્યો સ્વામી, તું છે મુજ અંતરયામી,
હવે કેમ રાખું ખામી, વિસરામી જગચંદારે. નાથજી મને૦ ૨
શ્રી ચિન્તામણ પાર્શ્વજીરે, નિજરૂપ દિયો નાથજીરે;
નિજરૂપ જે ક્રિયા સાધે, તેથી અધ્યાતમ રસ વાધે,
આતમ અનુભવ ગુણ લાધે, બહુ સુખકારીરે. નાથજી મને૦ ૩
અધ્યાતમ વિણુરે, જે જે ક્રિયા કરેરે;
તે ચાર ગતિને લેખે, સિદ્ધગતિને તે નવિ દેખે,
આતમ ગુણને તે નવિ પેખે, બહુ ભવ રૂળેરે. નાથજી મને૦ ૪
માટે શુદ્ધ જ્ઞાનેરે, ક્રિયા કરો બહુ માનેરે;
ક્રિયા કરશે તે તરશે, ભવજલને પાર ઉતરશે,
તસ આતમ કારજ સરશે, ભવ નહિં ભમેરે. નાથજી મને૦ ૫
અશ્વસેન તાતજીરે, વામારાણી માતજીરે;
તસ કુખે પ્રભુજી જાયા, પોશદશમી દિન આવ્યા,
મેં બહુ આનંદ પાયા, ઉલટ આજે ઘણોરે. નાથજી મને૦ ૬
કમઠસુરે દુઃખ દીધુંરે, ધરણેન્દ્રે સુખ કીધુંરે;

તેં સમવૃત્તિને લીધી, બલિહારી તેં કીધી,
પર પરિણાતને તજી દીધી, સમર્થપણેરે. નાથજી મને૦ ૭
જેણે દુઃખ દીધુંરે, કારજ તેનું સિધ્ધુંરે;
તેં તાર્યો કમઠ અઘોરી, સમકિત દીધું ગુણધોરી,
હું જાવું બલિહારો તોરી, તુજ દયા જોઇરે. નાથજી મને૦ ૮
કરૂણાનિધિ મોટોરે, માહારી વખત થયો છોટોરે;
એ અપૂર્ણનું શું કામ, પણ તું સંપૂર્ણ સ્વામ,
મને તારોને ગુણધામ, આપ સમ કરોરે. નાથજી મને૦ ૯
માહરા જેવો દીન નહીંરે, તારા જેવો પ્રભુ નહીંરે;
એ જુગતે જોડા મલિયો, પ્રભુ દીઠે દહાડો વળિયો,
માહરો સકલ મનોરથ ફલિયો. પ્રભુ મુખ જોઇનેરે. નાથજી મને૦ ૧૦
આ સ્તવના મેં કરીરે, ભૂલચૂક જે પડીરે;
ગુણી પાસે માગી લહું છું, મિચ્છામિ દુક્કડં દઉં છું,
સૌ સંઘની સાખે કહું છું, નમનતાઇથીરે. નાથજી મને૦ ૧૧

---

## મહાવીર સ્વામીનું સ્તવન.

(ગીરૂઆરે ગુણ તુમતણા–એ રાગ.)

ચરમ જિનેશ્વર વિનતિ, શાસનનાયક સ્વામીરે;
કર જોડી ઉભો રહું, ચરણકમલ શિર નામીરે. (ચરમ) ૧
અનંતજ્ઞાન ગુણે કરી, સકલપદારથ જ્ઞાતારે,
રાગદ્વેષ દૂરે કર્યા, ભવ્યજીવ જગત્રાતારે. (ચરમ) ૨
ચોસઠ ઇન્દ્ર પૂજિત પ્રભુ, જગબંધવ જગભ્રાતારે;
વાણી ગુણ પાંત્રીશથી, દેશના દ્યો સુખદાતારે. (ચરમ) ૩
દોષ અઢાર રહિત પ્રભુ, હું અવગુણથી ખૂબ ભરિયોરે;
સંસાર સમુદ્રમાં હું પડયો, સંસાર સમુદ્ર તેં તરિયોરે. (ચરમ) ૪
પરમાતમ પદ તેં લહ્યું, પ્રભુ તેહતણો હું રાગીરે;
તુજ મુજ અંતર અતિઘણું, કહો જાય કેણીપરે ભાગીરે. (ચરમ) ૫

કર્માષ્ટક દૂરે ગયાં, પ્રભુ તુજથકી ભય પામીરે;
અહો કર્મપંજરમાં હું પડ્યો, ચાર ગતિ ભયગામીરે. (ચરમ૦) ૬
તમે મોહરિપુ સંગ્રામમાં, વર્યા શિવરમણી વરમાલારે;
પ્રભુ તેહથકી હું હારિયો, હું દીન તમે છો દયાલારે. (ચરમ૦) ૭
તુજ આગમદર્પણ જોવતાં, મુજ આતમરૂપ દેખાયરે;
તારક વારક ચઉગતિ, તુજ આગમ મોક્ષ ઉપાયરે. (ચરમ૦) ૮
તુજ ગુણ નિર્મલ જલથકી, મુજ પાપપંક દૂર થાયરે;
તુજ ધ્યાને મુજ આતમા, પરમાતમ પદને પાયરે. (ચરમ૦) ૯
વિનતિ તેહીજ ઉન્નતિ, આતમ ગુણની દાખીરે;
બુદ્ધિસાગર સુખ અનુભવે, ધ્યાનામૃત રસ ચાખીરે. (ચરમ૦) ૧૦

---

## સિદ્ધાચલ સ્તવન.

( આદિતે અરિહંત અમ ઘેર આવોરે–એ રાગ. )

સિદ્ધાચલ ગિરિરાજ વંદો ભાવેરે,
ભવોભવનાં પાતિક જાય શિવસુખ પાવેરે;
શાશ્વતગિરિ એ પ્રાય ભરત મઝારેરે,
પંચમ આરે ભવિ પ્રાણીને ઝટ તારેરે. સિદ્ધાચલ૦ ૧
પૂર્વ નવાણું વાર પ્રથમ જિણંદરે,
સમવસર્યા હિતકાર ભવ દુઃખ અંતરે. સિદ્ધાચલ૦ ૨
પંચકોડ મુનિ સાથ પુંડરિક આવેરે,
પુંડરગિરિ નામ પ્રસિદ્ધ ભવિજન ધ્યાવેરે;
આદિનાથ ભગવંત ગિરિવર રાયારે,
માતા મરૂદેવાનંદ પુણ્યે પાયારે. સિદ્ધાચલ૦ ૩
નાભિરાયા કુળ દિનમણિ ગુણ દરિયારે,
ભવિ પ્રાણિ થોકાથોકને ઉદ્ધરિયારે;
પાપ અનંતાં મેં કર્યાં નહિ ખામીરે,
ભવ ભ્રમણ કર્યાં મેં અનંત સુણ મુજ સ્વામીરે. સિદ્ધાચલ૦ ૪

તારણુહારો તું નજ્યો ભવપારરે,
તારક બિરૂદ જો સાચું તો મુજ તારરે;
સુખસાગર ગુરૂરાય પ્રણુમી પાયરે,
બુદ્ધિસાગર સુખ પાય પ્રભુ ગુણ ગાયરે. સિદ્ધાચલ૦ ૫

## વચનામૃત.

દર્શન દર્શન સૌ કરે, દર્શન આતમરૂપ;
કરતા શિવસુખ સંપજે, પડે ન ભવજલ કૂપ. ૧
પ્રભુ દર્શનથી સંપજે, દર્શન શિવસુખ સંગ;
દર્શન તેહિજ મુજ હજો, તે દર્શન મુજ રંગ. ૨
આત્મધ્યાન કરતાં થકાં, શિવસુખ સહેજે થાય;
કર્મકલંક અનાદિનું,–શાંત થઇ દૂર જાય. ૩

## શ્રી કેશરીયાજીનું સ્તવન.

કેશરીયા તીર્થ બડા ભારી, ભવિક તુમ પૂજો નરનારી
શરણુ એક ઋષભ પ્રભુ ધારી, કપટ ઓર નિંદાકુ વારી. કે૦
સંવત્ ઓગણીશ બાસઠેમેં, વિજાપુરનો સંઘ;
દર્શન કરવા નીકળ્યોરે, આણી હર્ષ ઉમંગ.
શોક સહુ ચિન્તાને વારી, ગણી સબ મિથ્યા જગયારી. કે૦ ૧
કૃષ્ણ પક્ષ છઠ મંગલેરે, માસ રૂડો હે પોષ;
પ્રથમ જિનેશ્વર ભેટિયારે, પાયા મન સંતોષ.
ધર્મ હે ઉપયોગે ધારી, જિનાજ્ઞા જાણી સુખકારી. કે૦ ૨
હરિ હર બ્રહ્મા તું ખરોરે, શિવ શંકર મહાદેવ;
દોષ અઢારે ક્ષય કર્યારે, સુરનર કરતા સેવ;
ખુદા તુમ અકલગતિ ન્યારી, નિરંજન બ્રહ્મ દશા તારી. કે૦ ૩
અલવેશ્વર અરિહંતજીરે, ચાર અતિશયવન્ત;
અજરામર નિર્મલ પ્રભુરે, સેવે સજ્જન સન્ત.
અચલ તુજ જગમાં બલિહારી, જિનેશ્વર જાણો જયકારી. કે૦ ૪

તુંહિ તુંહિ તું હું સ્મરૂરે, વ્યક્તિથી હે ભેદ;
પિંડમાં પરગટ પેખતાંરે, વર્તે ભેદાભેદ.
લગી ઘટ રટનાકી તારી, જ્યોતકી હોવે ઉજિયારી. કે૦ ૫
અલખ અરૂપી તું પ્રભુરે, 'બુદ્ધિસાગર' ધાર;
કર્મશત્રુકું જીતીએરે, કરી કેશરિયાં સાર
ધરી ઘટ ધ્યાનદશા સારી, લહો ઝટ મુક્તિવધૂ પ્યારી. કે૦ ૬

## ચરમ જિનેશ્વર સ્તવન.

ચરમ જિનેશ્વર અતિ અલવેસર, સખી હું નિશદિન ધારૂંરે;
પરિપૂર્ણ સ્યાદ્વાદ સ્વરૂપી, સપ્તનયોથી વિચારૂંરે. ચરમ૦ ૧
ગુણ અનંતા અજ અવિનાશી, કાર્ય ફલે ભિન્ન ગ્રહીએરે;
તેમ પર્યાય અનન્તા આતમ, સમયે સમયે વહીએરે. ચરમ૦ ૨
અસ્તિતા,-પર દ્રવ્યાદિકની, સમયે સમયે અનન્તિરે;
ચેતન દ્રવ્યે નાસ્તિતા તસ, સત્યપણે તે વહન્તિરે. ચરમ૦ ૩
યદિ નાસ્તિતા વર્તે નહીં તો, પરપરિણામિ હોયરે;
આત્મ અસ્તિતા પરમાં વર્તે, નાસ્તિરૂપે અવલોયરે. ચરમ૦ ૪
અસ્તિ નાસ્તિતા સમયે સમયે, આતમદ્રવ્યે ધરીએરે;
કર્મવર્ગણા ભિન્ન વિચારી, નિજગુણતા અનુસરીએરે. ચરમ૦ ૫
ગુણ પર્યાય અનન્તા તેથી, ભિન્ન ન આતમ કયારેરે;
ભિન્નાભિન્ન સ્વરૂપે વર્તે, નિર્મલ નિશ્ચય ધારેરે. ચરમ૦ ૬
પૂર્ણંકર પરમાતમ પ્રેમે, મનમંદિરમાં સ્મરીએરે;
'બુદ્ધિસાગર' અવસર પામી, ભવજલસાગર તરીએરે. ચરમ૦ ૭

## શ્રી વીરજિન સ્તવન.

વીર જિનેશ્વર વચન સુધારસ, પીતાં અવિહડ પ્રીત જગીરી;
મિથ્યા પરિણતિ ભ્રમણા ભાગી, સુરતા વીરપદ જાય લગીરી. વીર૦ ૧
અજ અવિનાશી અટલ અનાદિ, આત્માસંખ્યપ્રદેશપણેરી;
નિર્મળ શુદ્ધ સનાતન શાશ્વત, પ્રતિપ્રદેશે શક્તિ ઘણેરી. વીર૦ ૨

આતમ વીર્ય અનંતુ ધારક, આવિર્ભાવપણે જે ગ્રહેરી;
વીર નામ જિનવરનું જાણો, ઘટ ઘટ શક્તિ નિત્ય લહેરી. વીર૦ ૩
તિરોભાવ નિજ શક્તિ પ્રગટે, અસ્તિનાસ્તિસ્યાદ્વાદમયીરી;
અલખ અગોચર અજરામરવર, વીર વીરતા પ્રગટ ભઇરી. વીર૦ ૪
સમયે સમયે નિજ ઋદ્ધિ અનન્તિ, રત્નત્રયી થઈ શુદ્ધ છતીરી;
ચેતના પરગટ હો ઉપયોગે, વર્ગ રહિત અપવર્ગ ગતિરી. વીર૦ ૫
પ્રતિપ્રદેશે કર્મવર્ગણા, લાગી અનન્તિ દૂર ગઇરી;
ષટ્ કારક શુદ્ધાં ઘટ પ્રગટયાં, સ્થિતિ સાદિ અનન્ત થઈરી. વીર૦ ૬
તેહિજ વીરપણું તુજમાંહી, ભ્રાન્તિ ભ્રમણા દૂર કરીરી;
'બુદ્ધિસાગર' ધ્યાતાં પ્રગટે, સત્તા વીર સમાન ખરીરી. વીર૦ ૭

---

## શ્રી શાન્તિજિન સ્તવન.

### (મરાઠી સાખીનો રાગ.)

શ્રીશાન્તિ જિન અલખ અગોચર, દીનાનાથ દયાળુ,
દિનમણિ દીનોદ્ધારક દીનપર, કરૂણા કરજો કૃપાળુ.
મોરા સ્વામીરે, ભવપાથોધિ તારો. ૧
ક્રોધ કપટથી મનડું મેલું, આડું અવળું ભટકે;
તુજ ગુણ ધ્યાન કરંતાં સાહિબ, સટક દઇને સટકે. મોરા૦ ૨
મોહ પ્રમાદે આયુષ્ય ગાળું, લીધાં વ્રત નવી પાળું;
ડહાપણના દરિયામાં ડૂલી, દીધું સંવર તાળું. મોરા૦ ૩
દુનિયાદારી દૂર ન કીધી, પાપે કાયા પોષી;
દગા પ્રપંચો નિશદિન કરતાં, બનિયો ભારે દોષી. મોરા૦ ૪
સાચો સાહિબ નિરખી નયણે, શરણ ગ્રહ્યું સુખકારી;
દોષને ટાળી પાપ પખાળી, થાશું નિજગુણ ધારી. મોરા૦ ૫
સેવા ભક્તિ નિશદિન કરશું, તુજ આણા શિર ધરશું;
'બુદ્ધિસાગર' અવસર પામી, અજરામર થઇ ઠરશું. મોરા૦ ૬
(અ. દ. ભ.)

---

## સ્તવન.

પ્રભુજી તવ દર્શન સુખકારી, તવ દર્શથી આનન્દ પ્રગટે,
જગજનમઙ્ગલકારી. પ્રભુજી૦ ૧
તપ જપ કિરિયા સંયમ સવે, તવ દર્શનને માટે;
દાન ક્રિયા પણ તુજ અર્થે છે, મળતો નિજ ઘર વાટે. પ્રભુજી૦ ૨
અનુભવ વિણુ કથની સહુ ફીકી, દર્શન અનુભવ યોગે;
ક્ષાયિકભાવે શુદ્ધ સ્વભાવે, વર્તે નિજગુણુ ભોગે. પ્રભુજી૦ ૩
દેશ વિદેશે ઘરમાં વનમાં, દર્શન નહિ પામીજે;
દર્શન દીઠે દૂર ન મુક્તિ, નિશ્ચયથી સમજીજે. પ્રભુજી૦ ૪
ચેતન દર્શન સ્પર્શન યોગે, આનન્દ અમૃતમેવા;
બુદ્ધિસાગર સાચો સાહિબ, કીજે ભાવે સેવા. પ્રભુજી૦ ૫

(અમદાવાદ.)

---

## મહાવીર સ્તવન.

વીર પ્રભુ વ્હાલારે મારા, લાગે મનમાં અતિશય પ્યારા. વીર.
ત્રિશલાનન્દનરે જ્ઞાની, પાંત્રીશ ગુણથી શોભે વાણી. વીર. ૧
દુનિયાદારીરે ત્યાગી, આતમ ગુણથી પ્રીતિ લાગી. વીર.
ત્રીશે વર્ષેરે દીક્ષા, લીધી જગજન કરવા શિક્ષા. વીર. ૨
કેવલ કમલારે પામ્યા, જન્મ જરાદિક દુઃખડાં વામ્યા. વીર.
બુદ્ધિસાગરરે સેવા, ભાવે કરતાં શિવ સુખ મેવા. વીર. ૩

(અ. દ. ભ.)

---

## શ્રી અભિનન્દન સ્તવન.

અભિનન્દન જિન વંદીએ, સમતા રસ ભણ્ડારરે;
દોષ અઢારે ક્ષય ગયા, ઉપન્યા ગુણ સુખકારરે. અભિ૦ ૧
સુરઘટ સુરતરૂ ઉપમા, પ્રભુને કહો કેમ છાજેરે;
આત્મિક સુખની આગળે, ચિન્તામણિ પણ લાજેરે. અભિ૦ ૨

લોકાલોક પ્રકાશતા, મહિમા અપરંપારરે;
તારક વારક ચઉગતિ, સત્યસ્વરૂપાધારરે. અભિ૦ ૩
શુદ્ધ બુદ્ધ અવિનાશી તું, અવિચલ નયનાનન્દરે;
પામી સુરતરૂ પુણ્યથી, સેવે બાઉલ કોણ મન્દરે. અભિ૦ ૪
અનુપમ પ્રભુ ગુણ ધ્યાનથી, નિશદિન મનમાં રાચુંરે;
બુદ્ધિસાગર જિન ધ્યાવતાં, લાગ્યું સ્વરૂપ શુદ્ધ સાચુંરે. અભિ૦ ૫

(લોદરા.)

---

## શ્રી વીરસ્તુતિ.

(દુહા.)

વીર જિનેશ્વર વંદીએ, ત્રિશલાનન્દન ધીર;
ભયભંજન ભગવન્તજી, સર્વ વીરમાં વીર. ૧
પ્રણમું પદકજ પ્રેમથી, જયજય શ્રી જગદીશ;
અદ્ભુત ચરિત્ર આપનું, જાણું વિશ્વાવીશ. ૨
સ્મરતાં ચરિત્ર તાહારૂં, ગુણ આવે નિજ અઙ્ગ;
રોમ રોમ વ્યાપે અહો, વૈરાગ્યાદિ અસઙ્ગ. ૩
ક્યાં સર્ષપ ને સુરગિરિ, તુજ મુજ અન્તર એમ;
વારંવાર હું વિનવું, ભાજે પ્રભુજી કેમ. ૪
નથી યોગ્યતા ધર્મની, નથી યોગ્ય ચારિત્ર;
નથી શક્તિ તુજ ભક્તિમાં, મન પણ નહીં પવિત્ર. ૫
અન્તર ત્યાગ ન વસ્તુનો, બાહ્ય વસ્તુમાં રાગ;
પર નિન્દા જિહ્વા ગ્રહે, મનમાં કાળો કાગ. ૬
અદેખાઇ ભણ્ડાર હું, ઉપશમ નહીં લગાર;
સદા ક્રોધથી ધમધમું, પાપીનો શિરદાર. ૭
ક્ષમા નહીં તલમાત્ર ને, પજવું સન્ત સદાય;
પર લવરીમાં રંક્ત હું, નિષ્ફલ આયુ જાય. ૮
સાધુ સન્ત ન પારખું, કરૂં ન સેવા લેશ;
વાદ વિવાદે રક્ત થઇ, પામું મિથ્યા ક્લેશ. ૯

અહંભાવમાં વ્યર્થ હું, ગાળું નિશદિન કાળ
સ્મરણ કરૂં નહીં તાહરૂં, મુંઝી માયા જાળ. ૧૦
દોષ ન દેખું આત્મના, પરદોષોમાં રક્ત;
કરૂં ન ભકિત સન્તની, થયો કુસઙ્ગિભક્ત. ૧૧
પરોપદેશે દક્ષતા, વાણી વદુ રસાળ;
જાણો છો જિન એ સહુ, દીનોદ્ધાર દયાળ. ૧૨
હાસ્ય કુતૂહલ મેં કર્યાં, કીધાં ભક્ષ અભક્ષ્ય;
જિનવર ભાષિત ધર્મમાં, કદિ ન રાખ્યું લક્ષ્ય. ૧૩
ઘડી ન કીધું ધ્યાન મેં. ઈચ્છયાં પૂજા માન;
કદિ ન ગાયા જ્ઞાનીને, ગાયાં કૂડાં ગાન. ૧૪
નમ્યો ન સદ્‌ગુરૂ દેવને, ધરી ન આણી શીસ;
શિક્ષા દેતાં સન્તપર, કીધી મનમાં રીસ. ૧૫
જનમનરંજન હેતુથી, કીધાં ધાર્મિક કર્મ;
આત્મિક શુદ્ધ સ્વભાવનો, ભૂલ્યો સત્યજ ધર્મ. ૧૬
કયાં પ્રભુની નિઃસઙ્ગતા, કયાં પ્રભુનો દૃઢ રઙ્ગ,
ત્રિશલાનન્દન જગધણી, સત્ય૪ તારો સઙ્ગ. ૧૭
રાગારિજયથી થયો, રત્નત્રયી ગુણધામ;
રાગારિ વશમાં પડયો, સર્વ દોષનું ઠામ. ૧૮
તુજ ઘટમાં ઋદ્ધિ સહુ, પ્રગટી આવિર્ભાવ;
તિરોભાવ મુજમાં સહિ, પામ્યો હજી ન દાવ. ૧૯
નિજપદ ભોગી તું સહિ, કરૂં હું પુદ્‌ગલભોગ;
રોગી શોગી હું સહી, ઘટે ન તુજમાં જોગ. ૨૦
અજરામર નિર્મલ તુંહિ, શાશ્વત સુખ ભણ્ડાર;
અદ્‌ભુત શકિત તાહરી, કોઇ ન પામે પાર. ૨૧
શરણ શરણ તારૂં ગ્રહુ, રાખી નિજ ઉપયોગ;
શુદ્ધ સ્વરૂપાકારના, ધ્યાને શિવસુખ ભોગ. ૨૨
આતમ વ્યકિત સમારવા, તુજ સેવા સુખકાર;
આતમ તે પરમાતમા, ઘટમાં નિશ્ચય ધાર. ૨૩

જાગ જાગ અબ આતમા, પ્રભુ પદ પંકજ સેવ;
સિદ્ધ સમોવડ તું સહિ, જાગે તો તું દેવ. ૨૪
સ્તુતિ પચ્ચિશી ગાઇ મેં, હૃદય ધરી વિવેક;
બુદ્ધિસાગર આત્મના, ધર્મે સાચી ટેક. ૨૫

( વળાદ. )

---

## શ્રી વીર જિન સ્તવન.

( અલી સાહેલી ગુરૂ વંદન કરવાને ઉભી રહેને. )

શ્રી વીરપ્રભુ, ચરમ જિનેશ્વર વંદી વિનતિ કીજીએ;
પ્રભુસમ થાવા આત્મિક અનુભવ,–રસના પ્યાલા પીજીએ.
પ્રભુ તુજ મુજ વચ્ચે અન્તર્ મોહું, પણ ધ્યાનથકી લાગ્યું છોટું,
આત્મિક અનુભવી મન તે ખોટું. શ્રી વીર૦ ૧
સિદ્ધશાશ્વત પદ સુખના રસિયા, અક્ષયસ્થિતિ સિદ્ધશિલા વસિયા,
મુજ મનમન્દિરથી નવી ખસિયા. શ્રી વીર. ૨
પ્રભુ કર્મ સર્વ દૂરે ટાળી, આત્મિક ઋદ્ધિને અજુવાળી,
વર્યા મુકિતવધૂ ઝટ લટકાળી. શ્રી વીર. ૩
જ્ઞાન દર્શન ચરણ એ રત્નત્રયી, વ્યાપી સિદ્ધ વ્યકિત ગુણમયી,
મિથ્યાત્વ દશા સબ દૂર ગઇ. શ્રી વીર. ૪
મુખ વીર વીર એમ ઉચ્ચારૂં, પણ વીર ગુણ નવી સંભારૂં,
કહો આતમને કેમ કરી તારૂં. શ્રી વીર. ૫
હું ક્રોધી કપટી ને દ્વેષી, મોહી રોગી ભોગી કલેશી,
હું ભવ અટવીમાં રહ્યો બેશી. શ્રી વીર. ૬
નિરાગીથી કેમ રાગ કરૂં, જો રાગદશા ઝટ પરિહરૂં,
તો ભવજલધિ હું સહેજે તરૂં. શ્રી વીર. ૭
પ્રભુ ધ્યાનદશા જો ચિત્ત જાગે, તો તુજ મુજ અન્તર્ ઝટ ભાગે,
એમ સેવક ગુણગાવે રાગે. શ્રી વીર. ૮
ધ્યાતા જો ધ્યેયસ્વરૂપ થાવે, તો ધ્યાન દશા લેખે આવે,
બુદ્ધિસાગર એમ ગુણ ગાવે. શ્રી વીર. ૯

( વિજાપુર. )

---

## સુવિધિ જિનેશ્વર સ્તવન.

સુવિધિ જિનેશ્વર સાહિબ સેવા, આપે શિવપુર મેવા.
સદા ઘટ અન્તર્યામી.
પ્રેમ લાવીને પ્રભુ પાય પડું છું, દુઃખડાં મારાં રડું છું. સદા ઘટ૦ ૧
અષ્ટ પ્રકારી હું તા પૂજા રચાવું, ભાવે ભાવના ભાવું. સદા ઘટ૦
બાલા પ્રભુ જરા પ્રેમ ધરીને, દયાની દૃષ્ટિ કરીને. સદા ઘટ૦ ૨
શાને માટે મને તારા ન સ્વામી, કહેશા જો ગુણની છે ખામી. સદા ઘટ૦
પ્રેમ ધરીને તે ગુણાને આપા, જેથી જાય બળાપા. સદા ઘટ૦ ૩
કહેશા જો યાગ્યતા નથી તારામાં, આપા તે યાગ્યતા મારામાં. સદા ઘટ૦
કહેશા સમયે તુજ યાગ્યતા આવે, આપા સમય તે ભાવે. સદા ઘટ૦ ૪
કહેશા કે દિલ નથી મુકિતનું સાચું, તે પણ ભાવથી યાચું. સદા ઘટ૦
કહેશા જો જ્ઞાન નથી તુજનેરે મારૂં, તેથી હું કેમ કરી તારૂં. સદા ઘટ૦ ૫
તે પણ જ્ઞાન મને ઘડીમાં આપા, શાને માટે તમે નાપા. સદા ઘટ૦
કહેશા કે શ્રદ્ધા નથી તુજ સાચી, શ્રદ્ધા તેવી મેં યાચી. સદા ઘટ૦ ૬
મોડા વહેલા શિવ તમે પમાડા, શિદને વાર લગાડા. સદા ઘટ૦
શ્વાસોશ્વાસે ભકિત જો જાગે, બાલ્યા પ્રભુગુણ રાગે. સદા ઘટ૦ ૭
અન્તર્યામિની ભકિત તા કરશું, તન્મય થઇને વિચરશું. સદા ઘટ૦
અનુભવનયને અગમપન્થ જાશું. પાતાની રૂદ્ધિ કમાશું સદા ઘટ૦ ૮
અજરામર અજ જે આવનાશી, સુખ અનન્ત વિલાસી. સદા ઘટ૦
નામરૂપ નહિ નિર્મલજ્ઞાની, બુદ્ધિસાગર સેવા જાણી. સદા ઘટ૦ ૯

( પેથાપુર. )

---

## મહાવીર સ્તવન.

( વિમલાચલના વાસી મારા વ્હાલા–એ રાગ. )

મહાવીર પ્રભુ સુખકારી સદા, તુજ પાય નમું પાય નમું;
પ્રભુ આણુ ધરૂં શિર ધ્યાન ધરૂં, નિજ ભાવે રમું ભાવે રમું.
ઘાતી કર્મના નાશ કરીને, પામ્યા કેવલજ્ઞાન;
આતમ તે પરમાતમ જાણી, ધ્યાયું શુક્લ ધ્યાન. સદા૦ મહા૦ ૧

રત્નત્રયીની સ્થિરતા પામ્યા, વામ્યા ભવ જંજાલ;
પરમાતમ પરમેશ્વર પરગટ, કરતા મઙ્ગલમાલ. સદા૦ મહા૦ ૨
સમવાયી પઞ્ચે તુજ મળિયાં, ગળિયાં કર્મો આઠ;
કારણ પઞ્ચ વિના નહિ કારજ, શ્રી સિદ્ધાન્તે પાઠ. સદા૦ મહા૦ ૩
સમ્પ્રતિ શાસન ત્હારૂં પામી, ઉદ્યમનો સમવાય;
કરતાં કારણ પઞ્ચે પામી, પરમાતમ પદ થાય. સદા૦ મહા૦ ૪
આતમ તે પરમાતમ સાચો, નિર્મલ સિદ્ધ સમાન;
બુદ્ધિસાગર ઘટમાં શોધો, ત્રણ્ય ભુવનનો ભાણ. સદા૦ મહા૦ ૫

(માણસા.)

---

## નેમિનાથ સ્તવન.

પ્યારા નેમ પ્રભુ મુજ મન મન્દિરિયે પધારજોરે;
કર્માષ્ટક ક્રોધાદિક શત્રુ, ધ્યાનથી દૂર નિવારજોરે. પ્યારા૦ ૧
જન્મ મરણના ફેરા ટાળી, પામ્યા મુકિત સ્રી લટકાળી;
વ્હાલા દીનદયાળુ સેવકને સંભાળજોરે. પ્યારા૦ ૨
કર્મ ન લાગે પ્રભુજી તમને, સમય સમય લાગે પ્રભુ અમને;
વેગે દુઃખનાં વાદળ મુજથી દૂરે ટાળજોરે. પ્યારા૦ ૩
શી ગતિ થાશે ઓ ! ! ! પ્રભુ મારી, ચારગતિ ભટકયો દુઃખભારી;
વેગે તુજ પદપઙ્કજ શરણ ગ્રહ્યાને ઉગારજોરે. પ્યારા૦ ૪
શરણાગતવત્સલ ભયભઞ્જન, અકલગતિ તું દેવનિરઞ્જન;
પ્રેમે બુદ્ધિસાગર ભવજલ પાર ઉતારજોરે. પ્યારા૦ ૫

( વિજાપુર. )

---

## ભોંયણી મલ્લિજિન સ્તવન.

મલ્લિજિન વન્દિએ ભવિ ભાવેરે, સુરાસુર મુનિવર ગુણ ગાવે. મલ્લિ૦
પ્રભુ માત કૂખે જબ આયારે, ઈન્દ્રાદિક સુરગિરિ લાયારે,
આઠ જાતિ કળશે નવરાવ્યા. મલ્લિ૦ ૧

ત્રણ જ્ઞાને પ્રભુ ગુણવન્તરે, પ્રતિબોધ્યા મિત્ર મહન્તરે,
ભાવે દીક્ષા ગ્રહી સુખવન્ત. મલ્લિ૦ ૨
પ્રભુ વિચર્યા દેશ વિદેશરે, પરભાવતણો નહિ લેશરે,
ટાળ્યો મોહભાવ સંક્લેશ. મલ્લિ૦ ૩
પ્રમાદ દશા દૂર ટાળીરે, શ્રેણિ ક્ષપક વર્યા લટકાળીરે,
મોહરાયતણો મદ ગાળી. મલ્લિ૦ ૪
ચાર ઘાતી કર્મ ખપાવીરે, ધ્યાનાન્તરીએ પ્રભુ આવીરે,
કેવલકમલા ઘટ પાવી. મલ્લિ૦ ૫
પ્રભુ સમવસરણમાં સુહાયારે, મળ્યા ઇન્દ્રાદિક નર રાયારે,
નવ તત્ત્વ જિનેશ્વર ગાયા. મલ્લિ૦ ૬
પ્રભુ વાણી ગુણ પાંત્રીશરે, અતિશય સોહે ચોત્રીશરે,
સિદ્ધ બુદ્ધ પ્રભુ જગદીશ. મલ્લિ૦ ૭
શાશ્વત શિવપદ ઝટ પાયારે, પરમાતમ રૂપ સોહાયારે,
બુદ્ધિસાગર એમ ગુણ ગાયા. મલ્લિ૦ ૮

(વિજાપુર.)

---

## વીરપ્રભુ સ્તવન.

(ભુજંગી છંદ.)

નમો વીર વિશ્વે સદા સૌખ્યકારી,
પિતા માત ભ્રાતા ચ દુઃખાપહારી;
કથી દેશના ભવ્ય કલ્યાણ જાણી,
નમું વીર પ્રેમે બહુ પ્યાર આણી ૧
કહ્યો મુક્તિમાર્ગ ક્રિયા જ્ઞાન ભેદે,
ગ્રહી ભવ્ય જીવો મહાકર્મ છેદે;
કહ્યાં દ્રવ્ય ષડ્ધા સદા જે અનાદિ,
નમું ભાવથી સત્ય સ્યાદ્વાદવાદી. ૨

(સાણંદ.)

---

## શાન્તિજિન સ્તવન.

જય જય શાન્તિ જિનન્દ, જગત્માં જય જય શાન્તિ જિનન્દ;
આપ તર્યા ને પરને તારો, સેવે ચોસઠ ઇન્દ્ર જગત્માં૦ ૧
પૂરણ શાન્તિ પ્રેમે લીધી, દોષ કરી સહુ દૂર; જગત્માં૦
જન્મજરામરણાદિક વારી, સુખ પામ્યા ભરપૂર. જગત્માં૦ ૨
સમવસરણમાં દેશના દેઈ, તાર્યા પ્રાણી અનેક; જગત્માં૦
સેવક તારો કૃપા કરીને, આપો સત્ય વિવેક. જગત્માં૦ ૩
પાપ કર્યાં મ્હેં ભવમાં ભારે, ગણતાં નાવે પાર; જગત્માં૦
શરણ કર્યું મેં તારૂં સ્વામી, હાથ ગ્રહીને તાર. જગત્માં૦ ૪
નામ સ્થાપના દ્રવ્ય ભાવથી, ધ્યાતાં શિવસુખ થાય; જગત્માં૦
બુદ્ધિસાગર બે કર જોડી, વન્દે ત્રિભુવન રાય. જગત્માં૦ ૫

(અ૦ દ. ભ. વં.)

---

## મહાવીર સ્તવન.

(અબ હમ અમર ભયે ન મરેંગે-એ રાગ.)

સૌથી વીર પ્રભુ મુજ વ્હાલા, વીર પ્રભુ૦ સૌથી૦
વીર વીર નિત્ય રટન કરૂં હું, પીવા પ્રભુ ગુણ પ્યાલા. સૌથી૦ ૧
વીરની સેવા મીઠા મેવા, વીર રટન ઘટ સાચું;
વીર વચનામૃત પીધું જેણે, લાગે સહુ તસ કાચું. સૌથી૦ ૨
વીરની ભકિતમાં સહુ શકિત, ભક્તિ વિના સહુ મોળું;
વીરનામે ભય સઘળા નાસે, મનડું હોવે ધોળું. સૌથી૦ ૩
પ્રેમે પ્રભુની ભક્તિ કરૂં નિત્ય, ભકિત સુખકર સાચી;
બુદ્ધિસાગર હું તો વીરના,-નામે રહિયો રાચી. સૌથી૦ ૪

( સાણંદ. )

---

## શ્રી મહાવીર સ્તવન.

( વૈદરભી વનમાં વલવલે-એ રાગ. )

વીર જિનેશ્વર વન્દના, હોજો વારંવાર;
લળી લળી વિનવું પ્રેમથી, મારા પ્રાણાધાર. વીર૦ ૧
ભટક્યો ભવમાં ભૂલથી, વેઠ્યાં દુ:ખ અપાર;
જન્મ જરા મરણાદિકે, સ્થિરતા નહીં લગાર. વીર૦ ૨
પુણ્યે મનુજભવ પામિયો, મળ્યા ત્રિભુવનનાથ;
શરણ શરણ સાચું ગ્રહ્યું, ઝાલો સેવક હાથ. વીર૦ ૩
સાચી સેવા સ્વામીની, બીજું આળપંપાળ;
તુજ દર્શન રાચી રહું, મેઘ ચાતક બાળ. વીર૦ ૪
બાળકના બહુ દોષને, ટાળે તાત કૃપાળ;
ત્રાતા મારા છો સદા, દોષો ટાળો દયાળ. વીર૦ ૫
બાળક માની આગળે, બોલે મનની વાત;
તુમ આગળ મુજ વિનતિ, માનો એ અવદાત. વીર૦ ૬
તારો બાપજી બાળને, સરશે સઘળાં કાજ;
સેવકને નહિ તારતાં, જાશે આપની લાજ. વીર૦ ૭
ચન્દનબાળા બાકુલે, લીધું શિવપુર રાજ;
અપરાધી કેઈ તારીઆ, કરજો સેવક સાજ. વીર૦ ૮
શરણાગત મુજ સાહિબા, સાચો તુજ વિશ્વાસ;
ચરણકમળની સેવના, પૂરે સઘળી આશ. વીર૦ ૯
વીર વીર હૃદયે વસો, શરણું સાચું એક;
બુદ્ધિસાગર બાળને, વીર ભક્તિની ટેક. વીર૦ ૧૦

( સાણંદ. )

---

## શ્રી વીર સ્તવન.

( ઓધવજી સંદેશો કહેશો શ્યામને-એ રાગ. )

પરમ કૃપાળુ પુરૂષોત્તમ પરમાતમા,
વીર જિનેશ્વર ત્રિશલાનન્દન દેવજો;

સિદ્ધ બુદ્ધ ત્રાતા જ્ઞાતા સહુ વસ્તુના,
પરમ ભક્તિથી પ્રેમે કરૂં હું સેવ જો. પરમ કૃપાળુ૦ ૧
ક્ષાયિકભાવે પામ્યા સિદ્ધિ સ્થાનને,
સેવક ભમતો દુ:ખદાયી સંસારજો;
આપ અરૂપી સેવક રૂપી કર્મથી,
નિર્મોહી તુમ સેવક મોહી ધારજો. પરમ કૃપાળુ૦ ૨
કામાદિક શત્રુ જીત્યા તેં ધ્યાનથી,
પીડે કામાદિક સેવકનું ચિત્તજો;
આશા તૃષ્ણા વારી આપ સ્વભાવથી,
આશા તૃષ્ણા દુ:ખ દે છે મુજ નિત્યજો. પરમ કૃપાળુ૦ ૩
પરપુદ્‌ગલમાં મનડું મારૂં મ્હાલતું;
બંધાણી સંસારે સુખની આશજો;
કરૂણાસિંધુ કરૂણામૃતથી સિંચજો,
ઠરશે ઠામે જીનજી તારો દાસજો. પરમ કૃપાળુ૦ ૪
ધન કીર્તિમાં મમતા ભાવે માચીઓ,
પ્રેમી મનડું પ્રમદા દેખી થાયજો;
જાણો જીનજી એ સહુ દુ:ખની વારતા,
દીનદયાળુ દર્શાવો ઉપાયજો. પરમ કૃપાળુ૦ ૫
ચિત્તની ચગ-ચળતાનું ઔષધ આપજો,
થાપો સ્વામી સેવક માથે હાથજો;
શાનો ભય સેવકને સ્વામી સાહ્યથી,
માથે ગાજે ત્રણ ભુવનના નાથજો. પરમ કૃપાળુ૦ ૬
સાચી વિનતિ સેવકની એ સાંભળી,
જોજો કરૂણાદૃષ્ટિથી સુખદાયજો;
બુદ્ધિસાગર અવસર પામી તારજો,
પ્રણમું પ્રેમે નિશદિન તારા પાયજો. પરમ કૃપાળુ૦ ૭

---

## મહાવીર સ્તવન.

(દ્વારકાંના વાસીરે અવસરીએ વહેલા આવજોરેજી—એ રાગ.)

ત્રિશલાના જાયારે મહાવીર સ્હાયે આવજોજી,
નહિ આવો તો થાશે સેવકના બેહાલ. ત્રિશલાના૦ ૧
દૈત્ય મહામોહરે વ્હાલા લાગ્યો પીડવાજી,
દીધાં દુઃખ કહેતાં ન આવે પાર. ત્રિશલાના૦ ૨
કામ ને અજ્ઞાનેરે સત્તા નિજ વાપરીજી,
બાળે ક્રોધ ઘડી ઘડી ક્ષણમાંહિ. ત્રિશલાના૦ ૩
પન્થ પાખણ્ડ જાળેરે વિંટાયોછું વેગથીજી,
વિકાર વિષધરની લાગીરે ચોટ. ત્રિશલાના૦ ૪
પંચમકાળ પૂરોરે જમ જેવો બેસિયોજી,
સૂઝે નહીં ધર્મ માર્ગનીરે રીત. ત્રિશલાના૦ ૫
ગાંડો ઘેલો ત્હારોરે સેવક વ્હાલા માનીનેજી,
તારો તારો ભવસાગરનીરે તીર. ત્રિશલાના૦ ૬
ટળવળતો તારો વ્હાલારે સેવક હાથ ઝાલીનેજી,
નહિ તારો તો જાશે તમારીરે લાજ. ત્રિશલાના૦ ૭
તુંહિ તુંહિ સમરૂંરે દુઃખીનો બેલી આવજેજી,
શરણું એક બુદ્ધિસાગરને છે તુજ. ત્રિશલાના૦ ૮

(સાણંદ.)

---

## નમિજિન સ્તવન.

(પ્રભુજી તારો વ્હાલો લાગે છે દેદાર—એ રાગ.)

નમિ જિન બાળા નમે છે આ વાર, પાર ઉતારો, પાર ઉતારો;
તારો તારો તારો તારો તારો પ્રભુજી આ વાર. નમિ૦ ૧
લાખ ચોરાશી જીવાયોનિ, ભટકયો વાર અનન્ત;
પુણ્યે માનવ ભવ પામીને, શરણ ગ્રહ્યું ભગવન્ત.
પાર ઉતારો, પાર ઉતારો, તારો તારો તારો તારો તારો,
પ્રભુ૦ નમિ૦ ૨

ચાર અતિશય જન્મથકી છે, ઓગણીશ દેવના કીધ;
કેવલ પ્રગટે એકાદશ સહુ, ચોત્રીશ અતિશય સિદ્ધ.
પાંત્રીશવાણી પાંત્રીશવાણી, સુણી સુણી સુણી સુણી સુણી,
લહો ભવપાર, પાર ઉતારો તારો તારો પ્રભુ૦ નમિ૦ ૩
ચંદને ચાહે ચાતક પક્ષી, બાળ ચાહે જેમ માય;
તેમ પ્રભુ તુમ દર્શન ચાહું, બુદ્ધિ કહે જિનરાય;
બાળ ઉગારો, બાળ ઉગારો, પ્યારા પ્યારા પ્યારા પ્યારા પ્યારા,
નમિ જિનરાય. નમિ૦ ૪

( વિજાપુર. )

---

## સિદ્ધાચલ સ્તવન.

( અબ તો પાર ભયે હમ સાધુ–એ રાગ. )

શ્રી સિદ્ધાચલ નયણે નિરખી, સિદ્ધાચલ મુજ રૂપ લહ્યુંરી;
ભવભયભ્રમણા ભ્રાન્તિ ભાગી, શત્રુઞ્જયગિરિ નામ ગ્રહ્યુંરી. શ્રી૦ ૧
કર્માષ્ટક શત્રુ ભયભઞ્જન, વિમલાચલ મનમાંહિ વસ્યોરી;
હું તું ભેદ ભાવ દૂર જાતાં, ધ્યાતાથી નહિ દૂર ખસ્યોરી. શ્રી૦ ૨
સ્થિરપણે તું હૃદયે ભાસ્યો, તુજ દર્શનથી હર્ષ ભયોરી;
અજરામર દુઃખવારક દર્શન, કરતાં મોહ તે દૂર ગયોરી. શ્રી૦ ૩
સર્વ તીર્થનો નાયક તારક, કર્મનિવારક સિદ્ધ ખરોરી;
અજ અવિનાશી શુદ્ધ શિવંકર, વિદ્યાનન્દ શુભ નામ ધર્યોરી. શ્રી૦ ૪
અનહદ આનંદદાયક નિર્મલ, તુજ પ્રદેશો શાસ્ત્રે કહ્યારી;
જે દેખે તે તુજથી ન જૂદો, આપોઆપ સ્વભાવ રહ્યારી. શ્રી૦ ૫
સ્થાવર તીરથ નિશ્ચય તું છે, ત્રસ પ્રાણી તુજ દર્શ કરેરી;
સ્થાવર તીરથ પોતે કૌતુક, સર્જંગ તેહવું રૂપ ધરેરી. શ્રી૦ ૬
જઙ્ગમ તીરથ ગુરૂમુખવાણી, સુણતાં મહાતમ ચિત્ત ગ્રહ્યોરી;
નિશદિન તુંહિ તુંહિં રટણ કરૂં હું, મનમન્દિરમાં તુંહિ રહ્યોરી. શ્રી૦ ૭
તીરથ તીરથ ફરતો ભટકયો, પણ નહિ આતમ શાન્ત થયોરી;
મુક્તિરાજ શાશ્વતગિરિ દેખી, ભવદાવાનલ દૂર ગયોરી. શ્રી૦ ૮

પાપી અભવી દુર્ભવી પ્રાણી, દર્શન સ્પર્શન કદિ ન કરેરી;
સહજાનન્દ તીરથ એ ફરશી, ભવપાથોધિ ભવ્ય તરેરી. શ્રી૦ ૯
દ્રવ્ય ભાવથી તીરથ સમજી, સેવો ભાવો ધ્યાન ધરીરી;
સિદ્ધાચલ આદીશ્વર પૂજી, બુદ્ધિસાગર શાન્તિ વરીરી. શ્રી૦ ૧૦

( મહેસાણા. )

---

## શ્રી વીર સ્તવન.

( ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરોરે-એ રાગ. )

અનન્ત અનુપમ ગુણમય મૂરતિજી, શ્રી મહાવીર જિણંદ;
સ્થાપનનિક્ષેપે ગુણ સ્મૃતિ હુવેજી, વાચક વાચ્ય સંબંધ. અનન્ત૦ ૧
વાચ્ય લક્ષ્ય અર્થે ગમ કેમ પડેજી, જો નહિ શબ્દનો વૃન્દ;
શબ્દ શક્તિ વાચ્યાર્થે માનતાંજી, સ્થાપન સિદ્ધ સંબંધ. અનન્ત૦ ૨
નામ અરિહંત અક્ષર સ્થાપનાજી, મૂર્તિ પણ લેખાય;
પ્રતિમા અરિહન્ત શબ્દે સામ્યતાજી, ત્યાગ ગ્રહણ કેમ થાય?
અનન્ત૦ ૩
ભાવ જિનેશ્વર ભાવી વન્દીએરે, શ્રી લોગસ્સ મઝાર;
ઋષભાદિક બારે જિન દ્રવ્યથીરે, આરોપણ સુખ સાર. અનન્ત૦ ૪
કારણ કાર્યપણે અવલોકીએજી, ભાવ નિક્ષપાહેત;
કારણ વિણ કારજ કહો કેમ હુવેજી, વાચક વાચ્ય સહેત. અનન્ત૦ ૫
સદ્વસ્તુ ચઉ નિક્ષેપે ખરીજી, પુષ્ટાલમ્બન હોય;
ઉપાદાન શુદ્ધિ પ્રતિમાથકીજી, કરો ન સંશય કોય. અનન્ત૦ ૬
મનોવૃત્તિ જેવી મનની હુવેજી, તેવી ફળની આશ;
ઉપાદાન શુદ્ધિ ભવી જીવનીજી, નિમિત્ત કારણ ખાસ. અનન્ત૦ ૭
નામ નામ શ્રી વીરનું માહરેજી, આલમ્બન સુખકાર;
બુદ્ધિસાગર જિનવર ભક્તનેજી, જિનપ્રતિમા આધાર. અનન્ત૦ ૮

( ખેરવા. )

---

## · સિદ્ધાચલ સ્તવન.

( આજ મારાં નયણાં સફલ થયાં—એ રાગ. )

મનના મનોરથ સવી ફળ્યા, શ્રી સિદ્ધાચલ દેખી;
અનુભવ આનંદ ઉછળ્યો, અન્ધ શ્રદ્ધા ઉવેખી. મન. ૧
સહજાનન્દ શ્રીનાથજી, વિશ્વાનન્દ વખાણો;
શત્રુઞ્જય શાશ્વતગિરિ, ત્રણ્ય ભુવનનો રાણો. મન ૨
મુક્તિરાજ વિજયી સદા, અજરામર સુખવાસી;
વિમલાચલને વન્દતાં, મટે સકલ ઉદાસી. મન. ૩
પાપી દુરભવી પ્રાણિયા, દેખે નહિ શુદ્ધ સ્થાન;
ગુરૂ ભક્તિમંત પ્રાણીઆ, પામે અમૃતપાન. મન. ૪
દૃષ્ટા દૃશ્યપણું વરે, થાય પૂજક પોતે;
રત્નચિન્તામણિ હસ્તમાં, કયાં તું પરમાં ગોતે. મન. ૫
દર્શન દુર્લભ તાહરાં, વિરલા કોઈ પામે;
બુદ્ધિસાગર ધ્યાવતાં, મળિયા નિશ્ચય ઠામે. મન. ૬

( આજોલ. )

---

## શ્રી શાન્તિનાથ સ્તવન.

( અજિતજિણંદશું પ્રીતડી—એ રાગ )

શાન્તિજિણેસર વંદના, પૂર્ણાનંદીહો સાસય સુહડાણુ;
અપ્પડિહય શાસણધરા, શિરે ધરતાહો તિહુઅણ જણ આણ. શાન્તિ. ૧
નિયસત્તા પ્રગટી કરી, પરસત્તાહો નિજથી કરી દૂર;
સાઇ અણંત અખ્ખયઠિઈ, શુદ્ધ લચ્છીહો ભોગી ભરપૂર. શાન્તિ. ૨
કમ્મકુયની વગ્ગણા, નાસંતાંહો નિમ્મલ નિવ્વાણ;
કેવલનાણદિવાયરૂ, જ્યોતિજ્યોતેહો મળિયા ગુણખાણ. શાન્તિ. ૩
મનમંદિર મેળાપથી, મુજસત્તાહો તુજ સરખી થાય;
બુદ્ધિસાગર સેવના, સાધ્યસિદ્ધિહો સાધક પરખાય. શાન્તિ. ૪

( માણસા )

---

## શ્રી સીમન્ધર સ્તવન

શ્રી સીમન્ધર સ્વામી વીનતિ સાંભળો,
ભરતક્ષેત્રમાં ધર્મવૃક્ષ છેદાયજો;
કેવલજ્ઞાનીવિરહે જિનની વાણીમાં,
સંશય પડતાં મતમતાન્તર થાયજો. શ્રી સીમન્ધર. ૧

નિન્હવ પ્રગટ્યા હઠકદાગ્રહ જોરથી,
કરી કુયુક્તિ થાપ્યા નિજ નિજ પક્ષજો;
અલ્પ બુદ્ધિથી નિર્ણય કો ન કરી શકે,
નિરપક્ષી વિરલા કોઇ હોવે દક્ષજો. શ્રી સીમન્ધર. ૨

કેઇક મતમાં આવે તેવું માનતા,
પઞ્ચાઙ્ગીનો કરતા કોઇક લોપજો;
દૃષ્ટિરાગમાં ખૂચ્યા કોઇક બાપડા,
પઞ્ચ વિષનો વ્યાપ્યો છે મહાકોપજો. શ્રી સીમન્ધર. ૩

આભિનિવેશિક જોરે જૂઠું બોલતા,
થાપે મોહે વ્યાપ્યા નિજ નિજ પન્થજો;
સંઘ ચતુર્વિધમાંહિ ભેદ ઘણા પડ્યા,
ઉત્થાપે કેઇ અધુના નહિ નિર્ગ્રન્થજો. શ્રી સીમન્ધર. ૪

કેઇક ક્રિયાવાદી જડ જેવા થયા,
કેઇક રાખે અધ્યાતમીનો ડોળજો;
ગ્રહે એકાન્તે જ્ઞાન ક્રિયાના પક્ષને,
પાખણ્ડે ચલવે કોઇ મોટી પોલજો. શ્રી સીમન્ધર. ૫

ભદ્રબાહુસ્વામી આદિ શ્રુતકેવલી,
પરમ્પરાથી આવે જે શ્રુત જ્ઞાનજો;
પરમ્પરા ઉત્થાપક લોપે તેહને,
કરીને વિરૂદ્ધ ભાષણ વિષનું પાનજો. શ્રી સીમન્ધર. ૬

ઇત્યાદિક જાણો છો જિનજી જ્ઞાનથી,
કરજો સ્વામી દુઃષમ કાળે સ્હાયજો;

આપ ભક્તિશક્તિ સ્ફૂર્તિ મતિની થતાં,
તરતમયોગે શિવમારગ પરખાયજો. શ્રી સીમન્ધર. ૭
સહસ્ર એકવીશ પર્યંત વીરના શાસને,
સંઘ ચતુર્વિધ અવિચ્છિન્ન વર્તાયજો;
યુગપ્રધાનો થાશે આત્માર્થી ઘણા,
કારણયોગે કાર્યસિદ્ધિ સુહાયજો. શ્રી સીમન્ધર. ૮
વાચક યશોવિજયજી વચને ચાલવું,
ગુરૂ પરંપર ધર્મ ક્રિયા આચારજો;
અનેકાન્ત મારગ શ્રદ્ધા સાચી ગ્રહી,
બુદ્ધિસાગર આશા શિવસુખ સારજો. શ્રી સીમન્ધર. ૯

( સાણંદ. )

---

## શ્રી વીર સ્તવન.

ચરમ જિનેશ્વર શાસનનાયક વિનવું,
ચોવીશમા તીર્થંકર ત્રિશલાનન્દજો;
જ્ઞાતપુત્ર મહાવીર પ્રભુજી વન્દના,
ભાવદયાના સાગર સત્ય ભદન્તજો. ચરમ૦ ૧
કેવલજ્ઞાની વાણી સાચી ધારતા,
કરી પરીક્ષા મતિ શક્તિ અનુસારજો;
પ્રગટી શ્રદ્ધા ષડ્દ્રવ્યાદિક વસ્તુની,
જાણી વાણી પ્રગટ્યો અન્તર પ્યારજો. ચરમ૦ ૨
પરમ્પરાગમ અનુસરીને ચાલવું,
પટ્ટપરમ્પર સુવિહિતસૂરિ આજ્ઞાયજો;
એવી શ્રદ્ધાવાસિત મન મારૂં સદા,
બુદ્ધિસાગર આજ્ઞા ધર્મ કથાયજો. ચરમ૦ ૩

( સાણંદ. )

---

## શ્રી સંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન.

( હવે મને હરિ નામશું નેહ લાગ્યો-એ રાગ. )

શ્રી શંખેશ્વર પાર્શ્વજી તારજોરે વ્હાલા,
બાલ કરે છે કાલાવાલારે. શ્રી સંખેશ્વર.

ધરણેન્દ્ર પદ્માવતી દેવી, શાસનસાંનિધ્યકારી;
વિઘ્નાપહારી, મઙ્ગલકારી, સાહાય્ય કરે સુખકારીરે. શ્રી. ૧

શ્રી ચિન્તામણિ પાર્શ્વમંત્રના, જાપે જગ જયકારી;
દર્શન દેઇને દુઃખડાં ટાળે, મહિમા જગતમાંહિ ભારીરે. શ્રી. ૨

અનુભવ અમૃત જ્ઞાનની ધારા, બાલક આપનાંરે પામે;
સંઘ ચતુર્વિધ શાસન ઉન્નતિ, થાશે આપનાજ નામેરે. શ્રી. ૩

શાંતિ તુષ્ટિ પુષ્ટિના કર્ત્તા, પાપ પાખંડ સહુ હર્તા;
પાર્શ્વપ્રભુ નામ મન્ત્રના ધ્યાને, ભવસાગર જીવ તરતારે. શ્રી. ૪

આત્મસમાધિના દાતા ને જ્ઞાતા, અરજી આ ઉરમાં સ્વીકારો;
ગાંડો ઘહેલો પણ બાલ તુમારો, દયા લાવીને ઝટ તારોરે. શ્રી. ૫

નિરાકાર ને સાકારવાદની,-તાણાતાણે કેઈ ઝૂલ્યા;
ભેદુની પાસે ભેદ લહ્યાવિણ, ભણતરમાં બ્રાન્તિથી ભૂલ્યારે. શ્રી. ૬

નિરાકાર ને સાકાર તું પ્રભુ, સાપેક્ષે સહુ સાચું;
સ્યાદ્વાદદર્શનજ્ઞાનવિના પ્રભુ, જાણ્યું હવે સહુ કાચુંરે. શ્રી. ૭

કષ્ટે કોટિ યત્નો કરો કોઈ, જાહું તે સહુ જાણું;
સ્યાદ્વાદદર્શન આતમસ્પર્શને, આત્મપ્રદેશે રંગાણુંરે. શ્રી. ૮

ઇષ્ટ દેવ ને ગુરૂ સુખસાગર, ધર્મગુરૂ ઉપકારી;
બુદ્ધિસાગર જયજય બોલો, જિનદર્શન બલિહારીરે. શ્રી. ૯

# ૐનમ: નવપદસ્તુતિ.

## ૧ અરિહંતપદસ્તુતિ.

( ધન્ય ધન્ય દીવસ ને ધન્ય ઘડી છે આજે-એ ) રાગ.

અરિહંત નમો ભગવંત સદા સુખકારી,
તીર્થંકરનામોદયથી જગ જયકારી,
ત્રિજ્ઞાન સહિત તીર્થંકર ગર્ભે આવે,
ઇન્દ્રાદિક સુરગિરિ ગર્ભોત્સવ વિરચાવે. ૧
પ્રભુ જન્મે ત્યારે સર્વે ઈન્દ્રો આવે,
પ્રભુ ગ્રહી કરતલમાં સુરગિરિપર લેઇ જાવે,
જન્મોત્સવ કરીને પ્રભુને ગૃહ પધરાવે,
નંદીશ્વર દર્શન કરી કૃતારથ થાવે. ૨
ભોગાવલિ કર્મો ક્ષીણ થાતાં જયકારી,
દીક્ષોત્સવપૂર્વક સંયમ લે હિતકારી,
સ્થિર ધ્યાન ધરીને ઘાતિક કર્મ ખપાવે,
કેવલજ્ઞાને જિન સમવસરણ સુહાવે. ૩
ભવિ આગળ ધર્મ કથીને તીર્થ જ થાપે,
રત્નત્રયી લક્ષ્મી ઔદયિક વાણી આપે,
નવતત્ત્વોને ષડ્દ્રવ્યોને જિન ભાખે,
જિનવચનામૃતનો સ્વાદ ભવિ જીવ ચાખે. ૪
શ્રુતજ્ઞાને ધર્મનું સ્થાપન જિનજી કરતા,
સિદ્ધોને જણાવી ઉપકારી પદ વરતા,
તે માટે અર્હન્ વન્દન પહેલું ભાખ્યું,
જો જો નવકારે કાલ અનાદિ દાખ્યું. ૫
પ્રભુ ક્ષુધા પિપાસા યોગે અન્નને પાણી,
લેવે નિરવદ્ય કહે જિનવરની વાણી,
જબ આયુષ્ય અવધિ, પ્રભુની પૂરી થાવે,
પ્રભુ એક સમયમાં સિદ્ધ સ્થાનમાં જાવે. ૬

જગલોચન જિનવર મહા ઉપકારી દેવા,
કર ભાવે ચેતન !! તીર્થંકરની સેવા;
અરિહંત અનંત થયા થાશે ને થાવે,
લળી લળી પ્રણમું તીર્થંકર સાચા ભાવે.

## ૨ સિદ્ધપદ સ્તુતિ.

( છપ્પય છંદ. )

સિદ્ધ ભજો ભગવંત, પ્રભુ શિવ સુખના ભોગી,
નિર્મલ ક્ષાયિક ભાવ,-થકી નિશ્ચયથી યોગી;
ધરી અચલ અવગાહ, મુક્તિના સ્થાન સુહાયા,
સર્વકર્મથી મુક્ત, સિદ્ધ શિવનગરી રાયા;
અજ અમર પરમ જિનરાજને, વન્દતાં દુઃખ જાય છે,
સ્વામી સેવકભાવ નહિ જ્યાં, શર્મ અનંતુ થાય છે ૧
વન્દો પૂજો સિદ્ધ બુદ્ધને નિશદિન ધ્યાવો,
સિદ્ધ બુદ્ધ પરમાત્મ વિભુને નિશદિન ગાવો;
સિદ્ધ સનાતન પરમ મહોદય શિવમાં વસિયા,
ક્ષાયિક નવલબ્ધિના, ભોગી શિવસુખ રસિયા,
સિદ્ધ બુદ્ધના ધ્યાનથી તો, આતમ તેવો થાય છે,
શ્વાસોચ્છ્વાસે સમરવાથી, જન્મ જરા ભય જાય છે. ૨

## ૩ આચાર્યપદ સ્તુતિ.

( છપ્પય છંદ. )

પાળે પંચાચાર પળાવે સૂરિવર સાચા,
જ્ઞાની ધ્યાની કથન કરે છે જિનની વાચા;
વીર જિનેશ્વર તીર્થ ચલાવે ભાવદયાથી,
શાસનના સુલતાન સૂરિવર, વીર ગયાથી;
ગચ્છ સૂરીશ્વર સેવીએ આચારજ સુખદાય છે,
દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવે, સૂરિવરા પરખાય છે. ૧

સૂરિ વિના નહિ ગચ્છ, શાસ્ત્રમાં પરગટ ભાખ્યું,
વસે ગચ્છમાં સુમુનિ સૂત્રકૃતાંગે દાખ્યું;
રત્નત્રયિની પ્રાપ્તિ ગચ્છે વાસ કર્યાથી,
આરાધક ભવિ હોય સૂરિની આણુ ધર્યાથી,
સઙ્ઘનાયક સેવિએ ભવિ, ધન્ય ધન્ય તે મુનિવરા,
સૂત્રાર્થ દાતા જૈનગચ્છે-પતિ પ્રગટ સુખ જયકરા. ૨
સંપ્રતિ શાસન નાયક સૂરિવર વન્દન કીજે,
વ્યવહારે વર્તિને નિશ્ચય સત્ય ગ્રહીજે;
સૂરિવરોનું માન કર્યાથી શાસન વૃદ્ધિ,
વ્રત ધારક સૂરિવર સેવ્યાથી શાશ્વત સિદ્ધિ;
જૈનધર્મોદ્ધારમાં શૂર સૂરિવરા સુલતાન છે,
ચતુર્વિધ સુસઙ્ઘ પ્રણેતા સૂરિવરા ભગવાન્ છે. ૩

---

## ૪ ઉપાધ્યાયપદ સ્તુતિ.

( છપ્પય છંદ. )

ઉપાધ્યાય ગુણ ખાણ, જ્ઞાનના દરિયા ભાખ્યા,
ભણે ભણાવે સૂત્ર સત્ય જે કરતા વ્યાખ્યા;
ષડ્દ્રવ્યાદિક જાણ સદા સંયમને પાળે,
શિષ્યાદિક પરિવાર ધર્મના પન્થે વાળે;
ઉપાધ્યાય ભગવાન્નું બહુ, માન કરો જય જયકરા,
ગચ્છમાં યુવરાજસમા તે, ભવ્ય વૃન્દ અતિ સુખકરા. ૧
જૈન ધર્મમાં ધીર વીર સંયમને સાધે,
પંચાચાર ધુરીણ તત્ત્વને જે આરાધે;
ભવ્ય ચતુર્વિધ સંઘ સર્વને શિક્ષા આપે,
સમજાવીને બાલસાધુને સંયમ થાપે;
ઉપાધ્યાયપદને નમો ભવિ વન્દન વાર હજાર છે,
સંપ્રતિ વાચક મુનિને નમતાં સેવતાં ભવપાર છે. ૨

---

## ૫ સાધુપદ સ્તુતિ.

( ધન્ય ધન્ય દિવસને ધન્ય ઘડી છે આજે-એ રાગ. )

સંયમ ખપ કરતા મુનિવર વન્દો ભાવે,
સંયત સેવાથી નિર્મલ સંયમ પાવે;
સરસવને મેરૂ અન્તરૂ શ્રાવક સાધુ,
મઙ્ગલકારી મુનિવર પદને આરાધું. ૧
ધન્ય ધન્ય દિવસ ને ધન્ય ઘડી તે લેખો,
જબ મુનિવર દર્શન પુણ્યોદયથી પેખો;
સંયત સદ્‌ગુરૂજી પઞ્ચ મહાવ્રત ધારી,
કંચન કામિનીત્યાગ કરે અનગારી. ૨
જાણે તે ભવ મુક્તિ પણ જિનવર દીક્ષા,
વ્યવહારે વર્ત્યા વિણ નહિ આતમશિક્ષા;
ઘરબાર તજીને મુનિવર સંયમ સાધે,
સંયમ સેવાથી આતમ અનુભવ વાધે. ૩
સદ્‌ગુરૂ મુનિવર છે વન્દનના અધિકારી,
નહિ ગુરૂ ગૃહસ્થી, સંયમના ગુણ ધારી;
મહાતીર્થ મુનિવર જંગમ જે આરાધે,
તે શ્રાવક સાચો રત્નત્રયીને સાધે. ૪

---

## ૬ દર્શનપદ સ્તુતિ.

( રાગ ઉપરનો. )

નમો દર્શન ચેતન સ્પર્શન શિવ સુખકારી,
દર્શનથી સમ્યગ્‌જ્ઞાન લહો જયકારી,
વ્યવહાર અને નિશ્ચયથી દર્શન કહીએ,
જેની પ્રાપ્તિથી શાશ્વત સુખડાં લહીએ. ૧

દર્શનથી ભવની નિયમા સૂત્રે ભાખી,
સહુ આગમ ગ્રંથો દર્શનના તે સાખી,
નમો દર્શનપદ ભક્તિથી દર્શન પાવો,
દર્શનભક્તિથી દર્શનમોહ હઠાવો. ૨

---

## ૭ જ્ઞાનપદ સ્તુતિ.

( રાગ ઉપરનો. )

પ્રણમો પ્રણમો નાણુરસ સદા ઉપકારી,
મતિ શ્રુત અવધિ મનઃપર્યવ કેવલ ભારી,
સ્વપરપ્રકાશક જ્ઞાને શાસન ચાલે,
જ્ઞાને ભવિપ્રાણી જીવદયાને પાલે. ૧
ણમો બંભીલીવીએ આદ્યે ભગવઇ ભાખ્યું,
જ્ઞાનીએ જ્ઞાનતણું ફળ ઘટમાં ચાખ્યું,
ભવિ !! જ્ઞાન ન નિન્દો જ્ઞાનિ નિન્દા વારો,
ગુરૂગમથી જ્ઞાન ગ્રહીને ચેતન તારો, ૨
મહિમા છે અપરંપાર જ્ઞાનનો સાચો,
નિશદિન ભવિ પ્રાણી જ્ઞાનાભ્યાસે રાચો,
જિનવાણી શ્રુત આધાર હાલ છે જાણો;
શ્રુતજ્ઞાન ગ્રહીને શાશ્વતપદ મન આણો. ૩
જાણો નવતત્ત્વાદિક જિનવરની વાણી,
સમજી સમ્યગ્ ભવજલધિ તરશો પ્રાણી,
નમો જ્ઞાન સદા દિનમણિ જેવું ઉપકારી,
પ્રણમું ભાવે હું જ્ઞાનસદા જયકારી. ૪

---

## ૮ ચારિત્રપદ સ્તુતિ.

(ચાલ ચેતન જિન મન્દિર જઇએ જિન દર્શન કરવા.—એ રાગ.)

ચરણ કરણ ધારી મુનિ વન્દુ મોક્ષે સંચરવા,
રંકો જનો પણ ચરણ ગ્રહે છે મુક્તિ વધુ વરવા

જીનજી મહાભાગ્ય, ધન્ય તે વીતરાગ,
ત્રિજ્ઞાની પણ દીક્ષા લેવે ભવજલધિ તરવા. ચરણુ૦ ૧
ધન્ય તે ચારિત્ર હોય ભવ્ય પવિત્ર,
ઈન્દ્રાદિક પણ મુનિને વંદે, કર્મ કટક હરવા. ચરણુ૦ ૨
મહિમા મોટો સાર, ચરણુતણો અવધાર;
દ્રવ્યવેષ વણ કેવલીને નહિ વંદનનો અધિકાર. ચરણુ૦ ૩
સર્વ સુખકારી, ધન્ય અનગારી;
બુદ્ધિસાગર મુનિને વંદો, નહીં કોની પરવા. ચરણુ૦ ૪

---

## ૯ તપઃપદસ્તુતિઃ

( રાગ આશાઉરી. )

તપપદ શિવ સુખકાર, ભવિયાં તપપદ શિવ સુખકાર.
લબ્ધિ અઠ્ઠાવિશ તપથી પ્રગટે,
પહેલું મઙ્ગલ સાર ભવિયાં૦ ૧
તે ભવ મુક્તિ જાણે જિનવર;
તો પણ તપ તપનાર- ભવિયાં૦ ૨
કર્મ નિકાચિત પણ ક્ષય કરતું;
તાપથી સહુ તરનાર- ભવિયાં૦ ૩
તપ તપીયા મુનિરત્ન સંવત્સર;
ધન્ય તેનો અવતાર- ભવિયાં૦ ૪
અદ્ભૂત જ્ઞાનનો મહિમા મોટો;
કહેતાં નાવે પાર- ભવિયાં૦ ૫
બુદ્ધિસાગર તપ તપિયા મુનિ;
વંદુ વાર હજાર- ભવિયાં૦ ૬

## નવપદ ગીત.

( રાગ બનજારો. )

નમું નવપદ જગ જયકારી, પરમાતમપદ સુખકારી.
નવપદ ઋદ્ધિ ઘટ દાખી, જ્યાં સૂત્રસિદ્ધાન્તો સાખી;
લેજો ઉરમાહિ ઉતારી. નમું૦ ૧

મયણાસુંદરી શ્રીપાલ, પામ્યા છે મંગલમાલ,
આમ્બીલ તપને દિલ ધારી નમું૦ ૨
નિશ્ચયવ્યવહારે દાખ્યાં, ગુણગુણીવિભાગે ભાખ્યાં,
ચઉનિક્ષેપા અવતારી. નમું૦ ૩
અન્તરની શકિત આપે, પરમાતમ પદમાં થાપે,
નવપદની છે બલિહારી. નમું૦ ૪
પદપિંડસ્થાદિક ભેદે, નવપદ ધ્યાને સુખ વેદે,
સહુ કર્મકલંક વિદારી, નમું૦ ૫
નવપદનું ધ્યાન ધરીજે, આતમની લક્ષ્મી વરીજે;
પામો ભવજલધિ પારી. નમું૦ ૬
નવપદનો સાચો યંત્ર, નવ પદનો એ મહા મંત્ર;
એ નવપદ મંગલકારી નમું૦ ૭
સ્મરો નવપદ શ્વાસોચ્છ્વાસે, સિદ્ધિ ઋદ્ધિ-ઘટવાસે;
બુદ્ધિસાગર અવધારી. નમું૦ ૮

---

## શ્રી મહાવીરપ્રભુસ્તુતિ.

( ચોપાઇછન્દ. )

વીર જીનેશ્વર લાગુ પાય, શરણ શરણ તું છે સુખદાય;
અડવાડિયાંનો તું આધાર, તાર તાર સેવકને તાર. ૧
જગમાં સાચો તું છે દેવ, સુખકર સાચી ત્હારી સેવ;
હું છું પાપીનો શિરદાર, થાશે કેવા મુજ અવતાર. ૨
ભણી ભણીને ભૂલ્યો ભાન, નિશદિન પરભાવે ગુલતાન;
ઉતાર્યું નહીં અન્તર્જ્ઞાન, એ સૌ જાણો છો ભગવાન. ૩
મનની ચંચલતા નહિ મટી, લેશ ન પરની મમતા ઘટી;
મન મર્કટના અવળા ફેર, વર્તે છે અન્તર અન્ધેર. ૪
અમૂલ્ય જીવન ચાલ્યું જાય, પણ પસ્તાવો લેશ ન થાય;
મોહે મુંજ્યો પામર જીવ, પરસ્વભાવે રમે સદીવ. ૫

કેવલજ્ઞાની જાણો સહુ, જાણંતાને શું બહુ કહું;
મનડું મુંઝે માયાજાળ, અન્તરનો આવે નહિ ખ્યાલ. ૬
અહો ગતિ શી મારી થશે, મળિયું જીવન ચાલ્યું જશે;
હાર્યો હાથે જીવન સર્વ, ફોગટ ફૂલી કીધા ગર્વ. ૭
ખરે દિવસ મારે અન્ધાર, શીરીતે પામિશ ભવપાર;
ખરો એક ત્હારો આધાર, કરજે પાપીનો ઉદ્ધાર. ૮
સમજીને નહિ કરૂં પ્રયત્ન, ગ્રહ્યા ન જ્ઞાનાદિક ત્રિરત્ન;
ઠાઠમાઠમાં હાર્યો સાર, જીનજી ત્હારો છે આધાર. ૯
શિક્ષા અન્તર્માં નહિ વશી, વિષયેચ્છા મનથી નહિ ખશી;
અભિમાનનો પ્રગટે તોર, વ્યાપ્યું મોહ નૃપતિનું જોર. ૧૦
સિંહ સમો પણ થયો શિયાલ, ખુંચ્યો માયા ખટપટ જાળ;
કર્મવિપાકી આવી પડે, મુંજીને મોહી લડથડે. ૧૧
ધીર વીરતા હાર્યો સહુ, સમતામૃતનો લેશ ન લહું;
બૂડે કાંઠે આવ્યું આજ, જિનજી રાખો સેવકલાજ, ૧૨
ઠરવાનું તુજવિણ નહિ ઠાણ, વીરનામનું સાચું વ્હાણ;
વીરનામથી સહેજે તરૂં, વીરનામથી ફેર ન ફરૂં. ૧૩
તવ ખોળામાં બાળક શીર્ષ, તારો જીનવરજી જગદીશ;
તારો પૂરો પાપી બાલ, કરૂણાથી કરજે સંભાલ. ૧૪
અનેક ત્હારા નામે તર્યા, ક્ષેમે મુક્તિ લલના વર્યા;
કનક અગ્નિથી નિર્મલ થાય, તુજ નામે મુજ આતમરાય. ૧૫
પ્રભુને મળતાં નાસે ભેદ, ધ્યાને હળશું થશું અભેદ;
પ્રભુસ્વરૂપે એકાકાર, ધ્યાતા ધ્યેયસ્વરૂપે ધાર. ૧૬
વીરસ્વરૂપે શ્વાસોચ્છ્વાસ, જાવે તો છે કર્મવિનાશ;
ધ્યાને ચેતન વર્તે ખાસ, નિજમાં નિજનો પામે વાસ. ૧૭
જીનને ભજતાં સુખ નિર્વાણ, વીરની ભક્તિએ કલ્યાણ;
વીરપ્રભુ વાણી વિશ્વાસ, વીરપ્રભુનો છું હું દાસ. ૧૮
અચરિજ વીર પ્રભુનો દાસ, ભેદ ન દાસ પ્રભુમાં ખાસ,
અનન્તભવનાં નાસે પાપ, વીર પ્રભુનો જપતાં જાપ. ૧૯

વીરભક્તિમાં જીવન જશે, જન્મ સફળતા ત્યારે થશે;
જીનવર રટના શ્વાસોચ્છ્વાસ, રાગદોષના તોડે પાસ. ૨૦
હોજો વન્દન વારંવાર, ભૂલું નહીં તારો ઉપકાર;
બુદ્ધિસાગર બાળક તાર ! ! ! સેવકનો કરજો ઉદ્ધાર. ૨૧

---

## શ્રીવર્દ્ધમાન જિનસ્તુતિ.

( માલિનીછન્દ )

ભવજલ નિધિ પોત, વીર વિશ્વેશ દેવા,
સુગતિ સુખદનેતા, સારતા દેવ સેવા;
સમય સમય નાણી, આણુ ત્હારી પ્રમાણી,
સરસ વચન જાણી, આદરે ભવ્ય વાણી. ૧
સ્તવન નમન કીજે, તત્ત્વનું સાર લીજે,
પ્રભુ વચન લહીને, ભવ્ય પ્રાણી તરીજે;
યતિપતિનતદેવા, દીલમાં નિત્ય ધ્યાવું,
સમય સરસ પામી, મુક્તિ શીઘ્ર જાવું. ૨
શરણ શરણ મ્હારે, નાથ તું છે દયાળુ,
ચરણ કમલ સેવા, નાથ દેજો કૃપાલુ;
સ્તવન નમન કીજે, કર્મનાં દુઃખ કાપે,
નવગુણ ગણુ ભાવે, ધ્યેયનું રૂપ માપે. ૩
ગતમલીન વિરાગી, વન્દુછું પાય લાગી,
તુજ વિણુ નહિ રાચું, બાલ ત્હારોજ રાગી;
જનન મરણ ફેરા, ભાગશે વીર નામે,
ધીનિધિ મુનિ નમે છે, પ્રેમથી અષ્ટ યામે. ૪

---

## શ્રી વીરસ્તુતિ.

સવૈયા એકત્રીશા.

જય જય વીરજિનેશ્વર તારક, સત્ય સેવ્ય ત્હારો આધાર;
નવતત્ત્વાદિકના ઉપદેશે, કીધો છે તેં બહુ ઉપકાર,

ક્ષાયિકભાગે નિર્મલ દર્શન, જ્ઞાને શોભો શ્રી જિનરાય;
પરમ મહોદય જિનવર વન્દુ, બે કર જોડી લાગું પાય. ૧
નય સપ્ત ને ચાર પ્રમાણે, ષડ્દ્રવ્યો ભાખ્યાં નિર્ધાર;
સપ્તભઙ્ગીની રચના કીધી, અનેકાન્તમતની સુખકાર,
દેશોદેશ વિહાર કરીને, સમજાવ્યા તેં સત્યોપાય;
પરમ મહોદય જિનવર વન્દુ, બે કર જોડી લાગું પાય. ૨
દર્શનજ્ઞાનચરિત્રે મુક્તિ, વિસ્તારે સમજાવ્યું તેહ;
શ્રાવક સાધુ ધર્મ બતાવ્યા, સમજાવ્યા છે પઞ્ચે દેહ,
ઔદયિક આદિ પઞ્ચભાવને, કથિયા મુખથી તેં જિનરાય;
પરમ મહોદય જિનવર વન્દુ, બે કર જોડી લાગું પાય. ૩
દયાધર્મના ધોરી સ્વામી, તીર્થંકર ભવ તારણહાર;
સઙ્ઘ ચતુર્વિધ મહાતીર્થને, સ્થાપી કીધો છે ઉપકાર,
દ્રવ્ય ક્ષેત્ર ને કાલ ભાવથી, તત્ત્વ કથ્યાં છે તેં જિનરાય,
પરમ મહોદય જિનવર વન્દુ, બે કર જોડી લાગું પાય. ૪
બહુ ઉપકારી શિવ સુખકારી, ગુણ ત્હારા છે અપરંપાર;
તવગુણ ધ્યાતાં ધ્યેયસ્વરૂપે, ધ્યાતા થાવે છે નિર્ધાર,
બુદ્ધિસાગર કરૂણા કરશો, શરણ શરણ તું છે સુખદાય;
પરમ મહોદય જિનવર વન્દુ, બે કર જોડી લાગું પાય. ૫

---

## નેમિનાથભક્તિસ્તવનમ્.

(વહેંચશું ભક્તિના ભાઇ નાણાં—એ રાગ)

નેમજી અરજી આ ઉરમાં સ્વીકારો મને સાચો છે આશરો
તમારોરે. નેમજી૦
અન્તરૂમાં તાપ છે બાહિર્ તાપ છે, જ્યાં ત્યાં છે દુઃખનો તપારો;
સ્વપ્નામાં દુઃખનાં વરસે છે વાદળાં, મોટા આ દુઃખથી
ઉગારોરે. નેમજી૦ ૧
પાછળ દુઃખ ને આગળ દુઃખડાં, દુઃખી લાગે છે જન્મારો;

તરછોડો નહિ મને દીનદયાળુ, હસ્ત ગ્રહી હવે તારોરે. નેમજી૦ ૨
ભક્તિ કે ભાવ નહિ અન્તરમાં જ્ઞાન નહિ, મુખથી કરૂંછું લવારો;
દોષની પોઠ આ બાળ તમારો, તાર્યા તો વણુ નથી આરોરે.
નેમજી૦ ૩
સાહ્ય કરોને પ્રભુ શરણું તમારૂં, તારોને સાંભળી પોકારો,
બુદ્ધિસાગર વ્હારે આવોને બાપજી, કરજો સેવકનો ઉદ્ધારોરે.
નેમજી૦ ૪

---

## શ્રી વીરસ્તવનમ્.

( માન માયાના કરનારારે-એ રાગ. )

પ્રભુ વીર જિનેશ્વર પ્યારારે,
મુજ પ્રાણુતણાછો આધારા૦
સિદ્ધ સનાતન નિર્મલજ્યોતિ, શાશ્વત સુખ નિર્ધારા;
ક્ષાયિકભાવે ગુણવર્યા સહુ, જિનવર જગજયકારારે. પ્રભુ૦ ૧
સુખકર દુઃખહર ચરમ જિનેશ્વર;
વસિયાછો દિલમાંહિ મ્હારા;
બુદ્ધિસાગર વિભુ વીરના નામથી,
હોવે સફલ અવતારારે. પ્રભુ૦ ૨

---

## અથ શ્રીસિદ્ધાચલ દુહા.

રત્નત્રયી ધારક પ્રભુ, ઋષભદેવ અરિહંત;
નમિત સુરાસુર ઇંદચંદ, ભવ ભંજન ભગવંત. ૧
જયજય આદિ જિણંદ શ્રી, કેવલ કમલાનાથ;
સિદ્ધાચલ ગિરિમંડણો, સેવક કરો સનાથ. ૨
પૂર્વ નવાણુ વાર જ્યાં, આવ્યા ઋષભ જિણંદ;
તે સિદ્ધાચલ વંદીએ, કાપે ભવભયફંદ. ૩
પ્રાયઃ એ ગિરિ શાશ્વતો, મહિમા અપરંપાર;
સમ્યગ્દૃષ્ટિજીવને,-નિમિત્ત કારણુ ધાર !. ૪

ચાર હત્યારા પાતકી, તે પણ એ ગિરિ જાય;
ભાવે જિનવર ભેટતાં, મુકિતવધુ સુખ પાય. ૫
દ્રવ્ય ભાવ બે ભેદથી, સેવો તીરથ એહ;
ઉપાદાન નિમિત્ત યોગ, સમર્થાથી શિવગેહ. ૬
કર્મરોગને, ટાળવા, ઉત્તમ છે આધાર;
શ્રીસિદ્ધાચલ સમરીએ, શ્વાસમાંહિ સોવાર. ૭
અજરામર પદ પામવા. લહી મનુષ્ય અવતાર;
શ્રીસિદ્ધાચલ સમરીએ, શ્વાસમાંહિ સોવાર. ૮
એસમ તીરથ કો નહિ, ભવજન તારણહાર;
શ્રીસિદ્ધાચલ સમરીએ, શ્વાસમાંહિ સોવાર. ૯
દર્શન સ્પર્શન યોગથી, નિર્મળપદ નિરધાર;
શ્રીસિદ્ધાચલ સમરીએ, શ્વાસમાંહિ સોવાર. ૧૦
પ્રેમભકિત બહુ માનથી, હઠ કદાગ્રહ ત્યાગ;
શ્રીસિદ્ધાચળ સમરીએ, શ્વાસમાંહિ સોવાર. ૧૧
તીર્થનોનાયક એ ગિરિ, અવર ન જગમાં કોય;
સેવે શાશ્વત સંપદા; અજરામર પદ હોય. ૧૨
ભવીજીવોને તારવા, યાનપાત્ર સમ જાણ;
તે શત્રુંજય વંદીએ, પામી જીનવર આણ. ૧૩
અકલંક શકિત અનેક એ, વિશ્વાનંદ કથાય;
શ્રીશત્રુંજય પ્રણમીએ; ભવભય પાતિક જાય. ૧૪
મેરૂ મહીધર નામથી, સમરો ચિત્ત સદાય;
પરમાતમ પદ પામવા, ઉત્તમ એહ ઉપાય. ૧૫
પુંડરીક ગણધર જીહાં, પામ્યા શાશ્વત સિદ્ધ;
શ્રીપુંડરગિરિ પ્રણમીએ, પ્રગટે આતમ રિદ્ધ. ૧૬
વીતરાગ પદ પામવા, કરીએ ભાવે સેવ;
પરિતમંડણ નામથી; ટળે અનાદિ કુટેવ. ૧૭
રાગ દ્વેષ તો દૂર ટળે, કરતાં ગિરિ ગુણ ગાન;
કર્મ છંદણ જગજયો, ધ્યાતા શાશ્વત સ્થાન. ૧૮

સુરકંત ગિરિધ્યાનથી, સકળ ફળે મન આશ;
શ્રી શત્રુંજય વંદીએ, પ્રગટે ધર્મપ્રકાશ. ૧૯
ઇંદ્ર ચંદ્ર ગુણ ગાવતા, એ ગિરિતણા વિશાલ;
આનંદકંદ સુનામથી, સ્મરીએ સમય ત્રિકાલ. ૨૦
પશુપંખી પણ ભાવથી, પામ્યા શુભગતિ ઠામ;
તે સિદ્ધાચલ વંદીએ, જેનું નિર્મળ નામ, ૨૧
પ્રગટે શુદ્ધસ્વભાવતા, ભવિજનને તત્કાલ;
તે સિદ્ધાચળ વંદીએ, પૂર્ણાનંદ દયાલ. ૨૨
યોગીશ્વર દર્શન કરી, લહ્યા સમાધિ ભાવ;
તે સિદ્ધાચળ વંદીએ, ભવજલમાં જેમ નાવ. ૨૩
યોગીશ્વર દર્શન કરી, હુવા સમાધિ લીન;
તે સિદ્ધાચળ વંદીએ, મન સુખમાં ગમગીન. ૨૪
દર્શન સ્પર્શન યોગથી, લબ્ધિ ઘણી પ્રગટાય;
તે સિદ્ધાચળ વંદીએ પૂરવ પુણ્યપસાય. ૨૫
શત્રુંજયી નદી ન્હાઇને, નિર્મલ કીજે ગાત્ર;
શ્રીતીર્થેશ્વર પૂજીએ, કર્મ ન રહે તલમાત્ર. ૨૬
વૈરી વ્યાધિ વિરોધ સહુ, દર્શનથી ઉપશાન્ત;
શ્રીતીર્થેશ્વર પૂજીએ, હોવે ભવભય અંત. ૨૭
સિદ્ધશિલા જ્યાં શોભતી, મુનિવર અનશન ક્ષેત્ર;
તે તીર્થેશ્વર વંદીએ, લહીએ નિર્મળ નેત્ર. ૨૮
સંયમ ધારી સાધુથી, એ તીરથ સ્પર્શાય;
તે તીર્થેશ્વર વંદીએ, નિર્મળ મનડું થાય. ૨૯
કુમતિકૌશિક જે જના, આવે નહિ જસ પાસ;
ભવિજન દેખી તેહને, પામે મન ઉલ્લાસ, ૩૦
ભગિનીભોક્તા નરપતિ, ચંદ્રશેખર રાજન.
તે તીર્થેશ્વર સેવતો, પામ્યો અવિચલ સ્થાન. ૩૧
ઉત્તમ જન જ્યાં સંચરે, નામે જે વીતરાગ;
તે તીર્થેશ્વર વંદીએ, આવે નહિ જ્યાં કાગ. ૩૨

ધર્મકંદ એ નામથી, જગમાંહિ વિખ્યાત;
તે તીર્થંકર વંદીએ, રૂડા જસ અવદાત. ૩૩
અનંત ગિરિગુણ ગાવતાં, ગુણગણ ઘટ પ્રગટાય;
તેહ યશોધર વંદીએ, રૂડો અવસર પાય. ૩૪
મુક્તિરાજ શાશ્વત ગિરિ, વર્તે કાલ અનાદિ;
વિનય વિવેકે વંદતાં, ટળશે સર્વ ઉપાધિ. ૩૫
વિજયભદ્ર નામે ભલો, સાર્થક નામ સુહાય;
તે સિદ્ધાચળ વંદીએ, મહિમા નિત્ય સુહાય. ૩૬
ગાતાં સુભદ્ર ગિરીશને, ગિરીશપદ ઘટ આય;
તે સિદ્ધાચળ વંદીએ, મનુષ્યજન્મ ભવિ પાય. ૩૭
મલરહિત જસ ધ્યાનથી, પ્રાણી પોતે થાય;
અમલગિરિગુણ ગાવતાં, ઉપાદાન પદ પાય. ૩૮
જયંત ગિરિ જયને કરે, સેવંતાં નિશદીન;
ભવિજનમન સુખકર સદા, આત્મસ્વભાવે પીન. ૩૯
કંચન ગિરિને નિહાળીએ. લહી ગુરૂગમથી જ્ઞાન;
વંદો સેવો ભાવથી, આવે નિજપદ ભાન. ૪૦
ભાવે ભક્તિભરે કરી, ચિત્ત એક સ્થિર ઠામ;
સિદ્ધક્ષેત્ર સંભાળીને, ભાવે કરૂં પ્રણામ. ૪૧
આતમ પરમાતમ લહી, કર્મનાશને કાજ;
મહાગિરિને વંદીએ, ભવાંભોધિમાં ઝાઝ. ૪૨
અમરકંદને ઓળખે, આતમ અમર લહાય;
ભાવે ભવિયણ ભેટીએ, જન્મ જન્મ દુઃખ જાય. ૪૩
વેર ઝેર વિકથા ત્યજી, શમભાવે ભવી જેહ;
શ્રીસિદ્ધાચળ વંદશે, તે થાશે શિવ ગેહ. ૪૪
ત્યજી પ્રભુતા બાહ્યની, આદીશ્વર જિન આણ;
ધારી ગિરિ એ વંદીએ, વંદન હોય પ્રમાણ. ૪૫
માયા તૃષ્ણા પરિહરી, શરણ ગ્રહી જિન આણ;
શ્રીસિદ્ધાચલ વંદીએ, પ્રાપ્તિ પદ નિર્વાણ. ૪૬

તન મન ધન મમતા ત્યજી, ભજ સમતા ઘટમાંય;
ભાવે ગિરિને વંદતાં, લહીએ નહિ દુઃખ ક્યાંય. ૪૭
પુણ્યરાશિ શુભભાવથી, મણિ કંચન ગિરિરાય;
શુદ્ધભાવથી સેવીએ, અનેકાંતમત પાય. ૪૮
તારક વારક ચઉગતિ, અચલ મહોદય નામ;
તે સિદ્ધાચલ વંદીએ, કરીએ નિજપદ ઠામ. ૪૯
જગ જયવંતુ તીર્થ એ, સહુ તીર્થ શિરદાર;
ભવ્યો ભાળે ભાવથી, પામે ભવજલ પાર. ૫૦
શાંત સ્વભાવે નિર્મલા, મુનિવર એ ગિરિ આય;
અલખ અમરપદ પામીયા, શુદ્ધપરિણતિ ધ્યાય. ૫૧
પ્રદેશ શત્રુંજયતણા, નયનાનંદ કરંત;
વિશ્વપૂજ્ય ગિરિ વંદીએ, લહીએ ભવજલ અંત. ૫૨
રામ ભરત જ્યાં આવિયા, મહિમા સુણી અપાર;
ગિરિ સેવન ગિરૂઆ થઇ, લહ્યા સદ્ગતિ નિરધાર. ૫૩
પાંડવ પ્રમુખા એ ગિરિ, આવ્યા મન ઉલ્લાસ;
ભાવે ગિરિવર સેવતાં, મુક્તિપુરીમાં વાસ. ૫૪
સર્વજ્ઞપદ સાધીયું, સાંબ પ્રદ્યુમ્ન કુમાર;
તે સિદ્ધાચલ વંદીએ, નાશે કર્મવિકાર. ૫૫
સંપ્રતિ કાળે આવીયા, ત્રેવીશે જિનરાય;
તેવીશ વિષય શમાવવા, ભજીએ ગિરિવરરાય. ૫૬
જિનાજ્ઞા જિનતત્ત્વની, કરણી કહે નિષ્કામ;
ભવ્યો એવા સેવીને, પામે અવિચલ ધામ. ૫૭
દૃઢશક્તિ એહ નામથી, ભજતા ભવિયણ કોય;
તેહ સિદ્ધાચલ વંદીએ, સમકિત નિર્મલ હોય. ૫૮
અચલજ્યોતિના નામથી, સેવો શુદ્ધ સદાય;
તેહ સિદ્ધાચલ વંદીએ, ભવભય ભ્રાંતિ જાય. ૫૯
સાર્થક સહજાનંદ એ, નામે ગિરિવર હોય;
સેવો ધ્યાવો ભવિજના, ભવપાતિકતતિ ખોય. ૬૦

કાલ અનાદિ ભટકિયો, તોય ન આવ્યો અંત;
શત્રુંજય રૂષભપ્રભુ, તાર તાર ભગવંત. ૬૧
એકેંદ્રિય બેરેંદ્રિમાં, દર્શન કબહુ ન થાય;
તેરેંદ્રિ ચૌરેંદ્રિમાં, નજરે નહીં જણાય. ૬૨
પ્રબલ પુણ્યોદય થકી, લહી માનવ ભવસાર;
શ્રીઆદીશ્વર ભેટીયા, તાર તાર મુજ તાર. ૬૩
શિવશંકર ગિરિ દેખીને, પામો મન આનંદ;
શુદ્ધ સ્વરૂપાનંદતા, જસ ધ્યાને ઉલ્લસંત. ૬૪
જગ તારે એહ હેતુથી, જગતારણ કહેવાય;
તે સિદ્ધાચલ વંદીએ, નિર્મલ આત્મ સુહાય. ૬૫
ગુણાનંત પ્રગટે સદા, જસ ધ્યાને નિજમાંય;
ગુણકંદ ગિરિવર તણી, સેવાશિતળ છાંય. ૬૬
આર્તધ્યાનની નષ્ટતા, ગિરિવર ધ્યાને થાય;
રૌદ્રધ્યાની પણ સિદ્ધતા, શત્રુંજય મહિમાય. ૬૭
પુંડરીક ગણધર મુખા, આવ્યા વિમલ ગિરિંદ;
તે વિમલાચલ વંદીએ, પ્રણમત સજ્જન વૃન્દ. ૬૮
સેવે શિવ સુખ સંપદા, ધ્યાવે ધ્યેય પમાય;
નમું નમું હું તીર્થને, મુક્તાનંદ કથાય. ૬૯
નિરૂપાધિપદ એહથી, પામે કહે જિણંદ;
મતિમંત મહિમા સ્તવે, શું જાણે મતિમંદ. ૭૦
અનેકાર્થપદાર્થતો, સાત નયે ગ્રહવાય;
વ્યવહારે નિમિત્તતા, નિશ્ચયથી નિજમાંય. ૭૧
પરસ્પર સાપેક્ષથી, વર્તે નયો સદાય;
નયોથકી શબ્દાર્થને, કહેતા શ્રીજિનરાય. ૭૨
અનેકાંત શ્રદ્ધા ગ્રહી, વિમલેશ્વર ગિરિરાય;
વંદો ભાવે ભવિજના, કર્મ મર્મ દૂર જાય. ૭૩

નિશ્ચલ* આતમ સ્વરૂપની, સિદ્ધિ જેથી થાય;
તે સિદ્ધાચલ વંદીએ, સંવર ગુણ પ્રગટાય. ૭૪
દ્રવ્યભાવથી વંદતાં, આત્મ સમાધિ પાય;
દ્રવ્યભાવ સમજ્યા વિના, ગિરિગુણ નહિં ગવાય. ૭૫
ગિરિવર પ્રતિ પગલું ભરે, જ્ઞાનપણે જે કોઈ;
નિર્મલ આત્મ કરે તદા, પાપ પંક સબ ધોઈ. ૭૬
બાહ્યાંતરથી શુદ્ધ થઈ, રાખે સ્થિરોપયોગ;
ગિરિ ચઢતાં સમતા વરે, પામે નિજગુણ ભોગ. ૭૭
આલોયણ લે પાપનું, સુણી ગુરૂમુખ ઉપદેશ;
સિદ્ધાચલ ગિરિ સેવીને, પામે અવિચલ દેશ. ૭૮
આલોચે નહિ પાપને, મૂકે ન માયાઝાળ;
સિદ્ધાચલ તસ શું કરે, જો પરપરિણુતિ ચાલ. ૭૯
કર્યા કર્મ આલોચના, શ્રદ્ધાથી કરનાર;
પામે તે પરમાર્થને, જિનઆજ્ઞા શિર ધાર. ૮૦
ક્રોધ ન કરીએ કોઇ શું, ધરી મનમાં વિશ્વાસ;
શ્રીસિદ્ધાચલ વંદીએ, ત્યાગી પુદ્ગલ આશ. ૮૧
વિષયોન્માદિચિત્તને, વશ કરવાને હેત;
તપ જપ યમ પૂજા કહી, મુક્તિવધુ સંકેત. ૮૨
યાત્રા નવાણું જે કરે, સમજી તત્ત્વસ્વરૂપ;
આશ્રવ માર્ગો છેદતાં, લહે ન ભવભય ધૂપ. ૮૩
વિધિપૂર્વક પૂજા કરે, નાસે કર્મ કલંક;
સહજાનંદે વિચરતાં, કો રાજા કોણ રંક. ૮૪
અજરામર પદ ઝટ લહે, કરતાં નિર્મળ સેવ;
ક્ષાયિકભાવે ચેતના, ચિદાનંદ ગુણ મેવ. ૮૫
આજ સફળ દિન માહરો, સફળ મનુષ્ય અવતાર;
શ્રીસિદ્ધાચલ દેખતાં, આનંદ હર્ષ અપાર. ૮૬
અમૃતફળને આપવા, કલ્પવૃક્ષ સમ એહ;
વંદો પૂજો ભવિજના, થાવે નિર્મલ દેહ. ૮૭

કામધેનુ સમ એ ગિરિ, વંછિત ફ્લ દાતાર;
વંદો પૂજો ભવિજના, અક્ષય પદ કરનાર. ૮૮
કામકુંભ સમ એહ ગિરિ, પંચમ ગતિને દેત;
વંદો પૂજો ભવિજના, શ્રી શત્રુંજય ક્ષેત્ર. ૮૯
ફરી ફરીને નહીં મળે, માનવ ભવનો દેહ;
વંદો પૂજો ભવિજના, સિદ્ધાચલ ગિરિ એહ. ૯૦
મનુષ્યજન્મ પામી ભવી, ભેટે નહિ ગિરિ એહ;
માનું માત ઉદર વિષે, રહીયો પ્રાણી તેહ. ૯૧
શશી સૂર્યવત્ એહ ગિરિ, કરતો ભાવોદ્યોત;
વંદો પૂજો ભવિજના, પ્રગટે નિર્મળ જ્યોત. ૯૨
ગુરૂતા મેરૂતણી પરે, તેની જગમાં થાય;
જે સિદ્ધાચલ વંદતાં, નિર્મલશ્રદ્ધા થાય ૯૩
એ સમ જગ કોનો નહિં, જોતાં મહા ઉપકાર;
તે સિદ્ધાચલ વંદીએ, હોવે જય જયકાર. ૯૪
મોહમહાગિરિ ભેદવા, પવિસમ તસ અવદાત;
તે સિદ્ધાચળ વંદીએ, કરીએ નિર્મળ યાત્ર. ૯૫
વર્ણન વાણીથી કર્યું, કદીય ન પૂરૂં થાય;
તે સિદ્ધાચળ વંદીએ, મહિમાનંત કથાય. ૯૬
અધુના પંચમકાળમાં વર્તે તસ મહિમાય;
તે સિદ્ધાચળ વંદીએ, ભવભવ ભાવટ જાય. ૯૭
ભાવે યાત્રા જે કરે, પામે મુક્તિ તેહ;
તે સિદ્ધાચળ વંદીએ, કર્મ રહે નહિ રેહ. ૯૮
ભવજલધિતટ પામવા, ઉત્તમ એહજ આઝ
તે સિદ્ધાચળ વંદીએ, સિદ્ધે સઘળાં કાજ. ૯૯
વિમલેશ્વર સેવન થકી, ઉપજે સિદ્ધિ ઉદાર;
તે સિદ્ધાચળ વંદીએ, પંચમગતિ સુખકાર. ૧૦૦
શ્રી સિદ્ધાચલની સ્પર્શના, કરીને ચરમ જીનેશ;
યોજનગામિની વાણીથી, દીધો છે ઉપદેશ. ૧૦૧

કાર્તિકશુકલ પૂર્ણિમા,-દિન કરશે જે યાત્ર;
અલ્પકાળમાં તે ભવિ, થાશે સદ્ગતિપાત્ર. ૧૦૨
તીર્થેશ્વર દર્શન થકી, નિર્મળ દૃષ્ટિ હોય;
તે સિદ્ધાચળ વંદીએ, અવર નહી જગ કોય. ૧૦૩
અંતરૂશુદ્ધિ બાહ્યથી, નિમિત્ત કારણ ભાળ;
અંતરૂતત્ત્વ વિવર્ણના, કરજે સમજુ ખ્યાલ. ૧૦૪
દ્રવ્ય દુભેદે ભાવથી, સમ્યગ્ ગ્રહી અવબોધ;
તે સિદ્ધાચળ વંદીએ, કરી ચંચલતા રોધ. ૧૦૫
મતિમંદની વર્ણના, તેતો બાળક ચાલ;
બુદ્ધિસાગર વંદતાં, પામે મંગલ માલ. ૧૦૬
સંવત્ ઓગણીસ ઉપરે, બાસઠની શુભ શાલ;
કાર્તિકશુકલ પૂર્ણિમા, સ્તવના પૂર્ણ રસાળ. ૧૦૭
કરી ચોમાસું શાંતિથી, વિજાપુરમાં ખાસ;
સિદ્ધાચળ ગિરિ વંદના,-કરતાં તત્ત્વ પ્રકાશ. ૧૦૮

---

## શ્રીપાર્શ્વનાથ સ્તવનમ્.

( સવૈયા એકત્રીસા )

પાર્શ્વ જીનેશ્વર મંગલકારી, વન્દન હોજો વારંવાર;
તવ સેવન પૂજા ભકિતથી, પામે પ્રાણી ભવનો પાર.
અલખ નિરંજન નિર્ભયદેશી, મંગલમાલાના કરનાર;
જિનપડિમા જિન સરખી ભાખી, ભકિતથી આવે ભવપાર. ૧

ભગવતી રાયપસેણી સૂત્રે, જિનપડિમાવન્દનના પાઠ;
જિનપડિમાપૂજાથી સંવર, સમજી ઠાલી મૂકો ઠાઠ.
સમવસરણમાં જિનવર જેવી, જિનપડિમા વર્તે જયકાર;
વન્દન પૂજન ભકિત કરતાં, પ્રાણી પામે ભવનો પાર. ૨

ધનને માટે કાગળ નોટો, કાઢે છે જેવી સરકાર;
નોટોમાં રૂપૈયા સાચા, જોશો આ જગનો વ્યવહાર.

જિનપડિમા પણ તેવી રીતે, જિનસરખી ભાખી સુખકાર;
વન્દન પૂજન ભકિત કરતાં, પ્રાણી પામે ભવનો પાર. ૩
સમવસરણમાં જિનવર વન્દે, ફળ પામે જે પ્રાણી સાર;
તેવું ફળ પડિમાવન્દનથી, સમજો મનમાં નર ને નાર.
કલિકાલમાં જિનપડિમાનો, સાચો મોટો છે આધાર;
વન્દન પૂજન ભકિત કરતાં, પ્રાણી પામે ભવનો પાર. ૪
સર્પબુદ્ધિથી દોરી હણતાં, પંચેન્દ્રિય હત્યાનું પાપ;
મનપરિણામે ફળ એ જાણો, એવી જિન વચનોની છાપ.
દ્રૌપદીએ જિનપડિમા પૂજી, ધન્ય ધન્ય શ્રાવક અવતાર;
વન્દન પૂજન ભકિત કરતાં, પ્રાણી પામે ભવનો પાર. ૫
સૂત્રોના અક્ષર છે જેવા, તેવી મૂર્તિ છે નિર્ધાર;
અક્ષર પડિમા બે છે સરખાં, સ્થાપક નિક્ષેપો જયકાર.
અરિહન્તના નામે મુકિત, સ્થાપનથી પણ તેવી ધાર;
વન્દન પૂજન ભકિત કરતાં, પ્રાણી પામે ભવનો પાર. ૬
આગમને યુકિતથી સાચો, જિનપડિમા વન્દન આચાર;
શાશ્વત જિનપડિમાના પાઠો, સૂત્રોમાં વર્તે હિતકાર.
જિનપડિમાનું સ્થાપન કરવું, ઉત્સવ તેનો છે ગુણકાર;
વન્દન પૂજન ભક્તિ કરતાં, પ્રાણી પામે ભવનો પાર. ૭
જિનપડિમાથી જિનની યાદી, જિનની યાદી ગુણનું મૂળ;
જિનની સેવા મીઠા મેવા, ભકિતથી ભાગે છે ભૂલ.
બુદ્ધિસાગર સાપેક્ષાથી, સમજી નિશ્ચય ને વ્યવહાર;
વન્દન પૂજન ભકિત કરતાં, પ્રાણી પામે ભવનો પાર. ૮

---

## શ્રીપાર્શ્વનાથસ્તુતિ.
### ( રૂચિરા છંદ. )

પાર્શ્વ જિનેશ્વર વામાનંદન, શરણ સત્ય હારૂં મન કરૂં;
પ્રાણપતિ તું ભવભય ભંજન, અવલંબન હારૂં છે ખરૂં.
તવ નામે ભય સઘળાં નાસે, મંગલમાલા થાય ખરી;
ઋદ્ધિ સિદ્ધિ ઘટમાં પ્રગટે, વંદુ પ્રેમે ભાવ ધરી. ૧

જગ ઉપકારી શિવસુખકારી, વંદે પૂજે ધન્યઘડી;
દુઃખના વારક તારક સાચા, વંદન આવ્યો એક હુડી.
અજ અવિનાશી શિવપુરવાસી, શર્મ વિલાસી દેવ ખરા;
યતિ તતિ પતિનું પૂજન સાચું, ધ્યાને નાસે જન્મ જરા. ૨

સ્હાય કરો સેવકને વ્હાલા, તુજ સેવાથી બાલ તરે;
હૃદયકમળમાં સમરૂં સ્વામી, બાળક તાહરો કર ગરે.
દયાનિધિ એ દયા કરીને, તારો સેવક ટળવળતો;
રાગ દ્વેષ દાવાનળ જોરે, ચતુર્ગતિમાં હું બળતો. ૩

શરણાગતવત્સલ તું સાચો, તવ ભકિતમાં ભાવ ભળે;
તવ ભકિતથી શકિત પ્રગટે, રાગાદિ દોષો સહુ ટળે.
બાળ બાળ હું ત્હારો વ્હાલા, મીઠી સેવા દીલ ખરે;
અનુભવરસમાં રંગાઇને, સેવકસિદ્ધિ શીઘ્રવરે. ૪

સિદ્ધ સનાતન સત્ય સુખંકર, પાયે લાગુ લળીલળી;
તવ દર્શનથી સમકિત શ્રદ્ધા, સુખની આશા સર્વ ફળી.
તવ ગુણ ધ્યાતાં સુખડાં પ્રગટે, કુમતિ કાળાં કર્મ ટળે;
બુદ્ધિસાગર સેવન પૂજન, કરતાં મુકિત સ્હેજ મળે. ૫

---

## શ્રીવીરપ્રભુસ્તુતિ.

( ભુજંગી છંદ. )

નમો વીર વિશ્વેશ દેવાધિદેવા,
સદા તાહરી શીખમાં શર્મ મેવા;
પ્રભુ પાદપદ્મે રહું ભૃંગરૂપે,
પ્રભુ રૂપને હું ચહું છું ઉમંગે. ૧
પ્રભુ તુંહિ સાચો મુદા પાય લાગું,
સદા તાહરા ધ્યાનમાં નિત્ય જાગું;
હણ્યા રાગને દ્વેષ જ્ઞાનેજ ભારી,
સદા શકિત ભારી સ્વભાવેજ ત્હારી. ૨

જગલ્લોકને તારિયા દેશનાથી,
ગણ્યો ભેદ ના તેં પ્રભુરે કશાથી,
અહો તાહરા જ્ઞાનમાં સર્વ ભાસે,
અહો તાહરા ધ્યાનમાં ચિત્ત વાસે. ૩

દિલે વીરની ભકિત લાગીજ સાચી,
રહું વીરની ભકિતમાં નિત્ય રાચી;
પ્રભુભકિતથી શકિત સર્વે પમાતી,
પ્રભુભકિતથી દ્વેષની જાય કાતી. ૪

પ્રભુભકિતથી દુઃખના વૃન્દ જાવે,
પ્રભુભકિતથી સત્ય આનંદ આવે;
પ્રભુજ્ઞાનથી ભકિતમાં ભાવ સારો;
પ્રભુ જ્ઞાન ભકિતથકી દુઃખ આરો. ૫

જિને ભાખીયું તત્ત્વ ચૈતન્ય સારૂં,
સદા શુદ્ધચૈતન્ય છે તેજ મારૂં,
ચિનાનન્દરૂપે પ્રભુ તું સુહાયો,
લહી તાહરો બોધ આનંદ પાયો. ૬

પિતા માતને ભ્રાત ને ઇષ્ટ દેવા,
કરૂં તાહરી પ્રેમથી નિત્ય સેવા;
કહે બુદ્ધિ ધ્યેય ધ્યાને સુહાયો,
પ્રભુ વીરથી વીર્ય સદ્ભાવ પાયો. ૭

---

## પ્રભુ સ્તુતિ.

### ( ભુજંગી છંદ )

અરે દેવના દેવ આનંદ દાતા,
પ્રભુ તું વડો માતને તાત ભ્રાતા;
સદા હસ્ત જોડી પ્રભુ હું નમું છું,
પ્રભુ પાદપદ્મે સદા હું રમું છું. ૧

ધરી ધ્યાનને દોષના વૃન્દ ટાળ્યા,
ધરી ધ્યાનને કર્મના વર્ગ ખાળ્યા;
ધરી ધ્યાનને કેવળજ્ઞાન લીધું,
ધરી ધ્યાનને બ્રહ્મનું દાન દીધું. ૨
ધરી ધ્યાનને સિદ્ધ સૌધે સુહાયા,
ધરી ધ્યાનને મુક્તિના શર્મ પાયા;
ચિદાનન્દરૂપે પ્રભુ તું સુહાયો,
મહાયોગિ તું ચિત્તમાં નિત્ય આયો. ૩
અરૂપી અસંખ્ય પ્રદેશી પ્રમાતા,
પ્રભુ તું સદા તત્ત્વનું દાનદાતા;
તવ ધ્યાનથી ધ્યેયરૂપે પ્રભાસે,
ચિદાનંદની લ્હેરિયો ચિત્ત વાસે. ૪
ચહું ઇશ દેવેશ દાતાર સેવા,
અમારે સદા મોક્ષના એજ મેવા;
પ્રભુધ્યાનથી પ્રેમનો ભેદ પાયો,
પ્રભુપ્રેમથી સત્ય આનંદ આયો. ૫
સદા સેવના દેવ ત્હારી ભલી છે,
પ્રભુપ્રેમમાં ચિત્તવૃત્તિ હળી છે;
પ્રભુપ્રેમમાં બુદ્ધિ નિધિ વિરમું છું,
સદા હસ્ત જોડી પ્રભુ હું નમું છું. ૬

---

## મલ્લિજિન સ્તુતિ.

( ગઝલ. )

મલ્લિજિન દેવના દેવા, ભલી છે સત્ય તુજ સેવા;
તમારા રૂપમાં રાચું, સદા છે રૂપ તુજ સાચું. ૧
અહો ઇશ દેવ તું પ્યારો, જગતમાં સત્ય તું સારો;
તમારી ભક્તિમાં ભળશું, તમારી ભક્તિમાં હળશું. ૨

તમારી તેજ મારી છે, હૃદયમાં વાત ધારી છે;
તમારી ભક્તિ છે પ્યારી, અખંડાનંદ ગુણક્યારી. ૩
પ્રભુ તવ બાળ છે છોટો, કરોને રહેમથી મોટો;
કપટના ફંદને કાપો, સદા સુખ, સિદ્ધનાં આપો. ૪
પ્રભુની ભક્તિથી શક્તિ, પ્રગટતી આત્મની વ્યક્તિ;
પ્રભુને વંદતાં શાન્તિ, પ્રભુને વંદતાં કાંતિ. ૫
પ્રભુજી રહેમના દરિયા, પ્રભુજી જ્ઞાનથી ભરિયા;
સેવકનાં કષ્ટ કાપોને, સેવકને સુખ આપોને. ૬
પ્રભુના ધ્યાનથી તરશું, અનંતાં સિદ્ધ સુખ વરશું;
બુદ્ધયબ્ધિ બાળને તારો, હૃદયની અર્જ અવધારો. ૭

---

## ઇશ્વરસ્તુતિ.

### ( હરિગીત. )

જય સત્ય ઇશ્વિર વિશ્વવત્સલ સત્ય જ્યોતિ સુખકરા,
શક્તિ અનંતિ વ્યક્તિમય તું પાપ ટાળે દુ:ખહરા;
જ્ઞાનથી તું જ્ઞેયનો ભાસક પ્રભો છે સર્વદા,
નતસુરા સુર વજ્રિ પદકજ વંદું છું વીરજિન સદા. ૧
જય વિશ્વપૂજિત વિશ્વ તારક ધર્મધારક દેવ છે,
જય સત્યજ્ઞાની પરમયોગી શુદ્ધ ત્હારી સેવ છે;
હે દેવના પણ દેવ વ્હેલા દયા કરી ઉગારજો,
સમ્યકત્વ સ્થિરતા શીઘ્ર આપી બાળને ઝટ તારજો. ૨
મન રાગને દ્વેષજ સદા સંસારનું તો મૂળ છે,
જિનતત્વને જાણ્યા વિના તો જાણવું તે ધૂળ છે.
સહુદોષનાં તો મૂળ નાસે જ્ઞાન એવું આપજો,
નિજબાળને પ્રેમે કરીને ધર્મમાં સ્થિર થાપજો. ૩
હે પરમ કરૂણાવંત વ્હાલા, ધ્યાન ત્હારૂં સાર છે,
પરમાત્મવ્યક્તિ પરમવ્યક્તિ ભોગી તું નિર્ધાર છે.

નિજદીલમાં તું આવતો, પ્રગટાવતો સુખ લ્હેરિયો,
પરાપશ્યંતી ગાનમાં ધ્રૂજાવતો મહાવૈરિયો. ૪

આધાર મારે સત્ય તુંહિજ દોષની પોઠો હરે,
મહાવીરજિનવરચરણસેવક ભવાબ્ધિ ક્ષણુમાંહી તરે;
ત્રિશલાતનય સિદ્ધાર્થરાજાકુળદીપક ઈશ છે,
બુદ્ધયબ્ધિ સેવક તારશો આધાર વિશ્વાવીશ છે. ૫

---

## શ્રીવીરજિનદર્શનસ્તવનમ્.

( પ્રભુપડિમા પૂજીને પોસહ કરીએરે–એ રાગ. )

જિનવર વીર પ્રભુનાં દર્શન કીજેરે,
ત્યાગીને દુઃખદાયી સંસારને;
બારવર્ષ નિઃસંગે ચેતન ધ્યાયોરે,
ધ્યાનથકી સફલ કર્યો અવતારને,
સમતાએ તજીયા મોહવિકારને;
ધર્મ ક્ષમા ધરીને તજીયા બારને,
ધન્યધન્યરે વીરપ્રભુઅણુગારને.
સમજીને ચેતન !! શિક્ષા ધારને સમતા૦ ૧

ગુણુસ્થાનક સોપાને ધ્યાને ચઢીયારે,
મુક્તિના મહેલેરે પ્રભુજી વિરાજીયા;
કર્મકટકસંહારી જિનપદ લીધુંરે,
લોકાંતે સિદ્ધ થઈને ગાજીયા. સમતા૦ ૨

ક્ષાયિકભાવે નવઋદ્ધિના, ભોગીરે,
ઉપયોગી સમયેસમયે સર્વના;
રૂપારૂપી સહજ સ્વરૂપી યોગીરે,
ભાવથકી મહાવીરરે વર્તે ગર્વ ના. સમતા૦ ૩

કૃપાકરીને ધ્યાને દીલમાં આવોરે,
વિષયાદિકવૈરી શીઘ્ર નિવારજો;
ગાંડો પણ આ બાળ તમારો જાણીરે,
ભવસાગરની પારે પ્રભુજી ઉતારજો. સમતા૦ ૪
બાળ તમારો કહીને પ્રભુ બોલાવોરે,
વ્હાલાવીર !! સેવકવ્હારે આવજો;
જિનવર દર્શન સ્પર્શન કરવા રસીયોરે,
અંતરૂના સ્વામીરે કરૂણા લાવજો. સમતા૦ ૫
મ્હારો કહી બોલાવો હસ્તગ્રહીનેરે,
સેવકને તારેરે શોભા આપની,
બુદ્ધિસાગર વીરજિનેશ્વર તારોરે,
ભક્તિ એક સાચીરે, વીર માબાપની. સમતા૦ ૬

---

## શ્રીવીરપ્રભુસ્તવનમ્.

( નદી જમુનાકે તીર ઉડે દોય પંખીઆં-એ રાગ )

વર્ધમાન જિનરાજ કૃપાળુ તારજો,
શરણાગત વીતરાગ સેવકને ઉદ્ધારજો;
સત્તાએ છું સરખો અનાદિ કાળથી,
વ્યક્તિથી નહિ શુદ્ધ બહિરાતમ ચાળથી. વર્ધમાન૦ ૧
શુદ્ધ રમણતા ધ્યાનથી સિદ્ધપ્રભુ થયે,
પરપુદ્ગલના રાગથી સેવક ભવ ર ;
ક્ષાયિકભાવે નિશ્ચય મંગલ તેં વર્યું,
ભાવમંગળ પદ જાણ્યું મેં ન અનુસર્યું. વર્ધમાન૦ ૨
આવિર્ભાવે ઋદ્ધિ થઇ તુજ શાશ્વતી;
કેવલજ્ઞાને સત્યવચનની ભગવતી;
વીર્યશક્તિ ઉપયોગ ચરણમાં લીનતા,
તુજસેવનથી ગુણગણની હોય પીનતા વર્ધમાન૦ ૩

અનુભવ દર્શન સ્પર્શન જો દીલ થાય છે,
ત્યારે વીરપણું ઝટ મન પરખાય છે;
અંતર્યામી દેવ સેવ છે ધ્યાનમાં,
પરમાતમની સેવ ધરી છે જ્ઞાનમાં. વર્ધમાન૦ ૪

આતમનો ઉપયોગ શુદ્ધ મુજ જાગશે,
મિથ્યાપરિણતિ દુષ્ટા તદા દૂર ભાગશે;
ઉપશમાદિક ભાવ વીરતા આવશે,
બુદ્ધિસાગર જીતનગારાં વાગશે. વર્ધમાન૦ ૫

---

## શ્રીસીમંધરસ્તવનમ્

( શ્રીગે સિદ્ધાચલ ભેટવા.–એ રાગ.

શ્રી સીમંધર વંદના, ભવનાં દુઃખ હર્તા;
મહાવિદેહવાસી પ્રભુ, શાશ્વત સુખ કર્તા. શ્રી સીમંધર૦ ૧

લઘુતા એકતા લીનતા, તુજ ધ્યાને થાવે;
અનુભવ મંદિર દિનમણિ, પ્રભુ તું પ્રકટાવે. શ્રી સીમંધર૦ ૨

નિશ્ચય ને વ્યવહારથી, શરણું એક તારૂં;
હું તું ભેદ મટાવવા, પ્રભુ ધ્યાન છે સારૂં. શ્રી સીમંધર૦ ૩

ક્ષેત્રભેદના વિરહને, તવ ઉપયોગ ટાળે;
તુજ ભક્તિમાં મુક્તિ છે, મોહનું જોર ગાળે. શ્રી સીમંધર૦ ૪

આડા જલધિ ગિરિભેદીને, તુજ દર્શન કરશું;
બુદ્ધિસાગર પ્રભુ મળે, એક ઠામે ઠરશું. શ્રી સીમંધર૦ ૫

---

## શ્રીસીમંધરસ્તવનમ્.

( રાગ ઉપરનો. )

શ્રી સીમંધર સ્વામીનું, શરણું એક સાચું;
પ્રેમીમાં પ્રેમી પ્રભુ, તવ વણ સહુ કાચું. શ્રી સીમંધર૦ ૧
સ્મરણ મનન એકતાનતા, કરતાં એક તારી;
ભક્તિથી ભાગે આંતરો, શુદ્ધ ચારિત્ર ધારી. શ્રી સીમંધર૦ ૨
મારા મનમાં તું એક છે, પૂર્ણાનંદવિલાસી;
બુદ્ધિસાગર વંદના, કરતાં સુખવાસી. શ્રી સીમંધર૦ ૩

---

## શ્રીસિદ્ધાચલસ્તવનમ્.

( થાંપરવારી સાહિબા કાબીલ મત જાજો-એ રાગ. )

આદીશ્વર અરિહંતજી, સુખના છો દરિયા;
વિમલાચલવાસી પ્રભુ, રત્નત્રયી ભરિયા. આ૦ ૧
આદીશ્વરના ધ્યાનથી, ઘટ આનંદ આવ્યો;
પ્રભુ ગુણમાં લીનતા થતાં, એકરૂપ સુહાયો. આ૦ ૨
અનુભવ અમૃતપાનમાં, ચેતન સુખ ભોગી;
નિર્મલ શુદ્ધસ્વભાવનો, યોગ સાધે યોગી. આ૦ ૩
ભક્તિ ક્રિયા ને જ્ઞાનથી, વિમલાચલ યાત્ર;
કરશે તે જન થાવશે, પરમાનંદ પાત્ર. આ૦ ૪
ગુણસ્થાનક પગથાલીયે, ચઢી જિનવર ભેટું;
શુકલધ્યાનની દૃષ્ટિથી, દેખતા નહિ છેટું. આ૦ ૫
નિજદૃષ્ટિ નિજમાં ભળી, વિમલાચલ ફરશી,
શત્રુ સહુ પાછા ફર્યા, દેખી જ્ઞાનની બરશી. આ૦ ૬
અસંખ્યપ્રદેશી ચેતન, થયો શકિત વિલાસી;
ઉત્કટ વીર્ય પ્રધ્યાનથી, વિમલાચલ વાસી. આ૦ ૭
એકમેક પ્રભુ ભેટતાં, એકરૂપ સુહાયા;
સાદિ અનંતિસ્થિતિથી, ક્ષાયિક ગુણ પાયા. આ૦ ૮

શુદ્ધપરિણુતિ ભક્તિથી, થયા સિદ્ધ અનંતા;
વિમલાચલ મહિમા ઘણો, પાપી પ્રાણી તરંતા. આ૦ ૯
સિદ્ધાચલ શિખરે ચડો, ચેતન ગુણુ પ્યારા;
આદીશ્વર ભેટી ભલા, અન્તરૂથી ન ન્યારા. આ૦ ૧૦
શરણું સિદ્ધાચલનું કર્યું, તેનો વિશ્વાસી;
બુદ્ધિસાગર ભેટતાં, જ્યોતિર્જ્યોત પ્રકાશી. આ૦ ૧૧

---

## શ્રીસિદ્ધાચલસ્તવનમ્.

શ્રીસિદ્ધાચલ ભેટીએ, ભવભય દુઃખ હરવા;
આધિ વ્યાધિ ઉપાધિનાં,–દુઃખ સઘળાં હરવા. શ્રી૦ ૧
સકળતીર્થશિરોમણિ, વિમલાચલ ધારો;
શત્રુંજયને ભેટતાં, આવે ભવદુઃખ આરો. શ્રી૦ ૨
અસંખ્યયોગે સેવીએ, જ્ઞાન ધ્યાનમા રાચી;
સમ્યગ્દૃષ્ટિ જીવડા, રહે તીર્થમાં માચી. શ્રી૦ ૩
શત્રુંજયગિરિદર્શને, સત્ય આનંદ ઘટમાં;
ચિંતામણિ હસ્તે ચઢયો, પડો શું ખટપટમાં. શ્રી૦ ૪
ત્રણપન્થથી ચઢાય છે, બીજા કેઇક પન્થ;
આદીશ્વર પ્રભુ ભેટીએ, લોકોત્તર નિર્ગ્રન્થ. શ્રી૦ ૫
ગિરિપર ચઢીએ પ્રેમથી, ઇર્યાસમિતિ સંભારી;
હળવેહળવે ચાલીએ, મૌનવ્રતને ધારી. શ્રી૦ ૬
આડું અવળું ન જોઇએ, ચાલો શકત્યનુસારે;
થાકતાં વિશ્રામ લેઇને, આગે ચઢીએ વિચારે. શ્રી૦ ૭
અપ્રમત્તપન્થ સંચરી, પેસો જિનવરદ્વારે;
દર્શન કરીએ દેવનું, ભવપાર ઉતારે. શ્રી૦ ૮
ભક્તિ ક્રિયા જ્ઞાન પંથથી, વિમલાચલ ચઢીએ;
અનુભવ સાથીના સ્હાયથી, મોહમલ્લથી લઢીએ. શ્રી૦ ૯

દર્શન દીઠે દેવનું, જ્યોતિ જ્યોતમાં મળીએ;
બુદ્ધિસાગર તીર્થના,-દર્શનમાં હળીએ. શ્રી૦ ૧૦

## શ્રીપદ્મપ્રભુસ્તવનમ્.

પદ્મપ્રભુ જિન અંતરજામી, જગજીવન જગરાજ;
પુરૂષોત્તમ પરમાતમ સ્વામી, નિરખ્યા નયણે આજ,
હઈડે હું હરખ્યો રે, ગિરૂઆના ગુણે કરી;
કરજોડ જોડીરે વંદુ હું હર્ષ ધરી (એ ટેક) ૧
સ્વર્ગ થકી ચવી માત કુખે જબ, આવે શ્રી જિનરાય;
તબ ચોસઠ સુરપતિ હરખીને, પ્રણમે પ્રભુજી પાય;
હરખે નિજ માતારે અતિશય ભક્તિ કરી. કરજોડ૦ ૨
જિનપતિ જન્મોચ્છવને કાળે, પ્રભુને સુરગિરિ લેઈ,
એકક્રોડ સાઠલાખ કળશ ભરી, ન્હવણ કરે સુર કેઇ;
કર્મમેલ ટાળેરે, દુઃખ જેમ નાવે ફરી. કરજોડ૦ ૩
જિનવર જનનીપાસે મૂકી, નંદીશ્વર સુર જાય,
જન્મકલ્યાણક અતિશય યોગે, અજવાળું નરકે થાય;
દેવ એવા દેખુંરે, હોય ભાગ્યદશા ખરી. કરજોડ૦ ૪
લાડ લડાવે માતા પ્રેમે, મોટા જિનવર થાય;
ભોગ રોગ ત્યજી, નિજ આતમ, જળ પંકજને ન્યાય,
દીક્ષાકાળે આવેરે, લોકાંતિક હર્ષધરી કરજોડ૦ ૫
દીક્ષા ગ્રહી નિઃસંગી જગ ધણી, મહીતળમાં વિચરંત,
કર્મ ખપાવી કેવળ પામ્યા, સમવસરણ વિરચંત;
દેવક્રોડાક્રોડીરે, સાથ લઈ આવે હરિ. કરજોડ૦ ૬
ચાર મુખે બાર પર્ષદા આગે, રૂડી દેશના દેઈ;
કર્મહઠાવી શિવપુર પહોચ્યા, પરમાતમ પદ લેઈ,
ગામ આજોલેરે નિરખંતાં નૈનાં ઠરી;
બુદ્ધિસાગર વંદેરે, શાશ્વતસિદ્ધિ વરી. કરજોડ૦ ૭

## શ્રીમલ્લિનાથસ્તવનમ્.

(વિમલાચલનાવાસી મારાવ્હાલા–એરાગ)

પ્રભુ મલ્લિજીનેશ્વર પાય નમું, નિત્ય પાય નમું પાય નમું;
પ્રભુ આણધરૂ શિર પ્રેમે સદા, બહુ દુઃખ વમું દુઃખ વમું,
હરિહર બ્રહ્મા વિષ્ણુ તું છે, રામ અને રહેમાન;
ખુદા સ્વયંભૂ જગન્નાથ તું, ત્રણભુવન ભગવાન. જી૦ ૧
અઢાર દોષો નાશ કરીને, પામ્યા કેવલજ્ઞાન;
ત્રણભુવનનો તારક વ્હાલા, સિદ્ધ બુદ્ધ સુલતાન. જી૦ ૨
ભવદુઃખભંજન અલખનિરંજન, અડવડીયાં આધાર;
સાચું શરણું ગ્રહ્યું તમારૂં, તાર તાર મુજ તાર. જી૦ ૩
મોડા વહેલા પણ તુમ તારક, હવે કરો શીદ વાર;
તુમ હિ ત્રાતા માતા ભ્રાતા, કરશો સેવકનો ઉદ્ધાર. જી૦ ૪
જે જે મારા મનમાં તે તે, જાણો દિનદયાલ;
બુદ્ધિસાગર વંદે નિશદિન, કરશો સેવકની સંભાલ જી૦ ૫

---

## શ્રીમલ્લિનાથસ્તવનમ્.

મલ્લિજીનેશ્વરચરણમાં, નિત્ય શીર્ષ નમાવું;
વિનય ભક્તિ શ્રદ્ધાથકી, ચિત્ત પંકજ ધ્યાવું. મલ્લિ૦ ૧
યથાપ્રવૃત્તિ કરણમાં, વીત્યો કાળ અનાદિ;
તોપણ પાર ન આવીયો, ટળી આધિ ન વ્યાધિ. મ૦ ૨
અપૂર્વકરણમાં આવીને, અનિવૃત્તિ ગ્રહાયું;
સમ્યક્ પ્રભુ ગુણ દર્શને, શુદ્ધરૂપ જણાયું. મ૦ ૩
દર્શન ચારિત્રમોહનો, નાશ થાતાં પ્રભુતા;
કેવલજ્ઞાને જ્ઞેયની, ભાસનમાં વિભુતા. મ૦ ૪
ક્ષાયિક નવ લબ્ધિ જગે, પૂર્ણાનન્દ વિકાસે,
સિદ્ધ બુદ્ધ પરમાતમા, જ્યોતિ પરમ પ્રકાશે મ૦ ૫
નિજદૃષ્ટિ નિજ દેખતાં, મલ્લિજીનવર મળીયા;
બુદ્ધિસાગર ભક્તિથી, મ્હારા મનોરથ ફળીયા. મ૦ ૬

---

## શ્રીસંખેશ્વરપાર્શ્વનાથસ્તવનમ્.

સંખેશ્વર પાર્શ્વનાથજી, વિઘ્નવૃન્દ નિવારે;
ધરણેન્દ્ર પદ્માવતી, વંછિત સહુ સારે. સંખે૦ ૧
અશ્વસેનકુલ દિનમણિ, વામાનન્દન પ્યારા;
ક્ષાયિક નવ લબ્ધિ ધણી, સિદ્ધબુદ્ધાવતારા. સંખે૦ ૨
અજરામર અરિહંત છો, ચિદાનંદ વિલાસી;
અજરામર નિર્મળ પ્રભુ, શુદ્ધ તત્ત્વ પ્રકાશી. સંખે૦ ૩
ઉત્પત્તિ વ્યય ધ્રુવતા, સમયે સમયે ભોગી;
સાદિ અનંતુ પદ વર્યું, ક્ષાયિક ગુણ યોગી. સંખે૦ ૪
પુરૂષોત્તમ સર્વજ્ઞ છો, શુદ્ધચૈતન્ય ધારી;
અષ્ટસિદ્ધિ સુખઋદ્ધિનો, દાતા જયકારી. સંખે૦ ૫
ચિંતામણિ તુજ મંત્રથી, પામી મંગલ માલા;
બુદ્ધિસાગર પૂજતાં, લીલા લ્હેર વિશાલા. સંખે૦ ૬

---

## શ્રીમહાવીરસ્તવનમ્.

તારહો તાર મહાવીર જગદિનમણિ,
ભકતને એક શરણું તમારૂં;
અકલ નિર્ભય પ્રભુ શુદ્ધ સ્વામી વિભુ,
શરણથી શુદ્ધવ્યકિત સમારૂ. તારહો૦ ૧
નિત્ય નિરંજન ધર્મ સ્યાદ્વાદમય,
શુદ્ધવ્યકિત અસંખ્યપ્રદેશી;
જ્ઞાનથી જાણુતા દર્શને દેખતા,
શુદ્ધ પર્યાયમય ને અલેશી. તારહો૦ ૨
છતિપણે કેવલજ્ઞાનના પર્યવા,
સમયમાં જાણુતા તે અનંતા;
તેથી પણ જાણુતા અનંત સામર્થ્યના;-
જ્ઞાનને જ્ઞેયરૂપે સુહંતા. તારહો૦ ૩

પરમ ઇશ્વર સદા ઋદ્ધિ ક્ષાયિકધણી,
પૌદ્ગલિક ભાવથી દેવ ન્યારો;
શર્મ અનંતનો ભોગ તું ભોગવે,
પૂજ્ય તું પ્રાણથી મુજ પ્યારો. તારજો૦ ૪
દ્રવ્યને ભાવથી શરણ છે તાહરૂં,
શુદ્ધ ઉપયોગમાં તું પ્રભાસે;
બુદ્ધિસાગર પ્રભો તારશો બાપજી,
ધ્યાનના યોગમાં દેવ પાસે. તારજો૦ ૫

---

## સંખેશ્વર પાર્શ્વનાથ સ્તવનમ્.

પાર્શ્વ સંખેશ્વરા જગતમાં જયકરા,
જ્ઞાનને જ્ઞેયરૂપે સુહાયા;
સર્વ જડવસ્તુથી ભિન્ન તું છે પ્રભુ,
જાતિ ભાતિ નહિ લિંગ કાયા. પાર્શ્વ૦ ૧
શકિત અનંત આધાર તું દેવ છે;
એક સમયે સકલગુણ ભોગી,
લબ્ધિ ક્ષાયિક નવ સાધનંતિપણે;
શુદ્ધ રત્નત્રયિ ગુણયોગી. પાર્શ્વ૦ ૨
શુદ્ધ શકિતમયી અલખ અરિહંત તું,
દેવનો દેવ તું ધર્મધોરી,
અચલ નિર્મલ વિભુ વ્યાપ્યને વ્યાપક;
શુદ્ધ ઉપયોગમાં તું વસ્યોરી. પાર્શ્વ૦ ૩
તારજો નાથજી બિરૂદ નિજ રાખશો;
શુદ્ધ વ્યકિતપણે શીઘ્ર થાપો,
બુદ્ધિસાગર પ્રભુ શુદ્ધ ઉપયોગમાં;
ધર્મ સ્યાદ્વાદમય શીઘ્ર આપો. પાર્શ્વ૦ ૪

---

## અજીત જિન સ્તુતિ.

( ઓધવજી સન્દેશો કહેજો શ્યામને-એ રાગ. )

અજીત જિનેશ્વર અજરામર અરિહન્ત છો;
બ્રહ્મા વિષ્ણુ પરમેશ્વર મહાદેવજો;
સહજસ્વરૂપી ક્ષાયિક નવલબ્ધિ ધણી;
દ્રવ્ય ભાવથી નમું કરૂં હું સેવજો. આજત૦ ૨

એકસમયમાં જાણો દેખો સર્વને;
સમયાન્તર જાણો દેખો પણ પક્ષજો,
કેવલજ્ઞાને જાણો લોકાલોકને;
નયપક્ષોના લક્ષે વાદ ન દક્ષજો. અજિત૦ ૩

અસંખ્યપ્રદેશી આત્મપ્રભુ છો દિનમણિ;
પ્રતિ પ્રદેશે અનન્તગુણ નિર્ધારજો,
તિરોભાવના નાસે આવિર્ભાવતા;
શોભે ચેતન શુદ્ધ સ્વરૂપાધારજો. અજિત૦ ૩

સહજ શુદ્ધપર્યાયે સિદ્ધપણું ભલું;
શબ્દાદિકનયથી ચેતનતા શુદ્ધજો,
નિઃસંગી નિરાગી નિર્ભય નિત્ય છો;
પરમબ્રહ્મ વિમલેશ્વર નિશ્ચય બુદ્ધજો. અજિત૦ ૪

સાદિ અનંતિ સ્થિતિ શુદ્ધ સ્વભાવથી;
અમૂર્તવ્યકિત અગુરૂલઘુતા સારજો,
બુદ્ધિસાગર અજિતજિનેશ્વર સેવના;
અનન્તગુણપર્યાયતણા આધારજો. અજિત૦ ૫

## મુનિસુવ્રત સ્તવન.

( શ્રી શ્રેયાંસજિન અન્તરયામી—એ રાગ )

મુનિસુવ્રત જિનરાજ મહેશ્વર, દર્શન શિવસુખકારીરે;
દર્શનસ્પર્શન અનુભવ થાતાં, મંગલપદ તૈયારીરે. મુનિ૦ ૧
લૌકિક લોકોત્તર બે ભેદે, દ્રવ્ય ભાવ બે ભેદેરે;
નિશ્ચયને વ્યવહારે દર્શન, જાણે તે નિજ વેદેરે. મુનિ૦ ૨
દર્શન દ્રષ્ટા દશ્ય ત્રિપુટી, એકમેકરૂપ થાવેરે;
ષટ્કારક પરિણમતાં સવળાં, ભય ચંચળતા જાવેરે. મુનિ૦ ૩
સારભૂતપુદ્ગલથી ન્યારો, એકરૂપ સ્થિરયોગીરે;
અચલ મહોદય ક્ષાયિક નવગુણ,-લબ્ધિ તણોછે ભોગીરે. મુનિ૦ ૪
સ્યાદ્વાદદર્શન પામીને, અનહદ આનંદ પાવેરે;
નિર્વિકલ્પ દશાએ દર્શન, લોકોત્તરનું થાવેરે. મુનિ૦ ૫
જિનવર દર્શન દીઠું ઘટમાં, સ્થિરતામાં પ્રભુ મળીયારે;
પરઆલંબન ચેતન હેતે, નિજભાવે ગુણ ફળીયારે. મુનિ૦ ૬
ષડ્દર્શનના ભેદ ટળ્યા સહુ, જિનદર્શન અવધારીરે;
બુદ્ધિસાગર સુખમાં મ્હાલે, દર્શનની બલિહારીરે. મુનિ૦ ૭

---

## સીમંધર સ્તવન.

( નદી યમુનાકે તીરે ઉડે દોય પંખીડાં—એ રાગ. )

સીમંધર જિનરાજ કૃપાળુ તારજો,
જન્મજરાના દુઃખથી પ્રભુજી ઉગારજો;
વિદ્યમાન પ્રભુ વાત હૃદયની જાણતા,
સાચા સ્વામી સુખકર વિનતિ માનતા. ૧
કાલ અનાદિ મોહવશે બહુ દુઃખ લહ્યાં,
ચાર ગતિનાં દુઃખ વિચિત્ર સહુ સહ્યાં;

મોહવશે ધામધૂમમાં ધર્મપણું થયું,
શુદ્ધસ્વરૂપ સ્યાદ્વાદ તત્ત્વથી સદ્દહ્યુ. ૨

ગાડરિયા પ્રવાહમાં દૃષ્ટિરાગે રહ્યો,
બાહ્યક્રિયા રૂચિ ધામધૂમમાં હું પડયો,
લોકોત્તર જિનધર્મ પરખીને નવિ લહ્યો;
ગુરૂગમ જ્ઞાન વિના હું ભવોભવ લડથડયો. ૩

પ્રભુ તુજ શાસન, પુણ્યથી પામી મેં જાણિયું,
મિથ્યાદર્શન જોર કુમતિનું વ્યાપિયું;
પરખ્યું સત્ય સ્વરૂપ જિનેશ્વર ધર્મનું,
રહેશે જોર હવે કેમ આઠે કર્મનું. ૪

તુજ કરૂણા એક શરણ સેવકને જાણશો,
જાણી બાળક ત્હારો કરૂણા આણશો,
મ્હારે શરણું એક જિનેશ્વર જગધણી,
તારો કરૂણાવંત મહેશ્વર દિનમણિ. ૫

બુદ્ધિસાગર બાળ તમારો કરગરે,
સાચા સ્વામી પસાયે સેવક સુખવરે;
ઉપાદાનની શુદ્ધિ પ્રભુતા જાગશે,
જિત નગારૂં અનુભવજ્ઞાને વાગશે. ૬

---

## ડભોઈ લોઢણપાર્શ્વનાથ સ્તવન.

( સુમતિનાથ ગુણ શું મલીજી—એ રાગ )

લોઢણ પાર્શ્વ જિનેશ્વર વંદુ, ભાવધરી સુખકારી;
ધરણેન્દ્ર પદ્માવતી સેવે, પાર્શ્વ યક્ષ ગુણકારી.
પ્રભુજી મ્હારા જગમાં તુજ બલિહારી. ૧

મન વચન કાયાથી ભકિત, કરતાં મંગલકારી;
ઋદ્ધિ સિદ્ધિ તુષ્ટિ પુષ્ટિ, અનુભવ સુખ નિર્धારી. પ્રભુ૦ ૨

હરિહર બ્રહ્મા અલખ નિરંજન, વર્તો જગ જયકારી;
પુરિસાદાની પુરૂષોત્તમ તું, જગ જન આનંદકારી. પ્રભુજી૦ ૩
તુજ સેવાથી શિવ સુખ મેવા, ચિંતામણિ હિતકારી;
કામકુંભ શ્રી કલ્પવૃક્ષ તું, પરમાનંદ પદધારી. પ્રભુજી૦ ૪
તુજ સેવામાં નિશદીન રહીશું, પ્રાણજીવન ઉર ધારી;
બુદ્ધિસાગર પ્રેમે ગાવે, લેશો આ વિનતી સ્વીકારી. પ્રભુજી૦ ૫

---

## પ્રભુસ્તુતિ.

( પ્લવંગમ છન્દ. )

નમું નાથ ત્રિભુવન પૂજ્ય પ્રભુ જયકાર છો,
જય દિનમણી દીનદયાલ વિભુ સુખકાર છો;
જય જિનવર શ્રી જગદીશ નિરંજન જગ ધણી,
નમું જિનવર પદકજ પ્રેમ કર્મ હરવા ભણી. ૧
નિરક્ષર અક્ષર અનંત ભદંત વિરાજતા,
પ્રગટાવી કેવલજ્ઞાન જગત્માં છાજતા;
જય અશરણ શરણ અખંડ મહેશ વિલાસી છો,
જય ગુણપર્યાયાધાર !! અજ અવિનાશી છો. ૨
જય અજરામર અરિહંત સ્મરણ શિવ પન્થ છો,
જય શ્રી વીતરાગ મહેશ શ્રુતિ શ્રી ગ્રન્થ છો;
મારે ક્ષણ ક્ષણ પ્રભુ આધાર અન્ય શું જાણવું,
બુદ્ધિસાગર સહજાનન્દ પરમપદ આણવું. ૩

---

## સંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન.

શ્રી સંખેશ્વર પાર્શ્વ પ્રભુ જયકારી, પગ પગ જગજયકારીરે. શ્રી.
ચિંતામણિ તુજ મંત્ર સવાયો, ધારણા ધ્યાનથીજ ધ્યાયો,
ભક્તિ પ્રતાપે દર્શન પાયો, અનુભવ આનન્દ પાયોરે. શ્રી૦ ૧

ધરણેન્દ્રપદ્માવતી દેવી, સાહ્ય કરે જયકારી;
પાર્શ્વયક્ષ બહુ સાહ્ય કરેછે, મંત્રચિંતામણિ ધારીરે. શ્રી० ૨
ઇષ્ટદેવ વામાદેવીના નન્દન, શરણું છે એકલું તમારૂં;
નામમંત્ર તુજ જગમાંહિ મોટો, કામ કરેછે સહુ ધાર્યુંરે. શ્રી० ૩
દર્શન દેઇને આનન્દ આપ્યો, વિઘ્ન હર્યાં બહુભારી;
સાકારને નિરાકાર તુંહિ પ્રભુ, જિનશાસન સુખકારીરે. શ્રી० ૪
પુરિસાદાણી પરમકૃપાલુ, ધ્યાન ધરૂં ઉરધારી;
બુદ્ધિસાગર શાસન દેવો, પગ પગ મંગલકારીરે. શ્રી० ૫

વિ૦ સંવત ૧૯૬૫ વિજયાદશમી. અમદાવાદ.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

## પ્રભુપાર્થના.

### ગઝલ.

નમું પ્યારા પ્રભુ મ્હારા, અનન્તિ શક્તિ આધારા;
બધા બ્રહ્માંડના સ્વામી, અનતુ જ્ઞાન, નિષ્કામી. ૧
વિભુ તું સર્વનો દૃષ્ટા, સહજના ધર્મનો સૃષ્ટા;
હૃદય જાણે સહુ મ્હારૂં, જરા નહિ તુજથી ન્યારૂં. ૨
ગણી બાળક મ્હને ત્હારો, ભવાંભોધિ થકી તારો;
ઉગારો દેવના દેવા, ખરા ભાવે કરૂં સેવા. ૩
કર્યાં મ્હેં પાપ નહિ પારો, ગણે નહિ આવતો આરો;
કરાવે દોષ મન ભારી, બનેલું પૂર્વ સંસ્કારી. ૪
નચાવ્યો નાચતો ભવમાં, ખરે એ કર્મથી દવમાં;
ઉગરવું હાથમાં ત્હારા, સુબુદ્ધિ આપશો પ્યારા. ૫
ખરા ભ્રાતા ખરા દાતા, શરણ સાચું જ તું માતા;
ખરો આશ્રય ગ્રહો વ્હાલા, તજું નહિ વાગતાં ભાલા. ૬
ઉમળકો ભક્તિનો ભારે, ઉઠેલો બુદ્ધિ અનુસારે;
વળુ તેથી વધાવીને, શિરે આજ્ઞા ચઢાવીને. ૭

દહોને સર્વ સંતાપો, ત્વરિત છેદો સહુ પાપો;
કરો નિર્મળ મ્હને નક્કી, ખરૂ આશ્રયતણી વક્કી. ૮
અભયદાની કૃપા યાચું, પ્રભો તુજ ધર્મમાં રાચું;
કહ્યું થોડું બહુ માનો, નથી હું તુજથી છાનો. ૯
ગમે તેવો તમારો છું, ખરા ભાવે ન ન્યારો છું;
વિનંતિ એ પ્રભો ચરણે, ઉગારો આવિયો શરણે. ૧૦
નહીં તારે થશે હાંસી, દઉં શું ?, તારે શાબાશી;
બુદ્ધયબ્ધિ સત્ય ભકિતમાં, પ્રગટશે સર્વ વ્યકિતમાં. ૧૧

ૐ શાન્તિઃ ૩

વિ૦ ૧૯૬૬ મુ૦ સુરત.

---

## વીરપ્રભુસ્તવન.

( વૈકુંઠ મારગ વેગળોરે—એ રાગ. )

વ્હાલા વીર પ્રભુને વિનવુંરે, પ્રેમે પ્રણમું પાય હો લાલ;
મટાડોને મનના આમળારે, સેવક સુખિયો થાય હો લાલ. વ્હાલા૦ ૧
આડું અવળું મનડું આથડેરે, જેમ હરાયું ઢોર હો લાલ;
વાનર પેઠે ભટકે વેગથીરે, કરતું શોરબકોર હો લાલ. વ્હાલા૦ ૨
લાખો લાલચથી લપટાયલુંરે, ઠરે નહિં એક ઠામ હો લાલ,
સમજાવ્યું સમજે નહિ શાસ્ત્રથીરે, કરે નઠારાં કામ હો લાલ. વ્હાલા૦ ૩
આશા ઉંડી અંતર રાખતુંરે, લેશ ન રાખે લાજ હો લાલ;
ડહાપણ દરિયામાંહિ ડબોળતુંરે, કરે ન ધર્મનું કાજ હો લાલ. વ્હાલા૦ ૪
ક્ષણમાં શાણું થઇને શોભતુંરે, ઘડીમાં ગાંડું ગાય હો લાલ,
રાગી દ્વેષી ઘડીમાં ઘણું હુવેરે, લોભે બહુ લપટાયરે હો લાલ. વ્હાલા૦ ૫
સમજાવ્યું સમતા રાખે નહિં રે; ક્ષણમાં છટકી જાય હો લાલ,
શાન્તિ તેથી લેશ ન સંપજે રે; આપોને ઉપાય હો લાલ. વ્હાલા૦ ૬
ગરીબનો બેલી તું ગાજતો રે, રાખો સેવક લાજ હો લાલ;
વ્હાર કરોને વિશ્વંભર વિભુ રે, કરજો સેવક કાજ હો લાલ. વ્હાલા૦ ૭

આપ પ્રભુની મ્હારે ઓથ છે રે, શરણું તું સંસાર હો લાલ,
બુદ્ધિસાગર તારો બાપજીરે, અડવડીઆં આધાર હો લાલ. વ્હાલા૦ ૮

સુરત વિ. સં. ૧૯૬૬

---

## મ્હને હો વીરનું શરણું.

કવ્વાલિ.

જગત્માં સર્વ યોદ્ધામાં, પ્રભુ મહાવીર તું મોટો,
હઠાવ્યો મોહને જલ્દી, મ્હને હો વીરનું શરણું. ૧
અતિ ગંભીરતા ત્હારી, ગમન શાળાવિષે કીધું,
જણાવ્યું નહિ સ્વયં જ્ઞાની, મ્હને હો વીરનું શરણું. ૨
જણાવી માતૃભક્તિ બહુ, અરે જનની ઉદરમાંહિ,
પ્રતિજ્ઞા પ્રેમ જાળવવા, મ્હને હો વીરનું શરણું. ૩
અરે ઓ જ્યેષ્ઠ-બન્ધુની, ખરી દાક્ષિણ્યતા રાખી,
ગુણો ગણતાં લહું નાહ પાર, મ્હને હો વીરનું શરણું. ૪
યશોદા સાથ પરણીને, રહ્યા નિર્લેપ અન્તરથી,
થશે ક્યારે દશા એવી, મ્હને હો વીરનું શરણું. ૫
જગત્ ઉદ્ધાર કરવાને, યતિનો ધર્મ લીધો ત્હેં,
સહ્યા ઉપસર્ગ સમભાવે, મ્હને હો વીરનું શરણું. ૬
અલૌકિક ધ્યાન ત્હેં કીધું, ગયા દોષો થયો નિર્મલ,
થયો સર્વજ્ઞ ઉપકારી, મ્હને હો વીરનું શરણું. ૭
ઘણા ઉપદેશ દીધા ત્હેં, ચતુર્વિધ સંઘને સ્થાપ્યો,
ત્હને મેં ઓળખી લીધો, મ્હને હો વીરનું શરણું. ૮
અનન્તાનન્દ લીધો ત્હેં, જીવન ત્હારૂં વિચારૂં હું,
"બુદ્ધયબ્ધિ" બાળ હું ત્હારો, શરણ ત્હારૂં, શરણ ત્હારૂં. ૯
સં. ૧૯૬૭ વૈશાખ સુદિ ૫ મુંબાઇ, પાંજરાપોળ.

## પ્રભુ વિરહોદગાર.

( શિખરણિ. )

રૂચે ના બીજે તો, પ્રભુ તુજ વિના કોઇ સ્થલમાં;
મતિને આંખો તું, મુજશિર તુંહિ સર્વ તુંહિ છે.
મળો વ્હેલા પ્યારા, તુંહિ તુંહિ સર્વ સમયે.
બધાનો બેલીતું, પ્રભુ ! તુજવિના દુઃખ વસમાં. ૧
નિહાળું આકાશે, તુજ ગુણ સ્મરી પ્રેમમય થૈ;
નિહાળું જો તિર્છું, ઉપવન ગિરિ વૃક્ષ નદીઓ.
સકલમાં શોધું હું, પ્રભુ ! પ્રભુ ! સ્મરી એક દીલથી;
અરૂપી જ્યોતિ તું, સહજ ઉપયોગે દિલધર્યો. ૨
હવેથી ના ચાલે પ્રિયમુજપ્રભો ! એક ઘડીએ;
નિરાગીને સેવી, સહજપદની ઋદ્ધિ વરવી.
અમારા સિદ્ધાંતો, કદિ નહિ ફરે કાર્ય કરશે;
ભલા ભાવે મળવું, નિજવપુ રહ્યો નાથ નિરખી. ૩
ખરી શ્રદ્ધા યોગે, અનુભવ થયો શુદ્ધપ્રભુનો;
થશે ના તું દૂરે, શુભ બળથકી સ્થૈર્ય વધશે.
ટળે કર્મો સર્વે, પ્રભુ મુજ કરે શીઘ્ર ચઢશો;
વહો "બુદ્ધયબ્ધિ"ની હૃદય સ્પુરણા મુકિતપથમાં ૪

ॐ शान्तिः ३

સંવત ૧૯૬૮ ચૈત્ર સુદિ ૯

પાદરા.

---

## પ્રભુનું શરણ.

( કવ્વાલી )

ફકીરી આ અવસ્થામાં, શરણ ત્હારૂં પ્રભો ! મુજને;
ત્વદર્થે સર્વ ત્યાગ્યું મેં, હજી પણ ત્યાગવાનું શું ? ૧

થયો નહિ ત્યાગ જો પૂરો, પ્રભો બતલાવ તે પૂરો:
શરણુ આવ્યો સુધારીને, કરો ઉદ્ધાર સેવકનો. ૨

અકલ મહિમા પ્રભો ત્હારો, કળાતું રૂપ નહિ ત્હારૂં;
ગમે તેવો ગણી ત્હારો, પ્રભુ તું તાર સેવકને.
સકલ જાણો સકલ દેખો, પ્રભો! તુજને ઘણું શું કહું;
પ્રભુતા રાખજે ત્હારી. ગણીને બાળ આ ત્હારો. ૪

ઘણું અકળાય મન મ્હારૂં, પ્રભો! તુજ વિણુ નથી ગમતું;
દઈને કેવળદૃષ્ટિ, બિરૂદ તું રાખ પોતાનું. ૫

હૃદયના ભાવનાપુષ્પે, પ્રભો પૂજું ત્હને પ્રેમે;
અનુભવજ્ઞાનદીપકથી, કરૂં, તુંજ આરતી જ્યાં ત્યાં. ૬

પ્રભો! તુજથી બને ઐક્યજ, સદાની પ્રાર્થના એછે;
બુદ્ધયાબ્ધિ ભાક્તના પંથે, હૃદયથી દેખીશું તુજને. ૭

ॐ शान्तिः ३

વિ૰ સંવત્ ૧૯૬૭ પોષ સુદિ ૧૨ ગુરૂવાર.

---

## પ્રભુપ્રેમદશા.

### હરિગીત.

જ્યાં જ્યાં વિભૂતિ આપની ત્યાં, પ્રાણ મ્હારા પાથરૂં;
તવ નામ પિયૂષ પી ઘણું, આનંદથી હસતો ફરૂં,
તુજ નામને ગાતો ફરૂ, શ્રવણે સુણાવું સર્વને;
તુજ સદ્ગુણો પ્રસરાવવા, જે જે બને તે સૌ કરૂં. ૧

તુજ પ્રેમથી અશ્રૂ ઝરે એ, અશ્રુનો સાગર કરૂં;
એ અશ્રુના સાગરવિષે, ઝીલું ઝીલાવું સર્વને,
તવ તેજના અંબારમાં, દુનિયા સકલ જોતો રહું;
કાયા અને માયા સહુ એ, તેજ જોતાં છે નહીં. ૨

મ્હારૂં હ્રદય સોંપ્યું તને એ,-પ્રેમમાં અર્પણ સહુ,
જ્યાં ભેદનો ખેદજ નથી ત્યાં, ભેદ શાના માનવા;

જે તું અરે તે હું અરે! જે તું નહીં તે હું નહીં,
જે જાતિ તે હું જાતિ છું એ, ઐક્યમાં બીજું નથી. ૩
જે જે ગુણો ત્હારા અરે! મ્હારા અરે! તે તે ગુણો,
ત્હારૂં અને મ્હારૂં ખરૂં તે, ઐક્ય છે એ વસ્તુત:
જે હું અને જે તું અરે! એ વૃત્તિના મધ્યે રહ્યું;
છે શુદ્ધતત્ત્વોપાસનામાં, મસ્ત હું રાચી રહું. ૪
ગંભીર ત્હારા રૂપનો,–પારજ લહું નહિ ધ્યાનમાં;
કથતાં ઘણું બાકી રહે એ, વાતનો સાક્ષી તુંહીં.
ત્હારા વિના ગમતું નથી, મન માનતું નહિ અન્યને;
સહેવાસ નહિ વિયોગનો, ક્ષણ લાખ વર્ષો સમ થયો. ૫
જે દીલમાં આવે અરે! તે, લેખિની લખતી નથી;
શુભ વાણી સહુ કહેતી નથી, એ દીલ જાણે દીલને.
ત્હારા વિના સાક્ષી નથી, ત્હારા વિના રહેવું નથી,
ત્હારા વિના વદવું નથી, ત્હારા વિના જોવું નથી. ૬
ક્ષણ માત્રમાં દિલમાં સ્ફુરે, એ સર્વ ત્હારૂં થઇ રહ્યું;
મ્હારૂં અને ત્હારૂં અરે! એ ભેદ પણ ભૂલી ગયો.
આધેયને આધાર તું, જિનરાજ, ધ્યાને તું રહ્યો;
બુદ્ધયબ્ધિ હર્ષોલ્લાસના, કલ્લોલની ધ્વનિયો કરે. ૭

ॐ शान्तिः ३

વિ૦ સંવત્ ૧૯૬૮ ભાદરવા સુદિ ૧૧ રવિવાર.

---

## પ્રભુ પ્રેમ ખુમારી.

પ્રેમ ખુમારી ઓર પ્રભુ તુજ પ્રેમ ખુમારી ઓર,
ન્યારૂં પ્રેમનું તોર, પ્રભુજી પ્રેમ ખુમારી ઓર.
અટપટો પંથ છે પ્રેમનોરે, ધડ પર શીર્ષ ન હોય;
ખેદ ભેદ ભય જ્યાં નહીં રે, ઉલટી આંખો જોય. પ્રભુ૦ ૧
હું તું ભેદ રહે નહીં રે, જ્યાં સઘળું કુરબાન;
મોહવાસના જ્યાં નહીં રે, લાગી રહે એક તાન. પ્રભુ૦ ૨

પ્રેમ પન્થ ભૂલ્યા પડયા રે, ભટકે દુનિયા લોક;
વિષયોમાં પ્રીતિ ધરી રે, પાડે ખોટી પોક. પ્રભુ૦ ૩
મૃત્યુ ન ભાસે પ્રેમમાંરે, મન આનન્દરસલીન;
સ્વાર્થ મેલ જ્યાં ના જરારે, દુઃખિયો વા નહીં દીન. પ્રભુ૦ ૪
તુંહિ તુંહિ તુંહિ સદારે, ધ્યાતા ધ્યેય તું એક;
પ્રેમ સમાધિ તાનમાંરે, ઔર જાતની ટેક. પ્રભુ૦ ૫
પ્રેમ પ્યાલો પીધા પછી રે, ચઢે ખુમારી ઓર;
ઉતરે નહીં પાછી કદારે, જુદુ તેનું કંઈ તોર. પ્રભુ૦ ૬
પ્રેમ તાન રસિયા સદારે, પ્રભો તુજ સન્તો જેહ;
બુદ્ધિસાગર શિવપુરીરે, પ્રાપ્તિકારણ એહ. પ્રભુ૦ ૭

---

## પ્રિયપ્રભુને મળવાની વિજ્ઞપ્તિ

વ્હાલા પ્રભુ વ્હેલા મળો નિર્ધારી,
લેશો જલદી ઉગારી...................................વ્હાલા.
વિરહ ખમાતો ના હવે ત્હારો, ક્ષણ ક્ષણ છે સ્મૃતિ ત્હારી;
જેવો તેવો પણ દાસ તમારો, ઉદ્ધરશો સુખકારી—વ્હાલા૦ ૧
તુજ વિરહે ક્ષણ લાખો વરસસમ, ચાહુ ન અન્ય મોહારિ;
પ્રાણપ્રભુ વિભુ અન્તર્યામી, અકળકળા છે અપારી—વ્હાલા૦ ૨
દયાસિંધુ કહેવાતો જગમાં, ચઢ હવે મુજ ન્હારી;
દામ ન બેસે સેવક તારે, છે મહિમા તુજ ભારી—વ્હાલા૦ ૩
હું માગું તે મુજને આપો, તેમાં શું બાલહારી;
માગ્યા વણ સહેજે જે આપો, ત્યાંછે શોભા તમારી—વ્હાલા૦ ૪
તુજ વિણ બીજું શું હું ઇચ્છું, તુજ પ્રાપ્તિ સુખકારી;
હું તુંનો જ્યાં ભેદ રહે ના, મળવું એ રીત સારી—વ્હાલા૦ ૫
જ્યારે ત્યારે પણ તું મળવાનો, એકરૂપતા ધારી;
ટળવળાવે કેમ મ્હને તું; મળ પ્રભુ ઝટવારી—વ્હાલા૦ ૬
વ્હેલા મોડાની વાત છોડી દઈ, થા ! ! પ્રત્યક્ષ જીતારિ;
બુદ્ધિસાગર શરણુ તમારૂં, નિશ્ચય કરી તુજ યારી—વ્હાલા૦ ૭

## પ્રભુ ભજનથી શાન્તિ.

પ્રભો !! તુજ ભજન વિના નહીં શાન્તિ,
દેખું સહુ આ ભ્રાન્તિ........................................પ્રભો.
સુખ નહિ સ્વપ્ને દુનિયામાંહિ, મોહે નહીં ઉત્ક્રાન્તિ;
દુનિયા શોધી જ્ઞાની થાક્યા, સુખ નહિ પુદ્ગલ જાતિ....પ્રભો....૧
તુજ ભજનમાં ભાવોલ્લાસે, ભક્તિ, હૃદય ઉભરાતી;
તુજ ભજનમાં અદ્ભુત શક્તિ, પરપરિણતિ દૂર જાતી. પ્રભો....૨
તુજ ભજનથી શ્વાસોચ્છ્વાસે, શાન્ત રહે છે છાતી;
માયાનાં આવરણો ટળતાં, ટળતી માયા કાતી.........પ્રભો....૩
ખાતાં પીતાં હરતાં ફરતાં, શ્વાસોચ્છ્વાસે ભાતિ;
ધૂન ભજનની લાગી પ્રેમે, તુંહિ તુંહિ વિખ્યાતિ....પ્રભો....૪
તું મારામાં હું ત્હારામાં, હું તું એક જ જાતિ;
રોમ રોમ વિલસી તું રહિયો, છાતી મુજ ઉભરાતી. પ્રભો....૫
સર્વજ્ઞેયમાં તુજને થાપી, વૃત્તિ શાન્ત જ થાતી;
હું તુંની સ્ફુરણામાં થાપી, વૃત્તિ કરૂં જ સુહાતી....પ્રભો....૬
કર્તા હર્તા ભોક્તા સાક્ષી,-વૃત્તિ ક્ષણ ક્ષણ ધ્યાતી;
બુદ્ધિસાગર ષટ્કારકમાં, ભંગી અનંતી જણાતી........પ્રભો....૭

ૐ शान्तिः ३

---

## વીર સ્તવન.

સંતસ્નેહી રે વીર જિન ! સાંભરો, તુમ વણ ક્ષણ ન સુહાય રે;
વિરહ તમારો રે મુજ મન સાલતો, ક્ષણ કોટિ યુગ થાય રે. સન્ત૦ ૧
તુમ ગુણ મોહ્યો રે મધુકર માલતી, મુજ મનના વિશ્રામી રે;
તુજ મુજ અન્તર્ પડીયું કર્મથી, ટાળો તે ગુણરામી રે. સન્ત૦ ૨
શરણ તમારૂં રે સાચું આદર્યું, આશ્રય એક તુમ સ્વામી રે;
કેવળજ્ઞાનીની આગળ શું કહું, જાણો સહુનિષ્કામી રે. સન્ત૦ ૩
દુઃષમકાળે રે મારે આશરો, તુજ આગમ સુખકારી રે;
તુજ શાસનમાં રાચું રાગથી, સત્યપણું નિર્ધારી રે. સન્ત૦ ૪

પાત્રપણું મુજ આપો પ્રેમથી, પ્રાણતણા આધારો રે;
બુદ્ધિસાગર શિવસુખ આપશો, પરમ પ્રભુ મુજ પ્યારા રે. સન્ત૦ ૫

સં. ૧૯૬૯ ચૈત્ર વદિ ૨ મુ૦ અમદાવાદ.

---

## સંભવજિનસ્તવન.

સંભવ જિનવર દેવ નિરંજન, નિશદિન તુઝ ગુણ ધ્યાન ધરૂંરી;
દુર્જન લોકો નિન્દે ભાંડે, તેથી મનમાંહી ન ડરૂંરી. સંભવ૦ ૧
ભૂરી અફવા ખૂમ ઉડાડે, દુર્જન લોકો બૂમ કરીરી;
હાથી પાછળ શ્વાન ભસંતાં, સૂરજ સામી ધૂળ ધરીરી. સંભવ૦ ૨
તુજ આણા મુજ શિર વહી છે, પાછો તેથી કદી ન પડુંરી;
પાખંડી પાડો ભલે પોકો, સત્યધર્મના હેત લડુંરી. સંભવ૦ ૩
જિનઆણાથી સાચું કહેવું, શિર જતાં સાચું ન ત્યજુંરી;
અનેકાન્તનય સાપેક્ષાથી, જૈનાગમને નિત્ય ભજુંરી; સંભવ૦ ૪
દુર્જન દાવાનળમાં પાણી, સાચું તારૂં શરણ કર્યુંરી;
બુદ્ધિસાગર સત્ય દિવાકર,-કિરણે તમનું જોર હર્યુંરી. સંભવ૦ ૫

સં. ૧૯૬૯ જ્યેષ્ઠ વદિ ૧૦ મુ૦ અમદાવાદ.

---

## સંભવનાથ સ્તવન.

( વિહરમાન ભગવાન સુણો મુજ વિનતિ-એ રાગ. )

સંભવ જિનવરદેવ નિરંજન ધ્યાઇએ,
શુદ્ધધર્મ નિજ સત્તા રહ્યો ઝટ પાઇએ;
નિશ્ચય દૃષ્ટિ ધરી ચિત્ત પ્રભુગુણ રીઝીએ,
શુદ્ધ સમય નિજ વ્યકતભાવે ઝટ કીજીએ. ૧
શુદ્ધોપયોગે કર્મવિપાકો ઘણાં ટળે,
સંવર ભાવમાં ચેતન ક્ષણ ક્ષણમાં ભળે;
કર્મભોગથી નિર્જરા જ્ઞાનીને હોય છે,
આત્મસ્વભાવે સવળો પરિણામ જોય છે. ૨

જ્ઞાનગર્ભિત વૈરાગ્યથી મોહ હણાય છે,
નિર્ભયતા નિઃસંગતા ચિત્ત સુહાય છે;
મન ચંચળતા નાશથી સ્થિરતા સંપજે,
નિર્લેપીપણું અંતરૂ દૃષ્ટિથી નીપજે. ૩
વાધે કમલની નાળ યથા જલવૃદ્ધિથી,
પારખહે ગુણવૃદ્ધિ તથા નિજશુદ્ધિથી;
પરિષહ પ્રાપ્ત થયે છતે નિર્જરા બહુ થતી,
દુઃખ સમયમાં અન્તર્મુખ થાતી મતિ. ૪
લડતો કર્મની સાથ જ્ઞાની શૂર થઇ ખરે,
દુનિયા દેખે ન ત્યાંય અરે એ શું કરે;
સમભાવે રહી કર્મ શુભાશુભ ભોગવે,
જ્ઞાની કાળ વીતાવે સમ સુખ મહોત્સવે. ૫
પ્રગટાવી નિજ વીર્ય લડે મેદાનમાં,
હણતો મોહનું સૈન્ય રહી નિજ ધ્યાનમાં;
મોહશત્રુના સૈન્યને મૂળથી કાપતો,
અન્તરંગ ઉપયોગ શૂરતા વ્યાપતો. ૬
ઘન ઘાતી હણી કર્મ કેવલ પ્રગટાવતો,
ક્ષાયિકભાવે ચેતન રાજ્યને પાવતો;
બુદ્ધિસાગર જિનવરગુણગણ ધ્યાવતો,
પરમ મહોદય જિનપદ ચિત્ત રમાવતો. ૭

સં. ૧૯૬૯ આષાડ વદિ ૯. મુ૦ અમદાવાદ.

## પ્રભુને.

લગાવ્યો તાર ત્હારાથી, બહિર્ ત્યાગીપણું કીધું;
થયો તન્મય ત્હને ધ્યાવું, સદા એ ચિત્તમાં રૂચે. ૧
શમે ના ઉભરા યાવત્, પ્રગટતી વાસના મનમાં;
નથી તાવત્ પ્રભુને હો, સમર્પણ સર્વનું કીધું. ૨
સદાનો હું પ્રભો! ત્હારો, અહો એ બોલવું સ્હેલું;
પ્રભુના ધર્મમય રહેવું, કઠિન એ કાર્ય છે મોટું. ૩

અમારૂં ચિત્ત ચોટ્યું છે, અમારૂં દીલ લાગ્યું છે;
અહો એ બોલવું સ્હેલું, ઘણું દુર્લભ પરિણમવું. ૪
પ્રભો ! ત્હારા વિના બીજો, નથી મારા હૃદયમાંહી;
હૃદયમાં વાસનાઓ બહુ, નથી બીજો વચન કેવું ? ૫
સકલ સાક્ષી પ્રભો ! ! ! તું છે, અહો એ બોલતા સર્વે;
જગત્ની સાક્ષીની આશા,-અભિપ્રાયે રહે ઇચ્છા. ૬
પ્રભો ! વીતરાગ ! તું સાચો, થતો વીતરાગ ના મનમાં;
થવું વીતરાગ ના સ્હેલું, જવું સામાતટે જેવું. ૭
અકલ આ વિશ્વની લીલા, અકલ લીલા પ્રભો ! ! ! ત્હારી;
પ્રભુની પ્રાપ્તિ માટે તો, પ્રભુનું જ્ઞાન કરવાનું. ૮
જગત્ પડદો ખુલ્યા વિના, સમાતી વાસનાઓ ના;
પ્રભુને પૂર્ણ જાણ્યા વણ, ખરો સંતોષ નહિ મળતો. ૯
પ્રભુની ઓઘથી શ્રદ્ધા, મજા કંઈ અજ્ઞતામાંહી;
મઝા તો પૂર્ણ જ્ઞાને છે, પ્રભુને પારખે દિલમાં. ૧૦
અહો એ બેની વચમાંની, અવસ્થામાં ઠરે ના કો;
બુદ્ધયબ્ધિ દેવની સેવા, ખુમારીમાં નથી બીજું. ૧૧

૧૯૬૯ શ્રાવણ સુદિ ૧૪. મુ૦ અમદાવાદ.

## કરો ઉદ્ધાર અમારો.

કરો ઉદ્ધાર અમારો, પ્રભુજી કરો ઉદ્ધાર અમારો;
મ્હને દયા લાવીને તારો. પ્રભુજી૦ ૧
અનન્તભવની મોહવાસના, લાગી તેહ નિવારો;
ખરા જીગરથી કરૂં વિનંતિ, ટાળો દોષ વિકારો. પ્રભુજી૦ ૨
લાજ લુંટતો મોહ અટારો, રહ્યો નહીં એક આરો;
જે જે કરાવ્યું કહેતાં લાજું, તેને પ્રભો ઝટ મારો. પ્રભુજી૦ ૩
ઘણા વર્ષથી સાધના સાધુ, પણ નહીં આવ્યો પારો;
સાહાય્ય કરો શરણાગત સાહિબ, તું છે મુજ આધારો. પ્રભુજી૦ ૪
દયાસિંધુને કરગરવું શું ? રડવડતો ઉગારો;
બુદ્ધિસાગર પ્રભુકૃપાથી, વાગે જીત નગારો. પ્રભુજી૦ ૫

૧૯૬૯ ભાદ્રપદ સુદિ ૩. મુ૦ અમદાવાદ.

## મહાવીર સ્તવન.

મહાવીર !! તુજ પ્રેમદશા કંઈ ન્યારી,
મરી જીવ્યો બીજીવારી; મહાવીર.
તુજ ઉપર જઉં છું સહુવારી, ખેંચાતું દિલ તુજપર ભારી;
મૂક્યું અન્ય વિસારી,
સ્વાર્પણ સહુ એ તુજને કીધું, પ્રેમાનન્ય વિચારી. મહાવીર૦ ૧
શુદ્ધોપયોગની આરતિ કરૂં હું, મુજ જીવનમાં પ્રેમ ભરૂં હું;
મંગલ દીપ ભાવ ધારી,
શુદ્ધ ચારિત્ર નૈવેદ્ય ધરૂં છું,
હર્ષનો ઘંટ વગાડી. મહાવીર૦ ૨
યાચના કરૂં ના કંઇ તલભારી, પ્રિય તું એક મનમાં ધારી;
ઇચ્છું ન અન્ય મોહારિ;
ભવ મુક્તિ સમભાવે લાગે,
લાગી ખરી તુજ યારી. મહાવીર૦ ૩
હું તું એક રૂપ નિર્ધારી, અદ્વૈતભાવ થયો સુખકારી,
શુદ્ધપ્રેમ એક તારી;
જ્યોતિર્જ્યોત મિલાવી સારી,
ભેદપણું ન લગારી. મહાવીર૦ ૪
દ્રવ્ય ગુણ પર્યાય વિચારી, અનુભવગમ્ય થયો ગુણકારી,
અવઘટ ઘટની બારી;
બુદ્ધિસાગર અલખ નિરંજન, જ્ઞાનાનન્દ વિહારી મહાવીર. ૫

સં. ૧૯૬૯ ભાદ્રપદ વદિ ૧૧. મુ૦ અમદાવાદ.

---

## શ્રી વીરપ્રભુ સ્તવન.

( નિશાની કહા બતાવું રે–એ રાગ. )

પ્રભુ કેવી રીતે ધ્યાવું રે, નિત્ય નિરંજન રૂપ. પ્રભુ૦
શબ્દથકી ધ્યાવું તનેરે, તું નહીં શબ્દ સ્વરૂપ;
રૂપી શબ્દ, અરૂપી તું હિરે, શબ્દથી ન્યારૂં રૂપ. પ્રભુ૦ ૧

ચર્મચક્ષુથી દેખતાંરે, વસ્તુરૂપી નિરખાય;
ઇન્દ્રિયાતીત તું કહ્યોરે, જાણ્યો ન ઇન્દ્રિયે જાય. પ્રભુ૦ ૨
ચંચળ મન અસ્થિર છે રે, અસ્થિરમાં સ્થિર ના ભાસ;
રાગદ્વેષથી ધ્યાવતાંરે, થાય ન શુદ્ધપ્રકાશ. પ્રભુ૦ ૩
દર્પણ સમ મુજ ચિત્તમાંરે, વ્યાપક ક્યાંથી માય;
તુજ સ્વરૂપ થયા વિનારે, અનુભવ ધ્યાને ન થાય. પ્રભુ૦ ૪
જિનરૂપ થઇ જિન ધ્યાવતાંરે, ધ્યાવવું ત્હારૂ થાય;
વીરપ્રભુ દિલ ધ્યાવતાંરે, બુદ્ધિસાગર સુખ પાય. પ્રભુ૦ ૫

સં. ૧૯૬૯ આશ્વિન સુદિ ૯. મુ. અમદાવાદ.

---

## સુવિધિનાથ સ્તવન.

( ઋષભજિનેશ્વર પ્રીતમ માહ્યરોરે-એ રાગ. )

સુવિધિજિનેશ્વર સાહિબ માહ્યરોરે, ક્ષાયિક લબ્ધિ નિધાન,
રૂપારૂપી પરમ પ્રભુ વિભુરે, ચિદાનંદ ભગવાન. સુ૦ ૧
ઇશાનેશ અરિહંત આતમારે, કર્તા હર્તા નાથ;
બ્રહ્માંડેશ અલખ વિષ્ણુ ધણીરે, શુદ્ધાલંબન સાથ. સુ૦ ૨
વિશ્વંભર તમહર દિનકર શશીરે, કેવલજ્ઞાનાધાર;
લોકાલોકના ધારક જ્ઞાનથીરે, લીલા અપરંપાર. સુ૦ ૩
પરમબ્રહ્મ વ્યાપક સર્વત્ર છોરે, કેવલજ્ઞાનાપેક્ષ;
વ્યષ્ટિ સમષ્ટિ તારામાં રહીરે, જ્ઞેયજ્ઞાન સાપેક્ષ. સુ૦ ૪
નિરાકાર અલ્લાને રહિમજીરે, સાકારી મહાદેવ;
બુદ્ધ શુદ્ધ બ્રહ્મા વીતરાગજીરે, સુરનર સારે સેવ. સુ૦ ૫
વ્યક્તિ શક્તિ પર્યાયાધાર છોરે, અવિચલ સુખનો કંદ;
નાગરનટ લીલા કરતા ધણીરે, ટાળ્યા કર્મના ફંદ. સુ૦ ૬
સમતાસાગર ઉજાગરા સદારે, ઝળહળજ્યોતિ રૂપ;
બુદ્ધિસાગર ગુણગણમય ખરોરે, સર્વભુવનનો ભૂપ. સુ૦ ૭

૧૯૭૦ કાર્તિક કૃષ્ણ ૧૧ સોમવાર. મુ૦ પેથાપુર.

---

## • તારંગાતીર્થ સ્તવન.

( ધનાશ્રી. )

તારંગા તીર્થ મઝાનુંરે, આનંદ દે નિધાર. તારંગા૦
અજીતનાથ મહારાજનુંરે, જિન મન્દિર જયકાર;
અજીતનાથ પ્રભુ ભેટીયારે, સુખ સંપત્તિ દાતાર. તારંગા૦ ૧
કુમારપાળે કરાવીયુંરે, પાછળ જીર્ણોદ્ધાર;
સંવત્ સોળની સાલમાંરે, શોભે સુન્દરાકાર તારંગા૦ ૨
સિદ્ધશિલાની ઉપરેરે, એ જિન દેરી સાર;
કોટી શિલાપર દેરી બેરે, શ્વેતાંબર મનોહાર. તારંગા૦ ૩
ધર્મ પાપની બારીએરે, એક દેરી સુખકાર;
જિનપ્રતિમાઓ જિન સમીરે, ભેટી ભાવ વિશાલ. તારંગા૦ ૪
કુદ્રતી ગુફાઓ ભલીરે, તીર્થ પવિત્ર વિચાર;
કોટી મનુષ્યો સિદ્ધિયારે, વન્દુ વાર હજાર. તારંગા૦ ૫
તારંગા મન્દિરનીરે, ઉંચાઈ શ્રીકાર;
દેખી શીર્ષ ધુણાવતારે, યાત્રાળુ નરનાર. તારંગા૦ ૬
ગુર્જરત્રા પાવન કરેરે, તીર્થ વડું ગુણકાર;
બુદ્ધિસાગર તીર્થનીરે, યાત્રા જય જયકાર. તારંગા૦ ૭

૧૯૭૦ ચૈત્ર વદિ ૧ શનિવાર. મુ. તારંગા.

---

## વીરપ્રભુ તારો.

વ્હાલા વેગે આવોરે, દયા દિલે લાવોરે, બીડો મારી ભાંગવા હોજી એ રાગ.

વીરપ્રભુ તારો રે, તારક મને તારોરે, વીર મને તારશો હોજી.
તારો' તારો તારક દીનદયાલ, વીરપ્રભુ–તારક–વીર.

સાખી.

શરણે આવ્યો તાહરે, છે ત્હારો વિશ્વાસ;
બિરૂદ તારક તાહરૂં, તેથી ધરી તવ આશ,
મોહાદિ સંહારો રે, વિકલ્પોને વારો રે. વીર૦ ૧

તપ જપ વ્રત તીર્થો સહુ, તવ આજ્ઞામાં સમાય;
તવ આજ્ઞા સેવ્યાથકી, કર્મ ભર્મ દૂર જાય,
થતા દોષ વારો રે, આજ્ઞાથી ઉદ્ધારો રે. વીર૦ ૨
શું ના કર્મ વડે થયું, થતું થશે નિર્ધાર;
દોષોથી દૂરે કરી, તાર્યા જીવ અપાર,
આવ્યો મારો વારોરે, ભવજલ પાર ઉતારો રે. વીર૦ ૩
શુદ્ધ સનાતન જગ પ્રભુ, તુજને ક્ષણ ક્ષણ ધ્યાઉં;
બુદ્ધિસાગર ભાવથી, લળી લળી વંદી ગાઉં,
ભવોભવ આધારો રે, અન્તર્યામી મ્હારો રે. વીર૦ ૪

મેડમહાદે વિ૦ ૧૯૭૧

---

## મલ્લિનાથ સ્તવન.

કાનુડો ન જાણે મારી પ્રીત-એ રાગ

મલ્લિજિન લાગ્યું તુજગુણ તાન, ધ્યાનથી ચઢી ખુમારીરે. મલ્લિ૦
જ્યાં જ્યાં દેખું ત્યાં તું તું, અન્તરૂમાં વ્હાલા છું તું;
સાંધ્યો પ્રીતતારોતાર, ખરી તુજ લાગી યારી રે. મલ્લિ૦ ૧
ભાન ભૂલાયું ભવનું, દુઃખ નહિ ભવના દવનું;
રસીલા તુજ મસ્તી મસ્તાન, બની પરઆશ નિવારીરે, મલ્લિ૦ ૨
કામણ તેં મુજપર કીધું, મનડાને ચોરી લીધું;
તેથી પડે ન ક્યાંએ ચેંન, ચાતુરી એ તવ ભારી રે. મલ્લિ૦ ૩
પ્રીતિ ન છૂટે પ્રાણે, પ્રીતિનો રસ જે જાણે;
પ્રાણો તુજ પર સહુ કુરબાન, મેળની રીત વિચારી રે. મલ્લિ૦ ૪
મારામાં તુંહિ સમાયો, ત્હારામાં હુંજ સુહાયો;
હું તું સત્તા એક સ્વરૂપ, મેળ એ અન્તર્ ધારી રે. મલ્લિ૦ ૫
જે જે કહું તે જાણે, અન્તરૂમાં ભેદ ન આણે;
યાચ્ચા ઘટે ન મેળ અભેદ,-ભાવમાં સત્ય નિહારી રે. મલ્લિ૦ ૬
હું તુંજ એકસ્વરૂપી, અંતરથી રૂપારૂપી;
અનુભવ આવ્યો એવો બેશ, નિરંજન ભાવ સુધારી રે. મલ્લિ૦ ૭

મેળ અભેદે રહેવું, સાચાભાવે એ કહેવું;
બુદ્ધિસાગર મંગલમાલ, અનુભવ સુખની કયારી રે. મલ્લિ૦ ૮

૧૯૭૧ ચૈત્ર.

## ભોયણી મલ્લિનાથ સ્તવન.

### રાગ પ્રભાતી.

મુજને મળ્યા મલ્લિનાથજી, જ્ઞાન દર્શન ધારી.
શક્તિ અનંતી સાહીબો, ભોકતા નિજગુણુભારી; મુજને ૧
અજરામર અરિહંતજી, લોકાલોક પ્રકાશી;
અલખ અગોચર આત્મતા, વિશ્વાનન્દ વિલાસી. મુજને ૨
દર્શન દીઠાં દીલમાં, જ્યોતિજ્યોત મિલાવી;
સર્વ તેજનું તેજ જે, ચાતુરી થઇ ચાવી. મુજને ૩
પરમ પ્રભુ પરમાતમા, સમતાસાગર સાચા;
અન્તર્યામી અનાદિથી, કોઈ વાતે ન કાચા. મુજને ૪
મેળ મળ્યો મનમાનીતો, બીજું રહ્યું કો ન બાકી;
નિરખંતાં નયનો નયનને, તારોતાર જ્યાં તાકી. મુજને ૫
ભાગી ભાવટ સહુ ભવતણી, ચિદાનન્દ થયો ચાવો;
બુદ્ધિસાગર ભાવથી, ગાયો મેળ વધાવો. મુજને ૬

૧૯૭૧ ચૈત્ર.

## મલ્લિનાથ સ્તવન.

મલ્લિનાથ તવ રૂપમાં, પ્રેમ અવિહડ લાગ્યો;
નામરૂપનિરહંપણે, ભાવ અનુભવ જાગ્યો. મલ્લિ૦ ૧
પ્રેમ ખુમારી અટપટી, લાગે તે જન જાણે;
અનામી પ્રભુ નામને, શુદ્ધ ધ્યાનમાં આણે. મલ્લિ૦ ૨
પ્રેમે મમતા ન પ્રાણુની, શૂન્ય જગ સહુ લાગે;
પ્રેમસમાધિમાં તન્મયે, પ્યારા ઝટપટ જાગે. મલ્લિ૦ ૩
તવ પ્રેમ ખૂબી ઓર છે, મરતાને જીવાડે;
આપોઆપ સ્વરૂપની, જ્યોતિએ તું જગાડે. મલ્લિ૦ ૪

લાગ્યો રંગ જે પ્રેમનો, ત્હારી સાથ ન છૂટે;
પીધો પ્યાલો પ્રેમનો,-ભરી ગુણગણ ઘુંટે. મલ્લિ૦ ૫
રૂપાતીત તવ રૂપમાં, તાન લાગ્યું મઝાનું;
કોટી ઉપાયો કેળવે, રહે નહિં કદી છાનું. મલ્લિ૦ ૬
તવ પ્રીતિના તાનમાં, ભાન ભૂલ્યો પરાયું;
બુદ્ધિસાગર ભક્તિમાં, ચિત્ત પૂર્ણ છવાયું. મલ્લિ૦ ૭

ૐ શાન્તિઃ ૩

મુ૦ ભોંયણી ૧૯૭૧ ચૈત્ર.

## મલ્લિનાથ સ્તવન.

મલ્લિનાથ તવ પ્રીતની,-રીત છે કંઈ ન્યારી;
પ્રાણાર્પણ કરવું પડે, મમતા સર્વ વિસારી. મલ્લિનાથ૦ ૧
મરજીવા થઇ મેળમાં, સાચાભાવે રહેવું;
સાક્ષીભાવે સહુ વિશ્વમાં, રહેવું લેવું ને દેવું. મલ્લિ૦ ૨
સુરતા ધારી પ્રભુ પાસમાં, કર્મે બાહ્યનું કરવું;
પ્રભુના શુદ્ધ સ્વરૂપને, નિત્ય ચિત્તમાં સ્મરવું. મલ્લિ૦ ૩
ચિત્ત રહે પ્રભુ પાસમાં, ચેન લાગે ન જગમાં;
પ્રભુ રૂપ પ્રેમ ખુમારીનું, તાન વહે રગેરગમાં. મલ્લિ૦ ૪
શિર સાટે મેળ મેળવી, ઐક્ય લીનતા ધારી;
બુદ્ધિસાગર ભાવથી, નિશ્ચય દિવ્યાવતારી મલ્લિ૦ ૫

મુ૦ ભોંયણી ૧૯૭૧ ચત્ર.

---

## શ્રી મલ્લિનાથજિન સ્તવનમ્.

પ્યારા મલ્લિ જિનેશ્વર દેવ, સદા સુખ આપશોરે,
વ્હાલા વેગે સાહાય કરીને, દુઃખડાં કાપશોરે-પ્યારા.
સઘળું મારા મનનું જાણો, શું શું કહું પ્રભુ તવ આ ટાણે;
સાચા સેવકને તવ સરીખો, કરીને થાપશોરે. પ્યારા૦ ૧
દુઃખીનાં દુઃખ ચૂરે દેવા, સેવક સારે સાચી સેવા;
અન્તર રાગે ધ્યાતા, ધ્યાનમાં વ્હેલા વ્યાપશોરે. પ્યારા૦ ૨

સાક્ષીભાવે બાહ્યની રહેણી, સાક્ષીભાવે બાહ્યની કહેણી;
તટસ્થે નિર્લેપ કરણી,–કરવી મુજથી એ થશોરે. પ્યારા૦ ૩
હું તું ભેદ જરા ના ભાસે, સત્તાએ પરબ્રહ્મ પ્રકાશે;
આપો નિજગુણ સ્થિરતા, ભેદ પડે ના જ્યાં કશ્યોરે. પ્યારા૦ ૪
સાહાય કરો મુજ ક્ષણ ક્ષણ સ્વામી, કેવળજ્ઞાની નિજગુણ રામી;
ભાવે બુદ્ધિસાગર શિવપદ ઘટમાં છાપશોરે. પ્યારા૦ ૫

મુ૦ બોંયણી ૧૯૭૧ ચૈત્ર.

---

## મલ્લિનાથ સ્તવન.

( કાનુડો ન જાણે મ્હારી પ્રીત–એ રાગ. )

મલ્લિજીન મેળ કરી મહારાજ, કદાપિ ન દૂરે ન થાશોરે. મલ્લિ૦
વ્હેલા વ્હારે મુજ આવો, નયનોથી દૂર ન જાવો;
મ્હારે તુજ વણ નહિ આધાર, હૃદયમાં નિત્ય સુહાશોરે, મલ્લિ૦ ૧
મ્હારે તો મન તુજ મેળાપી, પ્રીતિ તવ મનમાં વ્યાપી;
મારી વિનતડી છે એક, પલક નહીં દૂરે જાશોરે. મલ્લિ૦ ૨
શુભ મર્મ, ત્હારા માથે, મુજને ઝાલીને હાથે;
બુદ્ધિસાગર મંગળ મેલ, કર્યો તે પૂર્ણ વહાશોરે. મલ્લિ૦ ૩

મુ૦ બોંયણી ૧૯૭૧ ચૈત્ર.

---

## શ્રીમલ્લિનાથ પ્રભુ સ્તુતિ.

પ્રભુ મ્હારા પ્યારા રે, જીવનના આધારા રે, મ્હને તારો આશરો હોજી;
મ્હને ત્હારા વિના પલક ના સુહાય. પ્રભુ૦
જ્યાં દેખું, ત્યાં તાહ્યરૂં, રૂપ મ્હને દેખાય;
તવ પ્રીતિના તોરમાં, આનન્દ ઓર જણાય. પ્રભુ૦ ૧
જ્યાં ત્યાં તારી શક્તિની, જોતાં ઝાંખી જણાય;
પૂર્ણ પ્રતીતિ તાહ્યરી, ક્ષણ ક્ષણ ત્હારી સાહાય્ય;
અંતરમાં એક વ્હાલા રે, કરૂં કાલાવાલા રે,
વિનતડી દિલ ધરો હોજી. પ્રભુ૦ ૨

પ્રગટ થઈ પ્રભુજી મને, દુઃખોથી બચાવ ! !;
જાણ્યાને શું જણાવવું, જ્યોતિજ્યોત મિલાવ;
જ્યોતિરૂપ સારા રે, નયનોથી ના ન્યારા રે;
ઝળહળ જ્યોતિ ભાસંતા હોજી. પ્રભુ૦ ૩
અનુભવધ્યાને મેં લહ્યો, પૂર્ણાનન્દનો લેશ;
સત્તાધ્યાને વ્યક્તિનો, રહે ન કિંચિત્ કલેશ;
ત્હારા ગુણ છે મારા રે; મલ્લિપ્રભુ જયકારા રે, ભોયણીમાંહે ધ્યાઇયા હોજી,
બુદ્ધિસાગર ભક્તિ સદા આધાર. પ્રભુ૦ ૪

વિ૦ સં. ૧૯૭૧ મુ૦ ભોયણી ચૈત્ર.

## અર્હં ખુદા.

અર્હં ખુદા તું હૈ બડા, તવ અગ્ર બન્દા હૈ ખડા;
તન શુદ્ધપ્રેમાબ્ધિ રહા, અનુભવ કરે તેરા મહા. ૧
જે જે ક્રિયા જો જો કરૂં, સબ જાનતે હો કયા કહું;
ઉદ્ધાર ! ! ! અધમોદ્ધાર તું, તવ જ્યોતિમેં મિલકર રહું. ૨
તવ આશરા મેરે સદા, વિશ્વાસ્ય તું મેરે ખુદા;
તવ પાર પૂરા ના લહું, અનુભવસમાધિમેં કદા. ૩
ગુલ્તાન હમ તવ ભક્તિમેં, પ્યારા હમેરા તું પ્રભુ;
બુદ્ધયબ્ધિ આશ્રય શરણુમેં, રખના કૃપાલો ! હે વિભુ. ૪

ॐ शान्तिः ३

## મહાવીર પ્રાણાધાર છો.

સહુ ધર્મવીરોમાં વડા, સર્વજ્ઞ ઉપકારી ખરા;
તાર્યા જનો પોતે તર્યા, મહાવીરપ્રાણાધાર છો. ૧
ભારતવિષે ભાનુ સમા, ત્હારા સમો કોઈ નહીં;
શ્રીજૈનધર્મોદ્ધારકા, મહાવીર પ્રાણાધાર છો. ૨
ઉપસર્ગ દુઃખો વેઠીને, ત્હેં સત્યને સ્થાપન કર્યું;
આ કાલમાં નિશ્ચયથકી, મહાવીર પ્રાણાધાર છો, ૩

પાખંડતમ દૂરે કર્યું, હિંસાદિ દોષો ટાળીયા;
અન્તર્ અનન્તા ગુણ ભર્યા, મહાવીર પ્રાણાધાર છો. ૪
ત્હારા ગુણો ગાયા કરૂં, તારા ગુણો ધ્યાયા કરૂં;
બુદ્ધયબ્ધિ શિક્ષા દિલ ધરૂં, મહાવીર પ્રાણાધાર છો. ૫

ૐ શાન્તિઃ ૩

સં. ૧૯૭૨ કાર્તિક વદિ ૪ ઉવારસદ.

---

## પ્રભુને વિજ્ઞપ્તિ.

પ્રભુજી પાલવડો ઝાલીને પાર ઉતારજો રે,
પ્રભુજી પૂર્ણ ભરૂંસો ત્હારો મન અવધારશો રે.

તપ જપ કિરિયા કરી શકું નહીં, પણ તુજપર પ્રીતિ નિશ્ચય સહી;
પ્રભુજી જેવો તેવો પણ ત્હારો, ઝટ ઉદ્ધારજો રે. પ્રભુજી. ૧
પ્રભુ કૃપાથી આવે આરો, એકવાર કહો મુખથી મારો;
વ્હાલા દીનદયાળુ, સેવક ગર્જને સારજો રે. પ્રભુજી. ૨
બાળકના આ કાલાવાલા, માત પિતાજી તમને વ્હાલા;
પ્રભુજી માની મનમાં,-વ્હેલા વ્હારે પધારજો રે. પ્રભુજી. ૩
વારંવાર કહું શું ? ઝાઝું, ઝાઝું કહેતાં મનમાં લાજું;
વ્હાલા બુદ્ધિસાગર, શરણાગત ઉદ્ધારજો રે. પ્રભુજી. ૪

સં. ૧૯૭૨ મૃગશીર્ષ વદિ ૮

---

## મહાવીર સ્તવન.

લગી તેરેંસે શુભ લગની, પ્રભો મહાવીર મુજ પ્યારે;
હમેરે પ્રેમકી તારી, લગી હૈ એકતારૂપે. ૧
હમેરે ચિત્તમેં તુમ હો, નિરંજન નાથ નયનોમેં;
હમે તુમ એકહી રૂપ હો, નહિ કુચ્છ ભેદકી ફાંસી. ૨
જહાં દેખું વહાં તુમ હો, હમેરે ધ્યેનકે તાને;
મિલાઈ જ્યોતસેં જ્યોતિ, ભૂલે સબ બાત દુનિયાંકી. ૩

પરામે રૂપ પરખાતા, કથાતા કુછ નહિ વહાંસેં;
તથાપિ ઉદ્દગારોમેં, ઝલકતા વૈખરીકે કુચ્છ. ૪
નહીં પરવાહ દુનિયાકી, મિલે આનન્દસેં તુમકું;
બુદ્ધયબ્ધિ વીરમય દિલકી, ખુમારીમેં મગન રહેતેં. ૫

સંવત્ ૧૯૭૨ પોષ સુદિ ૧૪

ૐ શાન્તિઃ ૩

---

## અગમ્યપ્રભુ સ્વરૂપ.

અહા પ્રભો જાણ્યો ન જાતો રે.
પામું ન તારો પાર...........અહા.

વેદો ઉપનિષદો ભણી રે, વાંચી સર્વ પુરાણ;
ત્હારા રૂપને દેખતાં રે, સ્વલ્પ જણાયું પ્રમાણ. અહા. ૧
કુરાન બાઇબિલ બૌદ્ધનારે, વાંચ્યા ધાર્મિક ગ્રન્થ;
અનુભવથી અવલોકતા રે, દુર્ગમ છે તવ પન્થ. અહા. ૨
આગમ નિગમો વાંચીયારે, સહુ દર્શનની વાત;
તવ અનુભવ કિંચિત્ થતાં રે, વળી જરા મન શાંત. અહા. ૩
શાસ્ત્રો શસ્ત્રો સમ થતાં રે, વાદ વિવાદે ગર્વ;
પક્ષાપક્ષે હઠ વધે રે, વૃત્તિયુદ્ધો વધ્યાં ખર્વ. અહા. ૪
ગર્વ વધ્યો શાસ્ત્રો ભણે રે, વધ્યું વૃત્તિ બહુ જોર;
વાડા વધ્યા બહુ ધર્મના રે, પ્રગટયા શોર બકોર. અહા. ૫
ખંડન મંડન કોટીયો રે, સામાસામી જણાય;
તર્કો ઉપર તર્કો થતા રે, યાથોત્થાપજ થાય. અહા. ૬
સર્વ દર્શનના શાસ્ત્રથી રે, જાણ્યો ન પૂર્ણ જણાય;
અનુભવ સર્વને ભિન્ન છે રે, અચલ સ્વરૂપ કથાય. અહા. ૭
પૂર્ણ પ્રભુ પરખ્યા વિનારે, ટળે ન મનની ભ્રાન્ત;
અનુભવ બિંદુ સમ થતોરે, થતું ન મનડું શાન્ત. અહા. ૮
કૃપા હોય તો કર કૃપા રે, શકિત છતે કર સહાય;
જ્ઞાનાનુસારે માનતાં રે, કર નહિ મુજ અન્યાય. અહા. ૯

પૂર્ણ જણાયા વણુ પ્રભો રે, સર્વે ભૂલે જગલોક;
દોષ ન તેમાં લોકનોરે, કયાં પાડે તે પોક. અહા. ૧૦
જેવો તેવો હું ધ્યાઉં છું રે, જ્ઞાને જ્ઞેય પ્રમાણ;
થોડું ઘણું કરી માનીનેરે, વર્તુ જગમાં જાણ. અહા. ૧૧
અનુભવ જેમ વધતો જતો રે, તેમ તેમ ભાગે ભૂલ;
બુદ્ધિસાગર સુખ પ્રભોરે, મારે તો તું અમુલ્ય. અહા. ૧૨

સં. ૧૯૭૨ માઘ સુદ ૫. મુ, માણુસા.

---

## અર્હં સ્વરૂપઅલ્લાપરમાત્મધ્યાન.

અલ્લા હમેરા અર્હં પરમપ્પા પ્યારા રે;
પરમપ્પા પ્યારા રે, પરબ્રહ્મ પ્યારા રે—અલ્લા;
ભેદ ખુદાકા ખુદા હિ જાને, અર્હં હિ હકતાલા પરમપ્પા. ૧
થકે પુરાણી વેદ કુરાની, પૂર્ણ નહીં કો પાયા,
પાયા સો ઉસ જ્યોતિ સમાયા, કહેનેકું નહિ આયા પરમપ્પા ૨
હરિહર બ્રહ્મા જગન્નાથ વહ, સકલ વિશ્વકા રાજા;
અનન્ત નુરકા દરિયા સચ્ચા, ખુદા પ્રભુ વહ ખ્વાજા. પરમપ્પા ૩
ગંગા યમુના મધ્ય સરસ્વતી, ત્રિકુટી જોટ મિલાઈ;
શૂન્ય શીખરપર ચડકર બાબુ, અનહદ તાન બજાઈ પરમપ્પા ૪
અનન્ત જ્યોતિકા દરિયામેં, અનહદ નાદ છુપાયા;
અલ્લાકી કુદ્રત્ સબ જાની, હું તું ભેદ હઠાયા. પરમપ્પા ૫
પિણ્ડ સો બ્રહ્માડવિષે હૈ, અગમરૂપ પરખાયા;
નામરૂપવૃત્તિસેં મર કર, મરજીવા હો જાયા. પરમપ્પા ૬
અમરપનાકા હુઆ રજીષ્ટર, રહા ન જગમેં છાના;
દુનિયાદારી ભૂલ ગણુ સબ, આનન્દમેં મસ્તાના. પરમપ્પા ૭
લુન પુતલી પાર લેનકું, જા કર અબ્ધિ સમાઇ;
જ્યોતિ જ્યોતિ મિલી તબ ઉસકી, પાર ન બાની લાઇ. પરમપ્પા ૮
અનુભવી અનુભવકું જાને, રસિયા રસકું જાને;
બુદ્ધિસાગર અલખ નિરંજન, મસ્તયોગી પરમાને. પરમપ્પા ૯

સં. ૧૯૭૨ ફાલ્ગુન સુદિ ૧૪ વિજાપુર.

વીર સંવત્ ૨૪૪૩ ફાલ્ગુન શુક્લપક્ષે દ્વાદશીને દિવસે શ્રી શંખેશ્વરતીર્થે રચેલ

## શ્રી શંખેશ્વર જિન સ્તવન.

પાસ સંખેશ્વરા ભેટીઆ ભાવથી, જ્યોતિથી જ્યોત દિલમાં જગાવી;
આજ આનંદ આત્માવિષે બહુ થયો, મન્મયીભાવની ઘેન આવી.
પાસ૦ ૧

અસ્તિ નાસ્તિપણે સર્વ બ્રહ્માંડમાં, વ્યાપીને તું રહ્યો વિશ્વસ્વામી,
સર્વદેવો અને દેવીઓ તુજવિષે, નામ ત્હારાં ઘણાં જગ અનામી
પાસ૦ ૨

તન્મયીભાવથી એકતા લીનતા, મુજવિષે તું રહ્યો તુજવિષે હું;
ઐક્યતાને નહીં ભેદની કલ્પના, નિર્વિકલ્પે નહીં તું દિસે હું;
પાસ૦ ૩

કોટિ ભવ કોટિ વર્ષો લગી સ્તવ કરે, પાર તારો નહીં પાસ આવે;
ઉન્મનીભાવ ત્હારો થતાં યોગીઓ, પાર્શ્વરૂપે બની પાર લાવે.
પાસ૦. ૪

દૃશ્ય અદૃશ્યમાં બાહ્ય અન્તરૂ સ્તવું, બ્રહ્મભાવે પ્રભુ પાસ ભેટું;
સર્વ યોગો તુંહિ સર્વ ભાવે તુંહિ, ભક્તિના તાનમાં કો ન છેટું.
પાસ૦ ૫

સર્વ સ્વાર્પણ કર્યું સર્વ ત્હારૂં ગ્રહ્યું, મ્હારૂં ત્હારૂં રહ્યું નહિ જરાયે;
સર્વકારકમયી બ્રહ્મવ્યાપક વિભુ, આત્મમાં આત્મરૂપે સમાયે.
પાસ૦ ૬

અનુભવે અનુભવી આત્મપ્રત્યક્ષથી, પૂર્ણ આનંદ રસથી છવાઈ;
બુદ્ધિસાગર પ્રભુ પાસ પ્રેમે મળ્યા, મેળ આનંદ અનહદ વધાઇ.
પાસ૦ ૭

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજી સ્તવન.

શ્રી સંખેશ્વર પાર્શ્વ પ્રભુજી, લળી લળી વંદુ ભાવે રે;
પુરિસાદાની પુરૂષોત્તમ વિભુ, દેખે દુઃખ સહુ જાવે રે. શ્રી૦ ૧
માગું તે સહુ જાણે પ્રભુજી, તુજ વિણુ અન્ય ન ઈચ્છું રે;
સર્વ ચમત્કાર ધારક વિભુજી, અનુભવથી મન પ્રીચ્છું રે. શ્રી૦ ૨
તુજ ગુણુ ગાઉં તુજ ગુણુ ધ્યાઉં, બીજું મનમાં ન લાઉં રે;
સાચી ભક્તિ શક્તિને ખેંચે, સ્વાર્પણુ કરીને ચાહું રે. શ્રી૦ ૩
શરણાગત ઉદ્ધારક સાહેબ, અરજી મુજ અવધારો રે;
સંસાર સાગર દુઃખથી ભરિયો, તેથી હવે ઝટ તારો રે. શ્રી૦ ૪
આશરો તારો છે એક મ્હારે, ચઢજો ઝટ મુજ વ્હારે રે;
બુદ્ધિસાગર સાચી શ્રદ્ધા, ભક્તવત્સલ તુંહિ તારે રે. શ્રી૦ ૫

મુ૦ સંખેશ્વર. સં. ૧૯૭૩ ફા. સુ. ૧૩.

ॐ शान्तिः ३

---

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન.

આવ્યો પ્રભુ પાસે રે, આનન્દ ઉલ્લાસે રે;
પાર્શ્વ પ્રભુ તારજો હે જી.
શ્રી શંખેશ્વર પાર્શ્વ પ્રભુ સુખકાર. આવ્યો૦
લળી લળી વંદુ પ્રેમથી, નમન કરૂં કરજોડ;
દેવો ને સહુ દેવીઓ, કરે ન તુજથી હોડ;
તુજ વણુ કોઈ ન સાચું રે, તુજ લગનીએ જાચું રે.
પાર્શ્વ૦ શ્રી સંખેશ્વર. ૧

તુજ લગની લાગી પ્રભુ, શું જાણે તે અન્ય;
જાણ્યા આગળ શું ? કહું, ધન્ય પ્રભુ તુંહિ ધન્ય.
તુજ રહેણીથી રીઝું રે, જોવું ન બાકી બીજું રે. પાર્શ્વ૦
રહેજો હવે સદાય હજરાહજૂર, દેખાઓ સહુ આતમમાં–
તુજ નૂર. પાર્શ્વ૦ આવ્યો. ૨

તન્મયભાવે તું મળે, એવો નિશ્ચય ખાસ;
અનુભવ ભક્તિએ ભણ્યો, રાખી મન વિશ્વાસ.
બોલ વદું શું ઝાઝા રે, મુજ રાખો સહુ માઝા રે;
ભક્તિ ત્યાં શાની માગણીજી. .
રંગાયું રાગે દિલડું ચાહે પ્રભુ પાસ.
બુદ્ધિસાગર તન્મયપણે વિશ્વાસ. પાર્શ્વ૦ આ૦યો૦ ૩

ॐ शान्तिः ३

---

## જિનેશ્વર મેઘ-પ્રતિ ભવ્ય જીવરૂપ ચાતકની વિજ્ઞપ્તિ.

વ્હાલા વર્ષોરે અમપર કરૂણા ધારી,
જેવો તેવો પણ ત્હારો ગણીને, અંતરમાં અરજી સ્વીકારી; વ્હાલા.
દીન દયાળુ ધર્મ ધુરંધર, તાપ નિવારક ત્રાતા;
મહેર કરીને મોટી નજરે, આપો નિર્ભય સાતા. વ્હાલા૦ ૧
સર્વોત્તમ જે જે દાતારો, તે પણ યાચક ત્હારા;
આવી મોટાઇ પાંમીને, કર સંકોચ ન પ્યારા. વ્હાલા૦ ૨
ગાજવીજ મોટાઈ ચોત્રીસ, અતિશય રૂપે જગમાં;
દાન મહત્તા સર્વ પ્રાણીના, વ્યાપી છે રગોરગમાં. વ્હાલા૦ ૩
તાપે તપીયા બહુ અકળાયા, તાપ હવે ન સહાતો;
વાટ જોઇને બેઠા ત્હારી, કંઇ તું મોંઘો થાતો. વ્હાલા૦ ૪
કલિકાળમાં સર્વ સરીખા, થા નહીં તું જગ રાજા;
ભેદ ભાવ રાખ્યા વણ વર્ષે, એવી છે તુજ માઝા. વ્હાલા૦ ૫
ગડગડે ગાજે ભવ્ય મયુરો, નાચે હર્ષોલ્લાસે;
હૃદય સરોવર છલકાઈ જઇ, સ્વરૂ શોભાથી વિકાસે. વ્હાલા૦ ૬
ચમકચમક ઉપયોગની ધારા, વિજળી ચઉ દિશ ચમકે;
શાંતિ વાયુ સરરરસરકે, ઘન પ્રતિ છદ્દે ધમકે. વ્હાલા૦ ૭
આત્માડસંખ્ય પ્રદેશક્ષેત્રે, ધર્મબીજ જન વાવે;
જ્ઞાનસૂર્ય કિરણોના તાપે, અંકુર વૃદ્ધિ સુહાવે. વ્હાલા૦ ૮

મહેર કરીને પરમ પ્રભુજી, વરસો ઝરમર ધારે;
બુદ્ધિસાગર ભવ્ય ચાતકની, ચઢશો વ્હેલા વ્હારે. . વ્હાલા૦ ૯

---

## મહાવીરનો જાપ.

પ્રભુ પ્રતિમા પૂજીને પોસહ કરીએરે–એ રાગ.

અરિહંત મહાવીર નામ ભજન રઢ લાગીરે,
મહાવીર વીર વીર વિભુ દિલમાં વસ્યો;
પ્રભુના તાને થયો મસ્તાનો રાગીરે,
આતમના રંગે રે અનુભવ ઉલ્લસ્યો.
મોહની ભ્રાન્તિરે સહુ દૂરે ખસો,
મહાવીર પ્રેમમદ્ય તણો ચઢિયો નશો,
આનંદનો સાગર દિલમાં ઉલ્લસ્યો.
વીર જાપને જપતાં પાપ અનંતાંરે,
ટળતાંરે ક્ષણમાં પ્રભુ તન્મય થતાં;
વીર વીર જપતાં શ્રદ્ધાને પ્રેમેરે,
વિસરાતાં મતદર્શનનાં સહુ મતાં. મહાવીર૦ ૧

સુખમાં દુઃખમાં ખાતાં પીતાં ફરતાંરે,
શ્વાસના તારે રે વીર વિભુ સ્મરૂં;
આત્મમહાવીર દિલ માંહિ પ્રગટાવીરે,
બ્રહ્મગુફા મહેલે રે દર્શનને કરૂં. મહાવીર૦ ૨

આંખો વિનવું તમને સાચા રાગેરે,
મહાવીર દેવ વિનારે અન્ય ન દેખશો;
મનડા વિનવું તુજને વિનય વિવેકેરે,
મહાવીર રે વણુ બીજું નહીં લેખશો. મહાવીર૦ ૩

મારા કાનો તુજ નામોને ચરિત્રોરે,
સાંભળીને સફલપણું પામો સહી;
જીભલડી મુજ વીર વીર ગુણ ગાશોરે,

મહાવીર વણુ બીજું રે હું ઈચ્છું નહીં. મહાવીર૦ ૪
પ્યારા ત્હારા વણુ બીજું ન પ્યારૂંરે,
વ્હાલારે તુજ રસનો રસિયો થયો;
દુનિયાના જડ આનંદ રસ નહિ રૂચ્યારે,
મિથ્યા રે મોહ હવે દૂરે ગયો. મહાવીર૦ ૫
નિશ્ચયથી વ્હાલા નહીં જડનો સંગીરે,
ત્હારીરે સંગે અનુભવ એ થયો;
ત્હારૂં નામ ભજંતાં ત્હારી યાદી રે,
ક્ષણુ ક્ષણુમાં આવેરે અનુભવ એ લહ્યો. મહાવીર૦ ૬
ત્હારા વણુ જડની યાદી શા ખપનીરે,
સુરતાને સાંધીરે તારી સાથમાં;
તુજ પ્રેમે મસ્તાનો વીર જપંતોરે,
તુજનેરે લીધા અનુભવ બાથમાં. મહાવીર૦ ૭
વીર વીર ભજતાં મનની વૃત્તિયોરે,
પ્રેમે રે મહાવીરરૂપમયી બની;
બાહિર અંતર ઉંચે નીચે તિર્ચ્છારે,
મહાવીરરે દેખાતા ત્રિભુવન ધણી. મહાવીર૦ ૮
વીર વીર મહાવીરજી ઓં છે સાચારે,
કાચારે ક્ષણિક પદાર્થો જાણુવા;
મનમાન્યું ત્યાં બીજાનો શો લાગોરે,
જાગ્યો રે અંતરમાં પ્રભુ મ્હાણુવા. મહાવીર૦ ૯
દુનિયાની દૃષ્ટિએ ગાંડા બનીયોરે,
આનંદ રે તેમાં મુજને આવિયો;
પ્રભુ તુજ દૃષ્ટિએ અંતરમાં ડાહ્યોરે,
મુંઝું રે હવે નહીં કોથી ભમાવિયો. મહાવીર૦ ૧૦
ઘા વાગ્યા વણુ ઘાયલ કો નહીં થાતુંરે,
ઘાયલ રે ભજતો ત્હારા નામને;

સર્વ નામમાં મહાવીર નામ છે મોટું રે;
ભકતોરે પામે તુજ વિશ્રામને. મહાવીર૦ ૧૧
મંહાવીર ત્હારૂં નામ ભજું ને રીઝુ રે,
ખીઝુંરે નહીં • કર્મોદય આવતાં;
દેવા કરતાં સહેવું યજ્ઞ મઝાનો રે,
દેહાધ્યાસ ભૂલીરે પ્રભુમય થાવતાં. મહાવીર૦ ૧૨
આત્મ મહાવીર ભજતાં ભગવંત થાશુંરે,
આપોઆપ ભેદે ભજવાનું નહીં;
બુદ્ધિસાગર જીવંતાં શિવ સુખડાંરે,
આવ્યોરે મુક્તિ અનુભવ ઘટ સહી. મહાવીર૦ ૧૩

---

## મહાવીર શરણુ.

( પ્રભુ પ્રતિમા પૂજીને-એ રાગ. )

અરિહંત મહાવીર શરણુ તમારૂં સ્વીકાર્યુંરે,
થાવાનું થાજોરે તુજ રંગે રહ્યા;
સર્વયોગ પ્રવૃત્તિએ તુજ સેવારે,
થાશો રે નિષ્કામે ઘટમાં લહ્યા.
ત્હારી રે કરૂણાએ આગળ વહ્યા;
પૂરો રે વિશ્વાસી તારો થયો,
અંતરમાં આવીને ત્હેં અનુભવ કહ્યા.
લાખો લાલચથી પણ પડું નહીં પાછોરે,
વિઘ્નોરે ભયથી પાછો નહીં વળું;
જડની ઋદ્ધિયો તુજ પર સહુ વારૂરે,
અમૃતરે સ્વાદી ઝેરો શીદ ગળું. થાવાનું૦ ૧
કર્મ શુભા શુભ ઉદયો જે જે આવેરે,
ત્યારે મન મારૂં તુજમાંહી રહે;
જગ સન્મુખ નહિ મનને કયારે કરતોરે,
મનડુંરે ત્હારી ઇચ્છાએ વહે. થાવાનું૦ ૨

કરવું હોય તે કર આતમ તુજ સોંપ્યોરે,
થાશેરે જે જે હવે તે તાહારૂં;
મારૂં જે જે તે સહુ તાહારૂં કીધુંરે,
દુનિયામાં કો ન રહ્યું હવે માહારૂં. થાવાનું૦ ૩

થશે હવે શું ? થાય ન તેની ચિંતારે,
મારે તો તુજમાં એકપણે થવું;
કરવું હોય તે કરજે વા નહીં કરજેરે,
કથવાનું નહીંરે બીજું શું ? કવું. થાવાનું૦ ૪

કરે કરાવે તે તું હું નહીં બીજોરે,
દિલમાંરે પ્રેરણા સર્વે તું કરે;
પૂતલીપેઠે મુજને તુંજ નચાવેરે,
કર્તારે ભોકતા મન નહિ તું ખરે. થાવાનું૦ ૫

તુજમાં ભળીને નામરૂપ જે જૂદાંરે,
તેનારે મમતા ભૂલ્યો તુજ મળે;
તુજ આજ્ઞા એજ ઇચ્છા મેં દિલ માનીરે,
તેથી રે ઘટમાં જયોતિ ઝળહળે. થાવાનું૦ ૬

વીતરાગ તું પૂર્ણબ્રહ્મ જયકારીરે,
રાગને દ્વેષ રહિત તુ જગજયો;
પરમેશ્વર પરમાતમ અનંત જયોતિરે,
અકલકલા ત્હારી હું સમજી ગયો. થાવાનું૦ ૭

ત્હારી આજ્ઞાએ પૃથ્વીને પાણીરે,
વાયુરે અગ્નિ નભ વર્તે સદા;
તુજ આજ્ઞાએ રવિ શશી સાગર વર્તેરે,
ચાલુંરે હું તુજ આણાએ મુદા. થાવાનું૦ ૮

તુજ આજ્ઞાએ જીવવું મરવું મુકિત રે,
તુજમાંરે સુરતા ધરવી મોક્ષ છે;
તુજ અનુભવ વણ શાસ્ત્રો ભણતાં ગણતાંરે,
વાદને વિવાદેરે મોક્ષ પરોક્ષ છે. થાવાનું૦ ૯

તુજમાં રસ૦ લાગ્યાથી મૃત્યુ ન ભાસેરે,
ભયનીરે વૃત્તિયો દૂરે થતી;
ત્હારૂં રાજ્ય ત્યાં બીજાં જૂઠાં રાજ્યોરે,
મારે તો ત્હારા૦ રાજ્યની છે ગતિ. થાવાનું૦ ૧૦
જગનું રાજ્ય તજે તે જગનો રાજારે,
બંધાતો નહીં રે જગમાં જે કહી;
પરવશતા તે દુઃખ જ મન આસક્તિરે,
આત્મ વશે રહેવું સુખ છે તે હૃદિ. થાવાનું૦ ૧૧
જીવન મરણમાં રાગ ન દ્વેષજ મ્હારેરે,
મરવુંરે જીવવું તુજ અર્થે રહ્યું;
દુનિયા પાછળ હું તુજ આગળ આવ્યોરે.
મનનુંરે માન્યું મિથ્યા થૈ ગયું. થાવાનું૦ ૧૨
અનેક ભવ સંસ્કારે તુજને પામ્યોરે,
મનનારે જગ પડછાયા ટળી ગયા;
મળ્યા પછી શી ? માળાને શા ચાળારે,
પ્રત્યક્ષે મળતાં સંશય નહીં રહ્યા. થાવાનું૦ ૧૩
પંચમ આરે ભક્તિથી તું મળતોરે,
શ્રદ્ધાને પ્રેમેરે પ્રભુ તું પાસ છે;
બુદ્ધિસાગર મહાવીર પ્રભુજી મળિયારે,
ત્હારોરે પૂર્ણાનંદ પ્રકાશ છે. થાવાનું૦ ૧૪

---

## મહાવીર !!! કોઇક તુજને જાણે.

### રાગ આશાવારી.

મહાવીર ! કોઇક તુજને જાણે, મહાવીર નામને જપતા લાખો;
વિરલા કોઇ પિછાને. મહાવીર૦
મહાવીર જાણંતાં સહુ જાણ્યું, સમજે તે દિલ માને;
મહાવીર જ્ઞાન વિના નહીં મુક્તિ, જ્ઞાની ઠરે છે ઠેકાણે.
મહાવીર૦ ૧

સેંકડો જાણે પણ કોઈ પામે, રહે શુદ્ધાતમ ધ્યામે;
સંગ છતાં નિઃસંગી રહેતો, આતમરસના તાને. મહાવીર૦ ૨
શુદ્ધાતમ મહાવીર પ્રમાણે, ઘટમાં નવનિધિ આણે;
બુદ્ધિસાગર બ્રહ્મમહાવીર, પૂર્ણાનન્દને માણે. મહાવીર૦ ૩

---

## મહાવીર સ્તવનમ્.

સોહણી અથવા હરિગીત.

પ્રભુ વીર જગના દેવ છો, આવ્યો પ્રભુ તુજ પાસમાં;
શરણું કરી તુજને સ્મરૂં, જીવું હું તુજ વિશ્વાસમાં. પ્રભુ૦ ૧
મુજ પાછળે શત્રુ પડ્યા, સંસારમાં ભટકાવતા;
તુજ ભજનમાં વિઘ્નો કરે, વિષયો વિષે સપડાવતા. પ્રભુ૦ ૨
મન માંકડું ચંચલ ઘણું, મોહે ધમાધમ બહુ કરે;
વશમાં ન આવે વાંકડું, જીત્યું સકલ જાણો ખરે. પ્રભુ૦ ૩
મહાવીર પ્રાણાધાર છો, ઉદ્ધારશો મુજને વિભો;
મુજ દોષ સ્હામું નહીં જુવો, દોષો સકલ ટાળો પ્રભો. પ્રભુ૦ ૪
પારબ્ધ વેદું સમપણે, તુજ ધ્યાન મનમાહી રહે;
કરૂણા કરો મુજપર પ્રભુ, આતમ આનંદે ગહગહે. પ્રભુ૦ ૫
ઉપયોગથી ધર્મે રહું, એવું પ્રભો બળ આપશો;
બુદ્ધયબ્ધિ વંદું પૂજીછું, મહાવીરપદમાં થાપશો. પ્રભુ૦ ૬

---

## પ્રભો !!! મુજ કરૂણા કરીને તારો.

સોરઠ. વા આશાવરી.

પ્રભો મુજ કરૂણા કરીને તારો, ભવસાગરમાં નાવ ડુબતું;
પેલે પાર ઉતારો. પ્રભુ૦
અંધારામાં અથડાતો બહુ, સત્ય પ્રકાશ પ્રચારો;
મુજ દોષો અપરાધો અગણિત, પ્રેરો સત્ય વિચારો. પ્રભુ૦ ૧

મુજમાં જ્ઞાન ન ભકતગુણો નહીં, લેશ ન ધર્માચારો;
ધર્મીપણાનો ઢોંગ ઘણેરો, મનમાં કષાય વિકારો. પ્રભુ૦ ૨
ધર્મ પંથ મત મોહે મુંઝયો, એળે ગયો જન્મારો;
અજ્ઞાને આથડિયો જ્યાં ત્યાં, હવે તો કરશો ઉદ્ધારો. પ્રભો૦ ૩
ઉગરવાનો એકે ન આરો, એક પ્રભુ તું આધારો;
સ્હાય કરીને વેગે ઉગારો, મુજ આતમને સુધારો. પ્રભો૦ ૪
કરૂણવંત પરમગુરૂ ઈશ્વર, તું છે તારણહારો;
બુદ્ધિસાગર બ્રહ્મ મહાવીર, પરમેશ્વર દિલ પ્યારો પ્રભો૦ ૫

---

## મહાવીર શરણ કર્યું એક ત્હારૂં.

### આશાવરી.

મહાવીર ! શરણ કર્યું એક ત્હારૂં, ભવ દાવાનળ બળતો ઉગારો.
પલ પલ તુજ સંભારૂં. મહાવીર૦
રાગને રોષ અજ્ઞાનથી જગમાં, જીવવું લાગ્યું અકારૂં;
દર્શન જ્ઞાન ચારિત્રનું જીવન, લાગ્યું પ્યારામાં પ્યારૂં. મહાવીર૦ ૧
વિષયોતણા રસ વિષસમ જાણ્યા, જીવન એવું નઠારૂં;
આતમ આનંદ અમૃતરસથી, જીવવું સહજ છે સારૂં. મહાવીર૦ ૨
ઉદયિકભાવે પરિણમવું નહીં, ઉપયોગે નિર્ધાર્યું;
ક્ષયોપશમ ઉપશમને ક્ષાયિક,-ભાવમાં જીવન વાળ્યું. મહાવીર૦ ૩
મનવાણી પુદ્ગલ જડજગમાં, માન્યું ન મ્હારૂં ત્હારૂં;
તુજ મુજ આતમરૂપ છે એકજ, પલ પલ દિલમાં ધારૂં. મહાવીર૦ ૪
કર્મ શુભાશુભ ઉદયમાં સમતા,-ધારી જીવન ગાળું;
બુદ્ધિસાગર મહાવીર પ્રભુ તુજ, વાટમાં વેગે ચાલું. મહાવીર૦ ૫

## મહાવીર પ્રેમ.

### નિશાની કહા બતાવું રે. ગોડી રાગ.

પ્રભુ મહાવીર તું પ્યારોરે, જગજીવન જગદેવ. પ્રભુ.
હરિહર બ્રહ્માનો પ્રભુરે, તું હિ રામ રહિમાન;
અલ્લા અર્હં જિન ખુદારે, બુદ્ધ વિભુ ભગવાન. પ્રભુ૦ ૧
નામ અનંતાં તાહરાંરે, મુખથી કથ્યાં નહિ જાય;
નામ ભિન્ન શુદ્ધાતમારે, પરમબ્રહ્મ સદાય. પ્રભુ૦ ૨
અનંત લક્ષણે લક્ષતાંરે, અલખ અવાચ્ય સુહાય;
આતમ સત્તા વ્યક્તિએરે, મહાવીર દિલ પ્રગટાય. પ્રભુ૦ ૩
પરમબ્રહ્મ પરમાતમારે, પરમેશ્વર આધાર;
બુદ્ધિસાગર ભેટિયારે, આનંદ અપરંપાર. પ્રભુ૦ ૪

---

## પ્રભુ મ્હને કોટિ ઉપાયે ઉગારો.

### આશાવરી.

પ્રભુ મ્હને કોટિ ઉપાયે ઉગારો, લખું ઉપદેશું ભૂલ હજારો;
અવગુણ દોષ અપારો..........................................પ્રભુ.
બાલક ઉન્મત્ત જેવા બનીને, કરૂં હું જે જે લવારો;
સત્ય જૂઠ સહુ જાણે પ્રભો તું, શુદ્ધ કરીને ઉદ્ધારો. પ્રભુ૦ ૧
એક પલકમાં ત્હેં ઉદ્ધાર્યા, મુજ સરીખા હજારો;
મુજ દોષો સામું નહીં જોશો, ફક્ત દયા કરી તારો. પ્રભુ૦ ૨
ગાંડો ઘેલો પણ ભક્ત હું તારો, તું છે પ્રાણથી પ્યારો;
અલખ અકલ તુજને ન લખું હું, તેમાં નહીં દોષ મારો પ્રભુ૦ ૩
તુજ સ્મરતાં યત્ન કરતાં, પ્રગટે દોષ વિકારો;
સબળાથી નબળો હારે ત્યાં, કરશો ન્યાયવિચારો. પ્રભુ૦ ૪
અજ્ઞાની હું ભુલું તેમાં, ભૂલનો હેતુ સુધારો;
તુજ શરણે આવ્યા પછી મારો, તુજ શિર છે સહુ ભારો. પ્રભુ૦ ૫

તારો ડૂબે ને જ્ઞાની ભૂલે, હું અજ્ઞાન છું બાળો;
તારો ઉગારો તમારો આધારો, દોષ હવે શું મારો. પ્રભુ૦ ૬
જેવી બુદ્ધિ તેવી રીતે, થયો હું મહાવીર તારો;
બુદ્ધિસાગર વ્હારે આવો, અરજી ઉરમાં સ્વીકારો. પ્રભુ૦ ૭

---

## પ્રભુ મહાવીર.

### માયામાં મનડું મોહ્યું રે જાગીને જો તું. એ રાગ

પ્રભુ મહાવીર જગ આધારારે, પ્યારામાં પ્યારા;
મુજ જીવનછો જયકારારે, જગતારણ હારા. ॥
પ્રભુ ત્હારે શરણે આવ્યો, મુજ અંતરમાં તું ભાવ્યો;
તુજરૂપે હું રંગાયોરે. પ્યારામાં૦ ૧
તુજ આતમપ્રીતિ જાગી, તુજમાંહિ લગની લાગી;
શુદ્ધાતમરંગનો રાગીરે. પ્યારામાં૦ ૨
અંજાઇ ગયો તુજ દેખી, માયાની પ્રીત ઉવેખી;
તુજ પરમપ્રભુતા પેખીરે. પ્યારામાં૦ ૩
તુજ સ્વરૂપમય થૈ ધ્યાવું, પૂરીભક્તિએ ગાવું;
તુજવણ બીજું નહિ ચ્હાવુરે. પ્યારામાં૦ ૪
ચિદાનંદરસ રસિયો, અંતરમાં વ્યક્ત ઉલ્લસિયો;
બુદ્ધિસાગર દિલ વસિયોરે. પ્યારામાં૦ ૫

---

## પ્રભુમહાવીરની દીવાળી સ્તવન.

### ચેતનજી ચેતો કોઈના દુનિયામાં ત્હારૂં. એ રાગ.

પરમેશ્વરમહાવીર ત્હારી છે સત્ય દિવાળી;
દેખી પ્રગટી આતમમાંહિ લાલીરે. પરમેશ્વર૦ ॥
જ્ઞાનને દર્શનચારિત્રઋદ્ધિ, અનંત અનંત ઉજવાળી;
પરમાતમ પરબ્રહ્મ સનૂરા, શક્તિ અનંત અજવાળીરે. પરમેશ્વર૦ ૧

જન્મ મરણુ આધિ વ્યાધિ ઉપાધિ, તેથી રહિત જયકારી;
શુદ્ધોપયોગે જોયું અંતરમાં, આનંદદીવાળી ભાળીરે. પરમેશ્વર૦ ૨
ૐ હ્રીં અર્હં મહાવીર જપતાં, વીર બન્યો સુખકારી;
બુદ્ધિસાગર તત્ત્વમસિ પ્રભુ, સોઽહં સદા ઉપકારીરે. પરમેશ્વર૦ ૩

## પ્રભુભક્તિ.

### જીવલડા ઘાટ નવા શીદ ઘડે-એ રાગ.

પ્રભુ તુજ ભક્તિ એવી કરૂં, પ્રભુરૂપ થૈને પ્રભુને વરૂં.
નિર્દોષી લઘુ બાળક પેઠે, શ્રદ્ધા પ્રીતિ ધરૂં;
નામરૂપના મોહને મારી, પ્રભુમય જીવન વરૂં. પ્રભુ૦ ૧
હિંસા જૂઠને ચોરી જારી, દુર્ગુણ દોષને હરૂં;
પલ પલ ત્હારૂં સ્મરણુ કરીને, કર્મયોગી થૈ ફરૂં. પ્રભુ૦ ૨
પલ પણુ ત્હારૂં સ્મરણુ ન થાતાં, અગ્નિથી જેમ બળું;
જલ મીન પ્રીતિ કમલ ને રવિ જેમ, પ્રીતિએ ઘટ સ્મરૂં. પ્રભુ૦ ૩
લજ્જા ભીતિ ખેદ વૈર ને, નિંદાદિક પરિહરૂં;
તુજ માટે પ્રભુ જીવ્યું જાતું, બીજે મનડું ન ધરૂં. પ્રભુ૦ ૪
દુનિયા સઘળી બીજે ત્હોયે, લેશ ન મનમાં ડરૂં;
તુજવણુ દુનિયા રીઝે ત્હોયે, મનમાં હર્ષ ન કરૂં. પ્રભુ૦ ૫
મોહને મારી ખાખ ઉડાડી, ખાખી થૈને ફરૂં;
કામને મારી પ્રભુ તુજ ભાવે, કામિનીકાળે ન મરૂં. પ્રભુ૦ ૬
સર્વ વિશ્વના જીવો સાથે, આતમ ભાવને ધરૂં;
જ્યાં જ્યાં દૃષ્ટિ સ્મૃતિ ત્યાં ત્હારી, યાદી ધારી ફરૂં. પ્રભુ૦ ૭
જ્ઞાનાનન્દમયી આતમ પ્રભુ, તુજરૂપ પલ પલ સ્મરૂં;
તુજમાં અર્પાઇ તુજરૂપે, થાવા સઘળું કરૂં. પ્રભુ૦ ૮
માગણુ પેઠે કાંઇ ન માગું, અન્યને નહિ કરગરૂં;
તુજવણુ સ્વર્ગાદિ નહીં ઈચ્છું, કહ્યું ન મનનું કરૂં. પ્રભુ૦ ૯
તમો રજોગુણુ ભક્તિથી આગળ, સાત્ત્વિકથી સંચરૂં;
સાત્ત્વિકથી આગળની ભક્તિ, પરાથકી તુજ વરૂં. પ્રભુ૦ ૧૦

શૂરા થૈને મોહની સાથે, સન્મુખ થૈને લડું;
સાતભયોને દૂર નિવારી, તુજરૂપે થૈ ઠરૂં. પ્રભુ૦ ૧૧
સર્વ સંગમાં નિઃસંગી થૈ, અશુભ વિચારો હરૂં;
જગમાં શુભાશુભ વૃત્તિ ન ધારૂં, સમભાવે તુજ વરૂં. પ્રભુ૦ ૧૨
નિંદા સ્તુતિ શ્રવણ કરીને, શોક હર્ષ નહીં વરૂં;
નભવત્ નિર્લેપી થૈ સઘળે, પ્રગટ્યા દોષને હરૂં. પ્રભુ૦ ૧૩
ક્ષણ ક્ષણ આતમના ઉપયોગે, આપોઆપને સ્મરૂં;
મનપર કાબૂ મૂકી ચાલું, જૂઠું નહીં ઉચ્ચરૂં. પ્રભુ૦ ૧૪
નિન્દક દુર્જન દ્વેષે નિંદે, તેપર દ્વેષ ન ધરૂં;
અનેક દુઃખો સંકટ પડતાં, પાછું ન પગલું ભરૂં. પ્રભુ૦ ૧૫
લગની લાગી શરણ કર્યું તુજ, તુજવણ ક્યાંયે ન ઠરૂં;
ખમાય નહીં તુજ વિરહો વ્હાલા, પળ પણ બહુ ટળવળું. પ્રભુ૦ ૧૬
તુજ સ્વરૂપ થૈ તુજને ભજું હું, લોકત્રાસના હરૂં;
ક્ષણ ક્ષણે આતમ શુદ્ધિ કરવા, સઘળું જીવન ધરૂં. પ્રભુ૦ ૧૭
પ્રભુમય વૃત્તિથી પ્રભુ સઘળે, પ્રભુ પ્રભુ ઘટ સ્મરૂં;
અન્યની સાક્ષીની નહીં ઇચ્છા, આતમ સાક્ષી કરૂં પ્રભુ૦ ૧૮
ધડપર શીર ન એવા ભાવે, તુજ ભક્તિએ ભળું;
બાહ્યમાં મનને શૂન્ય કરીને, એકમેક થૈ મળું. પ્રભુ૦ ૧૯
નાત ન જાતિ લિંગ ન દેહી, કરૂં છતાં નહીં કરૂં;
સ્વપ્નામાં પણ કામની વાસના, પ્રગટે તે સંહરૂં. પ્રભુ૦ ૨૦
જડભોગે નહીં સુખની બુદ્ધિ, આતમમાં સુખ ખરૂં;
એવા નિશ્ચયથી તુજ ભક્તિ, કરવા લગની ધરૂં. પ્રભુ૦ ૨૧
અનંત ગુણ પર્યાયી આતમ, ઉપયોગે નિજ સ્મરૂં;
બુદ્ધિસાગર પ્રભુની ભક્તિ, કરતાં પ્રભુ થૈ ઠરૂં. પ્રભુ૦ ૨૨

---

## મોહસાથે યુદ્ધ.

### જીવલડા ઘાટ નવા શીદ ઘડે. એ રાગ.

પ્રભો !! તુજ સાથે પ્રીતિ કરૂં, મોહને મારી મુક્તિ વરૂ;
કર્મ મહાશયતાનની સાથે, જ્ઞાને કુસ્તી કરૂં;
મોહના સહુ યોદ્ધાઓ મારી, નિર્ભય દેશે ઠરૂં. મોહને૦ પ્રભો૦ ૧
કામના સર્વ વિચારો ટાળું, કામવાસના હરૂં;
નામરૂપનો મોહ ન ધારૂં, મોહી થૈ નહીં મરૂં. મોહને૦પ્રભો૦ ૨
ક્રોધ માન માયા ને લોભનું,–મૂળ જડને સંહરૂં;
આતમ આપસ્વરૂપે ખેલું, જડ મમતા પરિહરૂં. મોહને૦ પ્રભો૦ ૩
આત્મસ્વરૂપે રમણ કરીને, પ્રભુ ચારિત્રને ધરૂં;
લઘુ બાળકની પેઠે સરલ થૈ, સત્યજીવન આદરૂં. મોહને૦ પ્રભો૦ ૪
રાગ રોષની સાથે લડીને, સમતાથી સંચરૂં;
વૈર ન ધારૂં મારે તે પર, પવિત્ર આતમ કરૂં. મોહને૦ પ્રભો૦ ૫
પ્રભુ તુજ માટે તાલાવેલી, લાગી દિલ તરફડું;
મરણ જીવનની પેલી પારે, થૈ પ્રભુપદને વરૂં. મોહને૦ પ્રભો૦ ૬
તુજ વણ પ્રભુ હું અન્ય ન ઇચ્છું, તુજપદ ઇચ્છું ખરૂં;
પ્રભુરૂપ થાવા નિશ્ચય ધાર્યો, હવે ન મોહે મરૂં. મોહને૦ પ્રભો૦૭
મરણ વગેરે ભય દૂર કીધા, પ્રભો !! તુજ જીવન ધરૂં;
જ્ઞાન સમાધિ સમતા ધારી, પ્રભુમય થૈને ફરૂં. મોહને૦ પ્રભો૦ ૮
મન વચ કાયા નિર્મલ ધારૂં, પાપવિચાર ન કરૂં;
મરૂં પણ અન્યનું બૂરૂં ન ઇચ્છું. નિશ્ચયથી નહીં ફરૂં. મો૦પ્રભો૦૯
આતમભાવે સર્વજીવોની, સાથે વર્તન ધરૂં;
મમતા અહંતા ધરૂં ન કિંચિત્, સત્ય માર્ગ સંચરૂં.
મોહને૦ પ્રભો૦ ૧૦
પ્રાણ જાય તો જાવા દઉં પણ, જૂઠું નહીં આચરૂં;
જૂઠી પ્રતિષ્ઠા કીર્ત્તિ ન ઇચ્છું, સાચામાં મનધરૂં. મોહને૦પ્રભો૦ ૧૧
કામ સ્વાર્થને માટે ન જીવું, દોષો દૂર કરૂં;
દોષ ભૂલને સંતાડું નહીં, નિર્દોષી મન ધરૂં. મોહને૦ પ્રભો૦ ૧૨

તુજપદ પ્રાપ્તિ માટે જીવું, ચિદાનન્દ નિજ સ્મરૂં;
મોહને મારીને આતમના,-જીવને ઠામે ઠરૂં. મોહને૦ પ્રભો૦ ૧૩
અનંત દર્શન જ્ઞાન ચરણમય,-શુદ્ધાતમ પદ સ્મરૂં;
મોહને માર્યા વણ નહીં જીવું,પાકો નિશ્ચય કરૂં. મોહને૦ પ્રભો૦ ૧૪
પલપલ પ્રભુને દિલ સંભાળું, પ્રભુથી ન જૂદો ફરૂં;
કર્મયોગી નિર્લેપી જ્ઞાની, આંતર જીવન ધરૂં. મોહને૦ પ્રભો૦ ૧૫
આપોઆપને સહાય કરો પ્રભુ !! અલખ અકલ પદ વરૂં;
બુદ્ધિસાગર પ્રભુમય જીવન,-રોમરોમદિલ ભરૂં. મોહને૦ પ્રભો૦ ૧૬

---

## પ્રભુમિલન

( મહીયારીરે મહીનું મૂલ્ય બતાવો એ રાગ )

પ્રભુ પ્યારારે સર્વ જગત આધારા, મારા દિલથી થાઓ ન ન્યારા;
પ્રભુ ત્હારૂં દર્શન કરવુંરે; આપોઆપ સ્વભાવે મળવુંરે;
આવે મરણું ત્હોંયે નહીં ડરવુંરે, મોહ મારીને દેહથી મરવુંરે;
મારા સ્વામીરે છો તમે વ્હાલામાં વ્હાલા, સર્વ વિશ્વના તારણહારા.
પ્રભુ૦ ૧

તુજ મળતાં વચ્ચે મોહ આવેરે, લલચાવી ઘણું ફોસલાવેરે;
જોર કરીને ફંદે ફસાવેરે, ભાન ભૂલાવી ભરમાવેરે;
મોહ શયતાનના અજબ ઘણા છે ચાળા, જાણી ચેતી મળું તને
વ્હાલા. પ્રભુ૦ ૨

થઇ મરણિયો મનમોહ મારૂંરે, કામ યોદ્ધાને પટકી સંહારૂંરે;
ચિદાનન્દ સ્વરૂપ સંભારૂંરે, સોઽહંતત્વમસિ ધ્યાન ધારૂંરે;
મોહ ઉપરરે શત્રુભાવ ન ધારૂં, મોહરૂપને ગણું નહીં પ્યારૂં. પ્રભુ૦ ૩
મન શુદ્ધ કરી તને મળવુંરે, પ્રાણ પડતાં ન પાછા વળવુંરે,
મારૂં ત્હારૂં ન જગમાં કરવુંરે, બ્રહ્મભાવ જીવવું ઉગરવુંરે;
લાજ ઇજ્જતરે અહંતા મારી મરવું, કર્યો નિશ્ચય દિલથીમળવું.પ્રભુ૦ ૪

સાત ભયથી હવે નહીં બીવુંરે, પ્રભુ તુજ સ્વભાવે જીવુંરે,
મારૂં મનડું થયું મરજીવુંરે, ચિદાનંદ અમૃતને પીવુંરે;
હવે જાઠારે ઠાઠ સજું નહીં ઠાલા, મોહે કરૂં ન કાલાવાલા. પ્રભુ૦ ૫

તુજ મળવા લાગી તાલાવેલીરે, મારી બુદ્ધિ બની જાણે ઘેલીરે,
મેં તો મોહમૈત્રીને હડસેલીરે, કામવૃત્તિને દૂર ઠેલીરે;
તુજ ધ્યાનેરે આતમ નૂર અપારા, પ્રભુ પ્રેમે થયા ચમકારા. પ્રભુ૦ ૬

ઘણાં સંકટ દુઃખથી મરવુંરે, કરી પ્રભુને પ્રેમે મળવુંરે,
હલાહલ વિષ પીને ઉગરવુંરે, એવા પ્રભુના મેળે ઉગરવુંરે;
મર્યા પહેલાંરે મરી જાવું મ્હારા વ્હાલા, ત્યારે મળે તું થાય ઉજિ-
યારા. પ્રભુ૦ ૭

શીર છેદીને રણમાં લડવુંરે, પ્રાણ પડે ન પાછા પડવુંરે;
શૂરા બનીને આગળ ચડવુંરે, પાછું વાળી ન જોવું ન રડવુંરે;
મરજીવોરે બન્યો દીનદયાળા, નક્કી પામીશ મંગલમાલા. પ્રભુ૦ ૮

સમભાવથી જીવન ગાળુંરે, આપોઆપને જ્ઞાને ભાળુંરે,
મોહ સૈન્યને જીતી ભગાડુંરે, ગણું જગમાં ન સારૂં નઠારૂંરે;
થયો નિશ્ચયરે લાગી લગન તુજ વ્હાલા, ખરી ભક્તિએ કોઈ ન
હાર્યા. પ્રભુ૦ ૯

ષટ્કારક રૂપ તું પોતેરે, આપોઆપ મળે જ્યોતિ જ્યોતેરે,
આપોઆપને જ્ઞાને ગોતેરે, જીવે આપોઆપ ઉદ્યોતેરે;
શ્રદ્ધા પ્રીતિરે જ્ઞાન ધ્યાન ઝલકારા, શુદ્ધ ઉપયોગે પ્રભુ ભાળ્યા.
પ્રભુ૦ ૧૦

મ્હારૂં સર્વે તે ત્હારૂં કીધુંરે, ત્હારા રૂપને લીધું દીધુંરે,
પ્રભુ પામીશ અમૃત પીધુંરે, પ્રભુ પ્રેમે કારજ સિદ્ધયુંરે;
બુદ્ધિસાગરરે પામું મંગલમાલા, મારા વ્હાલાના થયા ઝળકારા
પ્રભુ૦ ૧૧

---

## • પરમેશ્વરપ્રાર્થનાસ્તવન.

માયામાં મનડું મોહ્યુંરે. એ રાગ.

પરમેશ્વર પ્રભુજી પ્યારારે, વ્હાલામાં વ્હાલા;
મુજ આતમ ઉદ્ધરનારારે, છો જગ આધારા.
અર્પાઈ ગયો પ્રભુ તુજમાં, રોમેરોમે તું મુજમાં;
તુજ ઝાંખી છે મુજ સુઝમાંરે. વ્હાલા૦ પરમેશ્વર૦ ૧
પાંચે ઇન્દ્રિયો મ્હારી, તુજ સેવામાંહી ધારી;
અલએલા લેજો ઉગારીરે. વ્હાલા૦ પર૦ ૨
મન વાણી, ભક્તિમાટે, તુજ ભક્તિ શિરને સાટે;
ધારી છે મુક્તિ વાટેરે. વ્હાલા૦ પર૦ ૩
વિયોગ ન પલનો થાશો, પ્રેમે પરગટ પરખાશો;
પ્રભુમય જીવન મુજ થાશોરે. વ્હાલા૦ પર૦ ૪
જીવું તુજ રૂપે થાવા, બીજા ન ઇચ્છું લ્હાવા;
છંડ્યા જડ મોહના દાવારે. વ્હાલા૦ પર૦ ૫
મન વાણી તનુના બનાવો, તુજ ભક્તિ માટે થાવો;
આતમરૂપે પ્રગટાવોરે. વ્હાલા૦ પર૦ ૬
પ્રભુ ચિદાનંદ ગુણધારી, આપોઆપ જ ગાઉં ભારી;
બુદ્ધિસાગર બલિહારીરે. વ્હાલા૦ પર૦ ૭

---

## પ્રભુસહાયનીપ્રાર્થનાસ્તવન.

( રાગ ઉપરનો. )

પ્રભુ વ્હેલા સ્હાયે આવોરે, મુજ દીનદયાલા;
સેવકને જલ્દી ઉગારોરે, પરમેશ્વર વ્હાલા.
મુજને મોહ રાક્ષસ મારે, દુઃખ દેતો લેશ ન હારે;
તુજ વણ નહીં કોઇ ઉગારેરે. મુજ૦ પ્રભુ૦ ૧

લડુંછું મોહની સાથે, કુસ્તીથી હાથોહાથે;
આવુંછું બાથંબાથેરે. મુજ૦ પ્રભુ૦ ૨
પટકીને મોહને પાડું, પાછો લેઈ આવે ધાડું;
લડવામાં સહુ દિન ગાળુંરે. મુજ૦ પ્રભુ૦ ૩
સંતાઇ મોહ સતાવે, ત્યાં જોર ન મારૂં ફાવે;
ભાગીને પાછો આવેરે. મુજ૦ પ્રભુ૦ ૪
તુજ સ્હાયે મોહને મારૂ, નિશ્ચય એવો દિલ ધારૂં;
તનુ વાણી દિલ કર્યું ત્હારૂંરે. મુજ૦ પ્રભુ૦ ૫
તુજ માટે તુજ અર્પાયો, તુજ જીવનમાં લય લાયો;
તુજ શ્રદ્ધા પ્રીતિ જીવાયોરે. મુજ૦ પ્રભુ૦ ૬
અર્હન્ !! અલબેલા આવો, અસંખ્યપ્રદેશે સુહાવો.
બુદ્ધિસાગર સુખદાવોરે. મુજ૦ પ્રભુ૦ ૭

---

## પ્રભુસહાયપ્રાર્થના.

( રાગ ઉપરનો. )

પ્રભુ મને આપોઆપ ઉગારો, એક છે ત્હારો આધારો. પ્રભુ૦
દુર્ગુણદોષથી પૂર્ણ ભરેલો, સર્વથકી છું નઠારો;
કર્મ શયતાનના વશમાં પડયો છું, આશરો એક છે તારો. પ્રભુ૦ ૧
જ્ઞાન ન જાણું વિજ્ઞાન ન જાણું, નહીં તપજપવ્રતાચારો;
શ્રદ્ધા પ્રેમને ભકિત રહિત છુ,–જડમાં ભૂલ્યો નઠારો. પ્રભુ૦ ૨
ભકત ન સાધુ ન સેવક નહિ તુજ, ગાળું એળે જન્મારો;
ભૂતની પેઠે મનડું ભટકતું, દેતો મોહ તપારો. પ્રભુ૦ ૩
અનંત શકિતસ્વામી મહાવીર, કરૂણા કરીને ઉગારો;
જેવો તેવો પણ પ્રભુ છું ત્હારો, તુંછે તારણહારો. પ્રભુ૦ ૪
સારૂં ખોટું કર્યું સહુ જાણો, પ્રેમે પાર ઉતારો;
બુદ્ધિસાગર આતમપ્રભુ નિજ, વિનતડી અવધારો. પ્રભુ૦ ૫

---

## પ્રભુબાલ.

પ્રભો ! ! હું તુજ બાલક અજ્ઞાન, રાગી રોષી કામી ક્રોધી;
નફ્ફટ ને નાદાન. પ્રભો૦
ભક્તિ ન જાણું સેવા ન જાણું, જાણું ન ધર્મ અજાણ;
તુજને ન જાણું શાસ્ત્ર ન જાણું, ભૂલ્યો ભમું ભગવાન. પ્રભો૦ ૧
ભક્ત ન સાધુ ન ધરબારી નહીં, જ્ઞાન વિનાનો હેવાન;
પ્રત્યક્ષ તુજરૂપ દેખી શકું નહીં, કરૂં શું ? તારૂં ગાન. પ્રભો૦ ૨
વ્રત તપ જપ શીલ યોગ ન સમજું, કરૂં ન દયા દમ દાન;
હુંછું કોણ તે સમજી શકું નહીં, પાળું શું ? તારી આણ પ્રભો૦ ૩
ગાન ન જાણું વિજ્ઞાન ન જાણું, નિજપરની ન પીછાન;
બુદ્ધિસાગર જેવો તેવો, તારો ! ! પ્રભુ ગુણવાન. પ્રભો૦ ૪

---

## પધારો પ્રભુ.

( રાગ ઉપરનો. )

પધારો મન મન્દિરીએ, અરિહંત જિનવર તુજ સ્મરીએ. ૫૦
ચરણ હાથ કાન તું આંખો, રસના પ્રાણને તું પાંખો. ૫૦ ૧
તત્ત્વમસિ સોહંપ્યારો, ચિદાનંદ તું એક આધારો. ૫૦
પ્રભુ ત્હારી વ્હારે ચઢો વ્હેલા, અન્તર્યામી અલબેલા. ૫૦ ૨
દર્શનજ્ઞાન ચરણધારી–અસંખ્યપ્રદેશી સુખકારી. ૫૦
કૃપા ત્હારી પામીને ઝટ તરીએ, રાગ રોષ મોહાદિ હરીએ. ૫૦ ૩
પ્રભુ તને પલ પલ ક્ષણ સ્મરીએ, પ્રભુરૂપ થૈને ઝળહળીએ. ૫૦
ક્ષણ પણ તુજ વિરહે બળીએ, જ્યોતિમાં જ્યોતિરૂપે ભળીએ. ૫૦ ૪
તુજ જીવને જીવવું પ્યારૂં, પલપલ પ્રભુ તને સંભારૂં. ૫૦
પ્રભુરૂપ થૈને જીવન ધરીએ, પ્રભુમાં રહીને સંચરીએ. ૫૦ ૫
પરમ પ્રેમે તુજને મળીએ, મોહ વિભાવને પરિહરીએ. ૫૦
બુદ્ધિસાગર ગુણ વરીએ, આતમ પ્રભુરૂપ થૈ ઠરીએ. ૫૦ ૬

---

## કેશરીયાનાથ સ્તવન.

( કેશરીયા થાશું પ્રીત લગીરે સાચા ભાવશું-એ રાગ. )

કેશરીયા જિનવર !! વંદુ સ્તવું નમું ભાવથી;
પ્રભુ વ્હાલા લાગ્યા મુક્તિદાયક ગુણદાવથી.
મેવાડે ધૂલેવા નગરે ત્રણ ભુવન ધણી ગાજે;
તુજસમ કોઇ ન જગમાં દૂજો, અનંતશકિત છાજેરે કેશરીયા૦ ૧
અઢાર દોષ રહી તીર્થંકર, પાંત્રીશ ગુણમય વાણી;
ચોત્રીશ અતિશયવંત પ્રભુજી, લોકાલોકના જ્ઞાનીરે. કેશરીયા૦ ૨
સર્વદેશના સંઘો આવે, લળી લળી વંદે ભાવે;
જાગંતો કલિયુગમાં તું છે, સર્વ લોક તુજ ગાવેરે. કેશરીયા૦ ૩
સર્વ દેવ દેવીઓ ઇન્દ્રો, નમે હાથ બે જોડી;
રાજારાણા તુજને માને, કરે ન કો તુજ હોડીરે. કેશરીયા૦ ૪
અજ્ઞાનીથી દૂર ઘણો તું, ભકતજ્ઞાનીની પાસે;
બુદ્ધિસાગર પરચો પાયો, પરખ્યો જ્ઞાન પ્રકાશેરે. કેશરીયા૦ ૫

મુ. પેથાપુર. ૧૯૮૧ માર્ગ૦ સુઃ ૧૦

---

## મહાવીર પ્રભુપ્રાર્થનાધ્યેય સ્તવન.

( શ્રી સંખેશ્વરા પાર્શ્વજિનવરા-એ રાગ. )

અર્હંપ્રભુસ્મરૂં, નમું વંદના કરૂં, તુજ ગુણોને પામવા પ્રવૃત્તિ આદરૂં.
આતમને પરમાતમ કરવા, આદર્શ તું છે ધ્યેય;
સર્વ શકિતયો પ્રગટ કરવા-માટે તું આદેય. અર્હં૦ ૧
મનવચ કાયા પવિત્ર કરવા, પરિહરવા સહુ પાપ;
મહાવીર જિનવર શરણ કર્યું તુજ, તું છે માને બાપ. અર્હં૦ ૨
દર્શનજ્ઞાન ચરણરૂપી નિજ, વરવા આત્મસ્વભાવ;
પલપલ સ્મરણ કરૂં ને વંદુ, છંડુ નક્કી વિભાવ. અર્હં૦ ૩
સાક્ષીભાવે નિજ ઉપયોગે, સ્વાધિકારથી કાજ;
કરીશ વ્યાવહારિક ધાર્મિક સહુ, પામવું તારૂં રાજ્ય. અર્હં૦ ૪

દેવગુરૂને ધર્મની શ્રદ્ધા-સમકિતને ચારિત્ર;
તુજ ઉપદેશમયી સહુશાસ્ત્રો, માનું સત્યપવિત્ર. અર્હં૦ ૫
જૈનધર્મમાટે સહુ સ્વાર્પણ, કરી તુજમાં અર્પાઉં;
ધર્મકાર્ય આવશ્યક કરીને, આત્મશુદ્ધિ પાઉં. અર્હં૦ ૬
નિન્દુગર્હુ આસ્રવકર્મો, શરણુ કર્યું તુજ દેવ;
બુદ્ધિસાગર જગદુદ્ધારક, વીર ! કરૂં તુજ સેવ. અર્હં૦ ૭

મુ. પેથાપુર.

---

## શ્રી મહાવીરપ્રભુ પ્રાર્થના.

### ( સ્તવન. )

### ( રાગ ઉપરનો )

મહાવીર તારજો, પાપ વારજો, અરિહંતછો જિનેશ્વર, મને ઉગારજો;
દુર્ગુણ દુર્વ્યસનોને પાપો, દુરાચાર કરો દૂર;
દુષ્ટવાસના વિષને ટાળો, દિલમાં રહો હજૂર. મહાવીર૦ ૧
કુમતિકાપો સન્મતિ આપો, ટાળો કામવિકાર;
સર્વજાતનાં દુઃખો ટાળો, કરો કર્મ સંહાર. મહાવીર૦ ૨
તુજ સેવા ભક્તિરૂપ થાઓ !, મુજ આચાર વિચાર;
મનવાણી કાયા તુજ ભક્તિ,-રૂપ બન્યો નિર્ધાર. મહાવીર૦ ૩
જગજીવોમાં સુખને શાન્તિ, વાધો મંગલમાલ;
જગતારક તુજ શરણે આવ્યા, સર્વ જીવને પાળ. મહાવીર૦ ૪
ઑઁઅર્હં મહાવીર જિનેશ્વર, પરમેશ્વર સુખકાર;
ઉદ્ધારો તારો મુજ વ્હાલા, તું છે સત્યાધાર. મહાવીર૦ ૫
પાપ ટળોને પુણ્ય ધર્મનાં-થાશો સારાં કાજ;
તુજવણુ બીજું કાંઇ ન ઇચ્છું, વિશ્વપતિ જિનરાજ. મહાવીર૦ ૬
તારી શ્રદ્ધા પ્રીતિધારી, તુજરૂપે થઉં સત્ય;
એવા ધર્મવિચારપ્રવાહે, કરૂં હું ધર્મનાં કૃત્ય. મહાવીર૦ ૭

આવો વ્હાલા ઇશ્વર સ્હાયે, સત્ય છે તુજ વિશ્વાસ;
બુદ્ધિસાગર પ્રભુ નમું હું, કરશો આત્મપ્રકાશ. મહાવીર૦ ૮

---

## "જૈન થવાની મહાવીર પ્રભુની આગળ પ્રતિજ્ઞા."

( સ્તવન. )

મહાવીર પ્રભુ તારો બન્યો છું ખરો જૈન, હવે ધરૂં નહીં દૈન્ય.
મહાવીર૦

દેવગુરૂ ને ધર્મની શ્રદ્ધા, સમકિત પામ્યો નવિન;
જૈનદશાથી જિનપદ પામીશ, ધારીશ શુદ્ધ ચૈતન્ય. મહાવીર૦ ૧
અનંત સદ્‌ગુણ શકિત ખીલવું, મરૂં ન મોહે દીન;
આતમ તે પરમાતમ હું છું, કરૂં દોષોસહુક્ષીણ. મહાવીર૦ ૨
ભક્ત શૂરો કર્મયોગ બનું હું, નામરૂપે નહીં લીન;
શુદ્ધોપયોગે તુજપ્રેમે રહું, જલમાંહી જેમ મીન. મહાવીર૦ ૩
સ્વાધિકારે કાર્યો કરૂં સહુ, બની સહુરીતે પ્રવીણ;
સંકટ વિપત્તિ પરિષહ દુઃખે, થઉ ન મનમાં ખિન્ન. મહાવીર૦ ૪
ધર્માવશ્યક કાર્યો કરૂં સહુ, માનું ન આતમહીન;
જૈનધર્મ સંઘસેવા સારૂં, ચારિત્રધરી બનું પીન. મહાવીર૦ ૫
જૈનશાસ્ત્રોનું જ્ઞાનકરૂં નિત્ય, તજું ન તુજ આકીન;
બુદ્ધિસાગર સત્ય પ્રતિજ્ઞા, જૈન બની કરી જિન !! મહાવીર૦ ૬

મુ. પેથાપુર.

---

## પ્રભુ મહાવીરદેવસ્તવનમ્.

( મારે દીવાળી થઇ આજ–એ રાગ ).

પ્રભુ મહાવીર વિભુ ભગવંત, તુજ લગની લાગી;
મારી ભાગી ભ્રમણા સર્વ, તુજ ભકિત જાગી. પ્રભુ૦
જગસહુ ખાધું વાર અનન્તી, તોયે ન મનડું ધરાયુંરે;
અસંખ્યદરિયા જલના પીધા, મનડું પ્યાસી રહાયું. તુજ. પ્રભુ૦ ૧

અનંતભવમાં વાર અનંતી, સ્પર્શ્યું સુંઘ્યું ખાધુંરે;
અનંત રૂપો દેખ્યાં સુણ્યું સહુ, મનડું તૃષ્ણાએ વાધ્યું. તુજ. પ્રભુ૦ ૨
વાર અનંતી કંચન કામિની,—રાજ્યાદિક પદ પામ્યોરે;
ત્હોયે ન તેથી શાંતિ જરા થઇ, રાગ રોષ નહીં વામ્યો. તુજ. પ્રભુ૦ ૩
અનંતદેહે અનંતીવારે, અનંત ભવ ભટકાયોરે;
શસ્ત્રસત્તાથી ન નિર્ભય બનિયો, ભોગે સુખ નહીં પાયો.
તુજ. મહાવીર૦ ૪
સ્પર્શ રૂપાદિકમાં સુખ બુદ્ધે, ભોગવ્યા અનંત ભોગોરે;
ભોગમાં રોગને દુઃખ અનંતું, હર્ષને શોક વિયોગો. તુજ. પ્રભુ૦ ૫
ચિદાનંદ તુજરૂપ અનુભવે, જડ સુખવાંછા ટાળીરે;
તાલાવેલી તુજ સાથે લાગી, દિલમાં પ્રગટી દીવાળી. તુજ. પ્રભુ૦ ૬
આત્મસ્વરૂપે તું જ હું એકજ, જડની માયા વિસારીરે;
મહાવીર તુજરૂપમાં મસ્તાનો, પ્યારોને હું પ્યારી. તુજ. પ્રભુ૦ ૭
સમકિત ચારિત્રયોગે પ્રભુપદ,–મળતાં ન વાર લગારીરે;
બુદ્ધિસાગરૂ પ્રભુ મહાવીર, ચિદાનંદ જયકારી. તુજ. પ્રભુ૦ ૮

મુ. પેથાપુર.

---

## મહાવીર સ્તવનમ.

### ( પ્રભુ મહાવીર દેવભક્ત જૈનકર્તવ્ય. )

( વિમલા નવ કરશો ઉચ્ચાટ–એ રાગ. )

પ્રભુ મહાવીર જિનેશ્વર તુજ સેવા ભક્તિ કરૂંરે;
સમકિત ધારી વ્રત તપ સંયમ ગુણને આદરૂંરે. પ્રભુ૦
જૈન ધર્મ જગમાં ફેલાવું, જૈન શાસ્ત્રમાં શ્રદ્ધા લાવું;
સુગુરૂ જ્ઞાનિમુનિ સંઘ સેવામાં મરવું ખરૂંરે. પ્રભુ૦ ૧
સર્વ જીવોનાં દુઃખ હઠાવું, યથા શક્તિ શુભ ભાવના ભાવું;
આતમ શુદ્ધિ કરવા સર્વકષાયો સંહરૂંરે. પ્રભુ૦ ૨

મિથ્યા અવિરતિ યોગકષાયો, આઠ કર્મનો જે સંમુદાયો;
તેને જીતવા જૈન બનીને જગમાં સંચરૂંરે. પ્રભુ૦ ૩
શક્તિયોથી શત્રુ જીતી, જૈન બનું એ શ્રદ્ધા પ્રીતિ;
જિનપદ આતમમાં પ્રગટાવું સાધ્ય એ દિલવરૂંરે. પ્રભુ૦ ૪
ભીતિ ખેદને દીનતા ત્યાગું, સુખ દુ:ખમાં સમભાવે જાગું;
શુભાશુભ કર્મોમાં-સમભાવે રહું નિશ્ચય કરૂંરે. પ્રભુ૦ ૫
જૈનધર્મ રક્ષાર્થે મરવું, વિધર્મી વૈરિનું હિત કરવું;
પલપલ મોહશયતાનના ફંદે ફસુ નહીં પ્રભુ સ્મરૂંરે. પ્રભુ૦ ૬
જૈનપણાની ફર્જ બજાવું, મોહશયતાનને મારી હઠાવું;
બુદ્ધિસાગર આતમ મહાવીર, શુદ્ધદશા ધરૂંરે. પ્રભુ૦ ૭

મુ. પેથાપુર.

---

## શ્રી મહાવીર સ્તવન.

( રાગ ઉપરનો. )

વ્હાલાવીર જિનેશ્વર તાહારૂં શરણું મેં કર્યુંરે;
જડમાં સુખની ઇચ્છા કામ તજી તુજપદ સ્મર્યુંરે. વ્હાલા૦
રાગરોષને જીતીશ જ્ઞાને, કામવિકારો જીતીશ ધ્યાને;
ચિદાનંદ આત્મસ્વરૂપે થાવા તુજમાં મન ધર્યુંરે. વ્હાલા૦ ૧
તુજમાં જીવી મોહને મારૂં, ક્ષણ પણ આયુ એળે ન હારૂં;
ત્હારા જેવા થાવા જૈનપણું અંગીકર્યુંરે. વ્હાલા૦ ૨
આતમને પરમાતમ કરવા, મોહના સર્વ વિચારો હરવા;
વ્હાલા તુજમાં મારૂં મનડું એ માટે ઠર્યુંરે. વ્હાલા૦ ૩
મનને મારી તુજથી મળવું, ઝળહળ જ્યોતે સ્વભાવે ભળવું;
પ્રભુજી પૂર્ણાનંદને વરવા તુજપદ આદર્યુંરે. વ્હાલા૦ ૪
દુર્ગુણ ટાળું સદ્‌ગુણ ધારૂં, સર્વ વાસનાને સંહારૂં;
બુદ્ધિસાગર મહાવીર,-પરમેશ્વરમાં મન ધર્યુંરે. વ્હાલા૦ ૫

મુ. પેથાપુર.

## પ્રભુ પ્રેમતાન.

( મહીયારીરે મહીનું મૂલ બતાવો. એ રાગ. )

પરમેશ્વરરે મહાવીર પ્રભુ જયકારી, તુજ પ્રીતિ લાગી ઘટ ભારી.
તારૂં જેવું સ્વરૂપ તેવું મારૂંરે,–જ્ઞાનાનન્દ સ્વરૂપ એક સારૂંરે,
જડાનંદ થકી છે ન્યારૂંરે, બ્રહ્મ સત્તા એક છે ભાળુંરે;
તાલાવેલીરે એક સ્વરૂપે લાગી, એક તાને થયો પ્રભુ રાગી. પ૦ ૧
ચિદાનંદ અસંખ્યપ્રદેશીરે, નિર્મોહી ન રાગી ન દ્વેષીરે;
જ્ઞાનાનન્દેરે નિજ સ્વરૂપ પ્રવેશી, મળ્યા મનમોહન બ્રહ્મદેશી. પ૦ ૨
ચિદાનન્દ પ્રગટ પ્રભુ પાયોરે, અનુભવે હૃદય પરખાયોરે;
તુજ રસથીરે ઇન્દ્રિય મન રસ ટળિયા, જ્ઞાનાનન્દ સ્વરૂપે મળિયા.
પરમેશ્વરરે૦ ૩

તારો મારો છે ધર્મ એકરે, ભેદાભેદને એકાનેકરે;
તું તે હું છુંરે હું છું તે તું પોતે, એકરૂપે ઝળહળ જ્યોતે. પ૦ ૪
જ્ઞાન દર્શન ચારિત્રરૂપીરે, સાપેક્ષાએ રૂપારૂપીરે;
શાતાશાતારે વેદની પુદ્ગલ ન્યારો, એક પરબ્રહ્મ તું પ્યારો.
પરમેશ્વરરે૦ ૫

જ્ઞાન દર્શન ચરણ વિલાસીરે, લોકાલોક અનંત પ્રકાશીરે;
સર્વમાંહીરે સર્વથકી તું ન્યારો, સર્વવિશ્વનો તું આધારો. પ૦ ૬
જગ થાળીમાં જ્ઞાન રવિ દીપેરે, કરૂં આરતી કર્મને જીપેરે;
અનુભવનોરે મંગલદીપ ઉચ્ચારૂં, તુજ વણ જગ નહીં કોઇ પ્યારૂં.
પરમેશ્વરરે૦ ૭

વિશ્વ દેવળમાં પ્રભુ દીઠારે, લાગ્યા પૂર્ણાનન્દી મીઠારે;
બુદ્ધિસાગરરે આતમ મહાવીર દેવા, આપોઆપ કરૂં પ્રભુ સેવા.
પરમેશ્વરરે૦ ૮

મુ. પ્રાંતિજ.

## પરમાત્મમહાવીરદેવ સ્તવન.

( મારે દિવાળીરે થૈ આજ પ્રભુ મુખ જોવાને.–એ રાગ. )

વ્હાલા વીર પ્રભુ ભગવંત, તુજ પ્રભુસું વંદુ;
ક્ષયોપશમ ઉપશમભાવે, પામી આનન્દુ. વ્હાલા૦
આસ્રવ છંડી સંવર મંડી, તુજ સાથે રઢ મંડીરે;
ષટ્ચક્રોમાં ધ્યાવા ધ્યાને, ટાળ્યો ગર્વ ઘમંડી.
તુજ૦ વ્હાલા૦ ૧

તનમનાટ તુજ પ્રભુમાં લાગ્યો, મહાવીર ભાવે જાગ્યોરે;
પ્રારબ્ધ ઔદાયિક ભાવમા સાક્ષી, તુજ લગનીએ લાગ્યો.
તુજ૦ વ્હાલા૦ ૨

હિંસા કરૂં નહીં જૂઠ ન બોલું, ચોરી મૈથુન ત્યાગ્યુંરે;
કામની વૃત્તિયોને ટાળું, મુજ મન તુજમાં લાગ્યું,
તુજ૦ વ્હાલા૦ ૩

મૂર્છા આસક્તિ મમતા છંડી, તુજરૂપે રંગાયોરે;
ક્રોધ માન માયા લોભ નિવારૂં, અંતર વીર જગાયો.
તુજ૦ વ્હાલા૦ ૪

તુ રૂપ થાવા નામરૂપને,–લોકની વાસના વારૂંરે;
વિષય વાસના વેગ નિવારૂં, પુદ્ગલ જાણ્યું ન્યારૂં.
તુજ૦ વ્હાલા૦ ૫

ચામડી રૂપ રંગમોહ નિવારૂં, સ્પર્શનો મોહ નિવાર્યોરે;
જડમાં સુખની બુદ્ધિ ટાળી, તુજને દિલમાં ધાર્યો.
તુજ૦ વ્હાલા૦ ૬

આતમ આનંદ રસના અનુભવે, પ્રગટી બ્રહ્મ ખુમારીરે;
જડ સુખ રસની ભ્રાન્તિ નાઠી, ગયો તુજપર સહુ વારી.
તુજ૦ વ્હાલા૦ ૭

ક્ષાયિકભાવે સિદ્ધતા વરવા, પલ પલ તુજ સંભારૂંરે;
શુદ્ધોપયોગની તાલાવેલી, લાગી હવે નહીં હારૂં.

તુજ૦ વ્હાલા૦ ૮

ષટ્કારકમય આતમ મહાવીર, ધ્યાન સમાધિએ મળિયારે;
બુદ્ધિસાગર આતમ ઉજાગર, જ્યોતે દિલ ઝળહળિયા.

તુજ૦ વ્હાલા૦ ૯

મુ. પ્રાંતિજ.

---

## શ્રી મહાવીરપ્રભુ સ્તવન.

( રાગ ઉપરનો. )

પ્રભુ મહાવીર જિન ભગવંત, તુજને અનુસરિયો.
કર્મ શત્રુને જીતવા કાજ,–તુજ પન્થે વળિયો. પ્રભુ૦

કર્મ નિકાચિત શુભાશુભ જે, ઉદયે આવ્યાં વેદુરે;
પૂર્વ કર્મ અણધાર્યાં પ્રગટે, ઉપયોગે વેદી છેદુ. તુજને૦ પ્રભુ૦ ૧

શુદ્ધાતમ નિજ ધર્મોપયોગી, થૈને જીવન ગાળુંરે;
સર્વ કષાયોને જ્ઞાને શમાવું, તુજરૂપે મનવાળું. તુજને૦ પ્રભુ૦ ૨

મોહ શયતાનના હાવ નિવારૂં, આતમસ્વરૂપ સંભારૂંરે;
સુખ દુ:ખમાં સમભાવને ધારૂં, હર્ષને શોક નિવારૂં.

તુજને૦ પ્રભુ૦ ૩

જેવું તુજરૂપ તેવું મુજ છે, કર્મનો ભેદ નિવારૂંરે;
તુજ સાથે જ્યોતિ જ્યોતે મળવા, ધ્યાન સમાધિ ધારૂં.

તુજને૦ પ્રભુ૦ ૪

સર્વ સંગમાં નિ:સંગી બનું, પ્રગટયા દોષ નિવારૂંરે;
ઔદયિકભાવથી ન્યારો આતમ, ચિદાનંદરૂપ મ્હારૂં.

તુજને૦ પ્રભુ૦ ૫

ક્ષયોપશમને ઉપશમભાવે, આત્મપ્રભુ પ્રગટાવ્યોરે;
ક્ષાયિકભાવે પ્રગટ થવાને, ઉત્સાહ ભાવને લાવ્યો.
તુજને૦ પ્રભુ૦ ૬

પ્રભુજી દીઠા મઝિયા મહાવીર, ક્ષાયિક મહાવીર થાશુંરે;
કર્મની સાથે યુદ્ધ કરંતાં, જયલક્ષ્મીને પાશું. તુજને૦ પ્રભુ૦ ૭

કર્મોદયમાં હર્ષ ન દીનતા, સુખ દુઃખ સહુ સમભાવેરે;
બુદ્ધિસાગર મહાવીર થાવા, વર્તુ આપ સ્વભાવે.
તુજને૦ પ્રભુ૦ ૮

મુ. પ્રાંતિજ.
૧૯૮૧ માઘ સુદિ ૯

---

## શ્રી મહાવીરપ્રભુ સ્તવન.

( શી કહું કથની મારી હો રાજ.–એ રાગ. )

મહાવીર તુજ પદ વરશું હો રાજ ! મહાવીર તુજ પદ વરશું–
ત્હારી પેઠે કર્મને હણવા, રાગને રોષ સંહરવા;
સંવર નિર્જરા ભાવને ધાર્યો, કરૂં ન જડ સુખ પરવા.
હો રાજ. મહા૦ ૧

ઉપશમ ક્ષયોપશમને ક્ષાયિક–ભાવે મહાવીર થાવું;
સર્વ કષાયોનો નાશ કરીને, જ્યોતિર્જ્યોતિ મિલાવું.
હો રાજ. મહા૦ ૨

શુભાશુભપણું જડમાં ના માનું, જડ સુખ બુદ્ધિ ન ધારૂં;
મનના સર્વ સંકલ્પ વિકલ્પો, વારૂં સ્મરણ કરૂં તારૂં.
હો રાજ. મહા૦ ૩

કોટિ દુઃખો પડે ત્હોયે પણ, દીનતા ધારૂં ન કયારે;
ઈન્દ્રની પદવી મળતાં ન હર્ષું, રહું સમ ઉપયોગ ધારે.
હો રાજ. મહા૦ ૪

આત્મમહાવીરરૂપ પ્રગટાવવા, આત્મસ્વભાવે રહેવું;
બુદ્ધિસાગર મહાવીરધ્યાથી, મહાવીરપદને લેવું.
હો રાજ. મહા૦ ૫

મુ. પ્રાંતિજ.

૧૯૮૧ માઘ સુદિ ૧૦

---

## પ્રભુ મહાવીર ભજ્યાથી પ્રગટતા ગુણો.

( આવો આવો યશોદાના કંત અમ ઘેર આવોરે–એ રાગ. )

મહાવીર ભજ્યાથી મોક્ષ, વિશ્વનો થાવેરે;
ભજો મહાવીર અજપાજાપ, દ્રવ્યને ભાવેરે. મહાવીર. ૧
આપ અસંખ્યપ્રદેશી સ્વરૂપ, પિંડમાં વ્યાપ્યારે;
વૈરાટે સહુ બ્રહ્માંડ, સમષ્ટિએ છાપ્યારે. મહાવીર. ૨
મ્હને વ્હાલા તમે ભગવાન્, સહુ પર્યાયીરે;
મ્હારા હૈડામાં આપ હજૂર, વિરાજો સવાઇરે. મહાવીર. ૩
શ્વાસોશ્વાસે તમારો જાપ, પાપને ટાળેરે;
ભૂલ્યાને માર્ગ બતાવી,–તુમ પદ વાળેરે. મહાવીર. ૪
આપ રક્ષણ કરતા દેવ, છો પ્રતિપાળરે;
ભક્તોના દિલમાં વાસ, છો રખવાળરે. મહાવીર. ૫
વીર સમર્યાં પાપ અનન્ત, ક્ષણમાં જાવેરે;
મ્હને આશરો તાહ્યરો એક, અન્ય ન ભાવેરે. મહાવીર. ૬
કરે હરિહર તાહ્યરી સેવ, દેવ ને દેવી રે;
ખાતાં પીતાં હરતાં યાદ, આવે છે સેવીરે. મહાવીર. ૭
મ્હારી રાખો મહાવીર લાજ, કાજ સુધારોરે;
ષટ્ ચક્રોમાં તું એક, પ્રગટયો પ્યારોરે. મહાવીર. ૮

જ્યાં ત્યાં ધ્યાવું ત્યાંહિ તુંહિ તુંહિ, સ્હામો સુહાતોરે;
કરી દર્શન ત્હારાં દેવ, સુખ બહુ પાતોરે. મહાવીર. ૯
વીર નામ સમો નહીં જાપ, જગમાં દીઠોરે;
મ્હને લાગે છે દિલમાંહી, સર્વથી મીઠોરે. મહાવીર. ૧૦
અરિહંત પ્રભુ મહાવીર, લય તવ લાગીરે;
મ્હારી કાયામાં રહેનાર, થયો હું સૌભાગીરે. મહાવીર. ૧૧
એક રૂપે મળી ભગવાન, તુજમાં સમાયોરે;
બુદ્ધિસાગર મહાવીર દેવ, આત્મ સુહાયોરે. મહાવીર. ૧૨

---

## મહાવીર પ્રભુનો આશ્રય.

( મન મંદિરે આવોરે, કહું એક વાતલડી-એ રાગ. )

મન મંદિર વસિયારે, મહાવીર જયકારી;
વર્ધમાન જિનેશ્વરરે, સદા મુજ ઉપકારી. મન૦ ૧
સર્વદર્શન શોધ્યાંરે, ભમ્યો જગ બહુ ઠામે;
મહાવીર મળતાંરે, ઠરી બેઠો હામે. મન૦ ૨
દેવદેવીઓ દીઠાંરે, નહીં કોઈ વીર તોલે;
મનમસ્ત બન્યોછુંરે, પ્રભુ અમૃત બોલે. મન૦ ૩
દુનિયાની ન પરવારે, નથી વપુની મમતા;
મહાવીરના શરણેરે, હૃદય પ્રગટી સમતા. મન૦ ૪
મ્હારા મનમાં તનમાંરે, મહાવીર જિનભરિયા;
બાહ્ય આન્તર જ્યોતેરે, મહાવીર છો દરિયા. મન૦ ૫
જગજીવન સ્વામીરે, મળ્યા એક વિશ્રામી;
ઇચ્છું પ્રીચ્છું ન બીજુંરે, અનંતા છો નામી. મન૦ ૬
હાથ ઝાલ્યો તમારોરે, વર્યા મેં નિર્ધારી;
તવધર્મ સ્વીકાર્યોરે, નિશ્ચય નિર્ધારી. મન૦ ૭

ઘાતોઘાત રંગાણીરે, મહાવીર તુજ પ્રેમે;
દેહભાન ન રહેતુંરે, રહ્યો એક તુજ નેમે. મન૦ ૮
નહીં પુદ્ગલ ઇચ્છારે, હૃદય મુજ તું વસિયો;
પૂર્ણ શુદ્ધોપયોગીરે, કે નિરખી ઉલ્લસિયો. મન૦ ૯
હવે રહિયો ન ભેદરે, અભેદે રહ્યો પ્રેમે;
ભવમુક્તિમાં સમતારે, સદા આતમ ક્ષેમે. મન૦ ૧૦
તમવણ નહીં બીજુંરે, દૃષ્ટિથી દેખાતું;
પરબ્રહ્મ પરાતમરે, પ્રભુરૂપ પરખાતું મન૦ ૧૧
હવે ઉઘાડું બોલુંરે, રહ્યું નહીં કો છાનું;
પૂર્ણ પ્રેમથી પરખ્યારે, પડયું તુજથી પાનું. મન૦ ૧૨
વીરવીર જપંતાંરે, રહ્યો તુજ ગુણ ગાતો;
માગવાનું ન રહિયુંરે, સગો તુજથી નાતો. મન૦ ૧૩
મન દેહના ફેરારે, નથી તુજમાં ભળતાં;
નથી ભયને આસક્તિરે, મહાવીરથી મળતાં. મન૦ ૧૪
એક અનેક રૂપેરે, ચિદાનંદ છો પ્યારા;
બુદ્ધિસાગર બળિયારે, આનન્દ આધારા. મન૦ ૧૫

---

## મહાવીર પ્રભુનું સગપણ.

( ચાલો સખી સિદ્ધાચળ જઇએ.—એ રાગ. )

સગપણ મહાવીરનું સાચું, બાકી જગતમાં સહુ કાચું. સગપણ.
પ્રભુ મહાવીર ધણી મારા, મનવાણી કાયાથી નિર્ધાર્યા. સગપણ. ૧
જૈનધર્મ મહારંગ પ્રગટાવી, દુનિયાને જ્ઞાને સમજાવી. સગપણ.
દુનિયામાં વીર પ્રભુ દીઠા, મ્હને લાગ્યા હૃદયમાં બહુ મીઠા.
સગપણ. ૨

પ્રભુ મહાવીર છો મારી આંખો, ત્રિશલાનંદન મારી પાંખો.
સગપણ.
મારા આત્મા તણા છો વનમાલી, પ્રીત બાંધી ન છૂટે ગુણશાલી.
સગપણ. ૩
તન ધન મન સહુ તુજપર વાર્યું, ત્હારૂં તેજ હૃદયમાં મ્હેં ભાળ્યું.
સગપણ.
સહુ વાતે સહાયક છો દેવા, મ્હને વ્હાલી તમારી ગુણ સેવા.
સગપણ. ૪
મ્હારી વ્હાર કરોછો અણુધારી, જાઉં પૂર્ણ તમારી બલિહારી.
સગપણ.
હું તો માગું ન માગણની પેઠે, હું તો રીઝું ન પુદ્ગલની એઠે.
સગપણ. ૫
જેહ માગે તે આત્મ ન કહેવાતો, માગે માગણ ભેદપણું પાતો.
સગપણ.
તવ જ્યોતમાં પ્રેમ થકી મળીયો, હું તો હેતે જ્યોતે ઝળહળિયો.
સગપણ. ૬
વીર વીર જપંતાં જગ તરતું, મન ચિંતવ્યું કારજ સહુ સરતું.
સગપણ.
વીર વિના નહીં જગમાં કોઇ, જોયું આતમ અનુભવથી જોઈ.
સગપણ. ૭
મનમાં નહીં વીર વિના બીજું, મહાવીર જાપથી બહુ રીઝું.
સગપણ.
મુજ પ્રવૃત્તિ તવ પૂજા થાશો, મુજ ચિંતન સેવા સોહાશો.
સગપણ. ૮
કરૂં ચિંતવું ને જે જે બોલું, વીર સેવા આતમથી તોલું.
સગપણ.

થયું થાય છે ને જે જે થાશે, હિત માટે સમજ્યું ને સમજાશે.
સગપણ. ૯

વર્યો વીર પ્રભુ સાચા વ્હાલે, જેહ ભિન્ન થતા નહીં કે કાલે.
સગપણ.

દિલમાં ઝળહળ જ્યોતે મ્હાલે, જ્યોતિ જ્યોતે મળી જગ અજવાળે.
સગપણ. ૧૦

નાત જાત મ્હેં તુજ માટે ત્યાગી, થયો સ્વાર્પણ કરી ત્હારો રાગી.
સગપણ.

બુદ્ધિસાગર ઘટ આતમરામી, પરમેશ્વર વિભુ અન્તર્યામી.
સગપણ. ૧૧

---

## પ્રભુ મહાવીર.

( મુનિવર સંયમમાં રમતા–એ રાગ. )

હૃદયમાં વીર પ્રભુ વસજો, પાપ કર્મ સઘળાં ખસજો, હૃદયમાં
સુખ દુ:ખમાં વીરની યાદી, મનમાં ન બનશો ઉન્માદી;
માગું પ્રભુ એહ પરસાદી. હૃદયમાં. ૧

વીર વીરમય સહુ દેખું, બીજું સઘળું ઉવેખું;
ગણું નિજ આતમ વીર લેખું. હૃદયમાં. ૨

વીર વીર નહીં ભૂલાશો, પૂર્ણ થશો હર્ષોલ્લાસો;
કાયમ રહો વીર વિશ્વાસો. હૃદયમાં. ૩

તવ જાપો જીવ્હા જપશો, મનડું તવ તપને તપશો;
આતમ વીર વિના ખપ શ્યો ? હૃદયમાં ૪

વીરાર્પણ સઘળું હોશો, વીરપ્રભુ સન્મુખ જોશો;
ક્ષણુ પણુ દૂર નહીં હોશો. હૃદયમાં. ૫

મ્હને પ્રભુ તુજ લાગી માયા, તુજને સોંપી મુજ કાયા;
જ્યાં ત્યાં વીર હો મુજ છાયા. હૃદયમાં. ૬

અંધકાર દૂરે ટાળો, પ્રકાશમાં મુજ આતમવાળો;
સદા પ્રિયતમ તું મુજ વ્હાલો. હૃદયમાં ૭

તુજ શક્તિ અપરંપારા, પરમબ્રહ્મ તું છે. મ્હારા;
અન્તર બાહ્યથી આધારા. હૃદયમાં. ૮

તુજમાં લયલીન થઇ જાવું, એક પ્રભો તું મન લાવું;
ક્ષણ ક્ષણ ગુણ ત્હારા ગાવું. હૃદયમાં ૯

ભીડ સમે વ્હારે આવો, શક્તિ અનંતી પ્રગટાવો;
વીરપ્રભુ પ્રીતિ લાવો. હૃદયમાં ૧૦

પ્રદેશો પ્રદેશે વસનારા, શુદ્ધાતમ ગુણ આધારા.
બુદ્ધિસાગર ઘટ પ્યારા. હૃદયમાં. ૧૧

---

## શ્રી વીરકુમારનું હાલરડું.

( માતા ત્રિશલા ઝૂલાવે પુત્ર પારણે.-એ રાગ. ).

વારી જાઉ વ્હાલા વીરકુમારને વારણે,
ગાઉ વીર પ્રભુનું હાલરડું હરખાઇ;
મારી આંખો પાંખો વ્હાલો હૈયું હેતનું,
મારી સઘળી આશા જીવંતી જગ થાઇ. વારી. ૧

ઝૂલો પારણિયામાં વર્ધમાન જિન બાલુડા,
ગાઉ ગીત તમારાં મીઠાં રસ ભરપૂર;
હાલો હાલો હાલો હાલો નંદન વીરને,
રૂડું ઝળકે ત્રણ્ય ભુવનમાં સઘળે નૂર. વારી. ૨

કોટિ શશીને ભાનુ દેવ કરે તુજ આરતી,
કરતા મંગલ દીવા દેવીઓ નરનાર;
દર્શન કરવા આવે સુરપતિ નરપતિ વ્હાલથી,
વર્ષે આંગણિએ મણિકંચનના ભંડાર. વારી. ૩

ધન ધન વૈદેહી જગજીવન રાજકુમારને,
ઝળકે અંગો અંગે પરબ્રહ્મનું તેજ;
ત્હારી લીલા સઘળી પરમેશ્વર શકિત ભરી,
મેં તો જાણ્યાં તીર્થંકરનાં લક્ષણ સહેજ. વારી. ૪

મારી કૂખે જન્મ્યો જગજીવન જગનો ધણી,
તેથી ત્રણ્ય ભુવનમાં બની ઘણી પ્રખ્યાત;
મારા હૈયામાં ઉછળતા સુખના સાગરો,
હું તો કહેવાણી તીર્થંકરની જગ માત. વારી. ૫

કોટિ રવિ શશી તારા તુજ આંખોમાં શોભતા,
તારા હૈયામાંહિ પૃથ્વી સર્વ સમાઈ;
અગ્નિ વાયુ નભ તુજ હૃદયે ગિરિવર પાદમાં,
સાગર ઉરમાં તારી સ્તુતિ વેદે ગાઇ. વારી. ૬

સઘળી જ્ઞાનસૃષ્ટિ તવ આતમમાં વિલસી રહી,
પ્રગટયા જગમાં કરવા જૈનધર્મ ઉદ્ધાર;
લંછન સિંહતણું સમજાવે પૂર્ણ પરાક્રમી,
હું તો પામું નહીં તુજ ગુણ કલાનો પાર. વારી. ૭

તારો મહિમા ગાવા વિશ્વ સકલ જીવી રહ્યું,
લક્ષણ બાહ્ય અભ્યંતર સહસ્ર લક્ષ કરોડ;
નંદન આનંદામૃત ઉંઘે ઘટમાં ઉંઘતા,
રૂપે ત્હારા જેવી મળે ન જગમાં જોડ. વારી. ૮

મારાં અનેક ભવનાં તપ કીધાં આ ભવ ફળ્યાં,
પ્રભુની માતા થાવા મળિયો શુભ અવતાર;
મારા સર્વ મનોરથ પૂરા આ ભવમાં થયા,
પ્રભુની માતા ભકતાણી થૈ જગજયકાર. વારી. ૯

આવે ઇન્દ્રાણીઓ તુજને રમાડે હેતથી,
દર્શન કરીને થાતાં તુજમાંહી લયલીન;

મારા દિલડામાંહી ઝગમગ જ્યોતે ઝળહળે,
વ્હાલા નંદન તું છો તીર્થંકર મહાજિન. વારી. ૧૦

ગાવે ત્રિશલા માતા વીરકુમારનું હાલરૂં,
સુણતા વર્ધમાનજી ત્રિશલા માતા બોલ;
ઉછળે પારણીયામાં પગ અંગુઠો ધાવતા,
કરતા આનંદમય ચેષ્ટાના બહુ કલ્લોલ. વારી. ૧૧

વ્હાલો વ્હાલો વ્હાલો ત્રણ્ય ભુવનના નાથને,
ભાષા વૈખરી વાણી વિશ્વગુરૂને ગાઉં;
બુદ્ધિસાગર ભાસે પરાપશ્યંતીમાં વિભુ,
ઝાંખી પામી હાલરડું ગાઇ હરખાઉં. વારી. ૧૨

---

## શ્રી મહાવીર જન્મ જયંતી ગીત.

( માતા ત્રિશલા ઝૂલાવે પુત્ર પારણે-એ રાગ. ).

આજે મહાવીર જન્મ્યા જગમાં આનંદ આપવા,
કોટિ ચંદ્ર સૂરજની ઝળકી જગમાં જ્યોત;
પ્રગટ્યો ત્રણ ભુવનમાં આનંદમય ઉદ્યોત,
વિરમ્યા જડવાદી પાપી પંડિત ખદ્યોત. આ. ૧

જગમાં સાત્વિક આનંદના વાયા શુભ વાયરા,
પામ્યા નારકીઓ પણ મનમાંહિ આનંદ;
રૂડા આનંદના વરસ્યા બહુલા શુભ મેહુલા,
ભારત ઉલ્લસ્યું હરખે પાપ પલાયાં મંદ. આ. ૨

રૂડી સર્વ દિશાઓ આનંદ ઓઘે નીતરે,
ઠસો ઠસ દેવ દેવીથી ભરીયું બહુ આકાશ;
ઇંદ્રો ગાવે હરખે ને નાચે ઇંદ્રાણીઓ,
ચાંદા તેજે ભાસે રૂપાસમ આવાસ. આ. ૩

ગ્રહો ને લોકપાલ સહુ ગાવે વીરનાં ગીતડાં,
વિશ્વોદ્ધારક પ્રભુનો જાણીને અહેવાલ;
પ્રભુને મેરૂપર ન્હવરાવે સુરપાત ભાવથી,
રૂડી ભારત ઘરઘર પ્રગટી મંગલમાલ. આ. ૪

બ્રાહ્મણ જાતિ હરખી બ્રાહ્મણ બીજ દ્વિજત્વથી,
હરખ્યા ક્ષત્રિયો સહુ ક્ષત્રી ઘર અવતાર;
ક્ષત્રીકુંડનગરમાં મંગળ વાજાં વાગીયાં,
ન્હાનાં મોટાં સહુને આનંદનો નહિ પાર. આ. ૫

પ્રેમે આનંદના શ્વાસો લે ભારત ગાજીને,
શાંતિ આનંદના ઉશ્વાસો લે નરનાર;
હરખ્યાં ત્રિશલામાતાને સિદ્ધારથ રાજવી,
હરખ્યા જોષીઓ જાણી ભારત ઉદ્ધાર. આ. ૬

રાજા વૈશાલી ચેટક મનમાં આનંદિયા,
ઘરઘર આનંદ ઉત્સવ વર્તે જયજયકાર;
આખા ભારત દેશે ઘરઘર પુત્ર વધામણાં,
પ્રગટયો જગદ્‌ગુરૂ પ્રભુ મહાવીરનો અવતાર. આ. ૭

ત્રેવાશ તીર્થંકર ભાષિત ચોવિશમા જીનપતિ,
આજે પ્રકટયા જાણી સૌને થયો નિર્ધાર;
માળે બેસી કરતાં કલ્લોલો સહુ પંખીઓ,
કરતાં આનંદના નાદો તેમ પશુઓ સાર. આ. ૮

સઘળે પ્રસિદ્ધ થઇ તેરસ મહાવીરના જન્મથી,
જગમાં મહાવીર તેરસ ઘેરઘેર ગવાય;
સોનું રત્ન અને રૂપા હીરાના પારણે,
વીરને ઝૂલાવે ત્રિશલા માતા સુખદાય. આ ૯

ત્રિશલા બોલે મારી કૂખે આવ્યા ધર્મોદ્ધારક રાજવી,
તેથી સતીઓમાંહી થઈ પ્રથમ શિરતાજ;

મ્હારી કૂખે આવ્યા ધર્મોદ્ધારક રાજવી,
રાખી ભારતજનની ધર્મ તણી શુભ લાજ. આ. ૧૦

પ્રભુની જમણી જાંઘે લંછન સિંહનું શોભતું,
પ્રભુજી સિંહની પેઠે કરો પરાક્રમ બેશ;
દયાના ઉપદેશે નિર્દયતા ટાળી વિશ્વથી,
ટાળો નરનારી પશુ પંખીના સહુ કલેશ. આ. ૧૧

વીરજીન એક હજાર ને લક્ષણ આઠે શોભતા,
તેથી જાણ્યા ચોવીસમા મોટા જીનરાજ;
કેશીકુમાર મુખથી ત્રિશલા જાણી ગાવતી,
રૂડાં હાલરડાનાં ગીતો ગુણ શિરતાજ. આ. ૧૨

જગમાં જોર પ્રકટતું જ્યારે હિંસા પાપનું,
કરતાં નરનારીઓ ત્રાહિ ત્રાહિ પોકાર;
જગમાં જુલ્મ ઘણા ને અંધકાર અજ્ઞાનનો,
ત્યારે તીર્થંકરનો જન્મ થાય નિર્ધાર. આ. ૧૩

ભારત આર્ય દેશમાં સોના સૂરજ ઉગીયો,
આજે જાગ્યું ભારત સર્વ દેશ ગુરૂરાજ;
સાથે જન્મ્યા કેઈક ગણધર આદિ ઋષિયો,
જન્મ્યા દેવી જીવો કરવા સંગે સાજ. આ. ૧૪

રૂડું ભારતનું તપ ફળ્યું જીનેશ્વર જન્મથી,
કરવા સર્વ વેદનો સાચો અર્થ પ્રકાશ;
જન્મ્યા જાણ્યા ઇંદ્રાદિકના વચને ભારતે,
પામ્યા ઋષિ તપસ્વી યોગીયો ઉલ્લાસ. આ. ૧૫

બંદીખાનેથી છોડયા સઘળા બંદિજનો,
ભારત દેશ નગરમાં ઉત્સવ બહુલા થાય;
નગરમાં નાટારભો ઠેર ઠેર થાતા ઘણા,
અમરાપુર સમુ ક્ષત્રીકુંડ સુખ ઉભરાય. આ. ૧૬

પ્રભુને જોવા આવે દેવદેવી નરનારીઓ,
જોષી જોગીઓ સહુ જોવા આવે દોડી;
વરસે સિદ્ધારથ ઘર કંચનની ખૂબ કોડીઓ,
પ્રભુની જગમાં જોતાં મળે ન બીજી જોડ,
વીરના તેજથકી કોઈ કરે ન જગમાં હોડ— આ. ૧૭

પ્રભુજી તીર્થ સ્થાપશે સમવસરણમાં બેસીને,
કરશે કેવલજ્ઞાને સત્ય ધર્મ ઉપદેશ;
ગણધર દ્વાદશાંગી ગુંથીને ધર્મ વધારશે,
જેથી ટળશે આધિ વ્યાધિના સહુ કલેશ. આ. ૧૮

મહાવીર ભારત ઘર ઘર જ્ઞાનાગ્નિ પ્રગટાવશે,
કરશે દુર્ગુણોનો બોધથકી સંહાર;
સર્વે આર્યો એક સ્વરૂપી થઈને ચાલશે,
રાજા રંક સકલને સરખા હક નિર્ધાર. આ. ૧૯

સર્વે આર્યો દુઃખ બંધનને છેદી નાખશે,
ઊંચા નીચાનો રહેશે નહીં મન અહંકાર;
સહુનો ન્યાય થશે સમભાવપણે જગ સારીખો,
ટળશે હિંસા યજ્ઞો તથા મનુજ સંહાર. આ. ૨૦

થાશે પ્રજાસંઘનાં રાજ્ય અને સુનીતિઓ,
રક્તથી ખરડાશે નહીં સર્વ પ્રજાનો સંઘ;
રાજા રૈયત સર્વે આત્મરૂપથી એક થઇ,
કરશે પરસપરસ સાહાય્ય ધરી મન રંગ. આ. ૨૧

પ્રભુજી આત્મજ્ઞાનથી બ્રાહ્મણ મુખ્ય કહાવશે,
ક્ષત્રી બનીને કરશે સર્વ કર્મ સંહાર;
જગતમાં ધર્મ શૂરાનો ક્ષાત્રપણાથી જણાવશે,
અંતર વૈશ્ય બનીને કરશે ગુણ વ્યાપાર. આ. ૨૨

કેવલજ્ઞાની બનીને સેવા સહુની સારશે,
ગામોગામ કરીને પાદ થકી વિહાર;
સેવા ધર્મતણો ફેલાવો કરશે વિશ્વમાં,
ચતુર્વિધ સંઘ બનાવી કરશે જગ ઉદ્ધાર. આ. ૨૩

સાચી ભક્તિ સાચાં કર્મો જ્ઞાને જણાવશે,
વિચારો આચારોમાં થાશે બહુ ઉદાર;
દયાનો ફેલાવો કરશે ભારતમાં ભાવથી,
ઘરોઘર પંખીઓ માળા કરશે નિર્ધાર. આ. ૨૪

જીતી રાગદ્વેષને દુનિયા કરશે નિર્મલી,
આર્યો જૈનો જિનને અનુસરશે દિનરાત;
બ્રાહ્મણ આત્મજ્ઞાનીઓ બનીને વિશ્વ જગાવશે,
નવલું રૂડું પ્રગટ્યું ભારતનું પરભાત. આ. ૨૫

ચારે વર્ણો રૂઢિબંધન ખોટાં ત્યાગશે,
ઘરોઘર આત્મજ્ઞાનનાં પ્રગટાશે બહુ સૂત્ર;
સાચા વ્યવહારો વર્તાશે સાચી નીતિથી,
જ્ઞાનીયો યોગી થાશે ભારત માતા પુત્ર. આ. ૨૬

ઘરોઘર બ્રહ્મ ભાવના યજ્ઞો શુભ પ્રગટાવશે,
જિનજી ચોવીશમો મહાવીરતણો અવતાર;
ભાખે ભવિષ્ય કેશી ઇંદ્રો ને બહુ ઋષિયો,
એવું સુણીને હરખ્યાં ભારતનાં નરનાર. આ. ૨૭

જયંતી વીરપ્રભુની ઊઝવે સુરનર નારીયો,
વર્ત્યો ત્રણભુવનમાં જન મનમાં આનંદ;
પ્રગટયો સાત્વિક આનંદ માય ન લોકાલોકમાં,
નાઠા મોહરાયના સબળા સઘળા ફંદ. આ. ૨૮

ચૈતર તેરસ મહાવીર જન્મ જયંતી ઉઝવી,
સુરપતિ ઇંદ્રાણીઓ નંદીશ્વરમાં જાય,

માંડે અઠ્ઠાઈ મહોત્સવ ત્યાં ભાવે ભાવના,
ત્યાંથી દેવલોકમાં પહોંચીને હરખાય. આ. ૨૯

ક્ષત્રીકુંડ નગરમાં દશ દિન ઉત્સવ માંડિયો,
પ્રભુનાં મંદિરોમાં પૂજાઓ બહુ થાય;
જમણો જમતાં સર્વે જાતિ નર ને નારીઓ;
દેવાં દેશતણાં નહિં રહેતાં માંહોમાંહ્ય. આ. ૩૦

આજે વીરપ્રભુની જન્મ જયંતી ઉઝવી,
સફળો જન્મ થયો ને ફળી હૃદયની આશ;
ભારત બ્રહ્મજ્ઞાનથી ગુરૂ બની સહુ દેશનો,
દેશે સ્વતંત્રતા ને આત્મિક જ્ઞાન પ્રકાશ. આ. ૩૧

ગાયકવાડી રાજ્યે નગર પાદરા શોભતું,
જયંતી વીર પ્રભુની કીધી હર્ષોલ્લાસ;
સંવત્ ઓગણિશ પંચોત્તરની રૂડી શાલમાં,
ગાવે બુદ્ધિસાગરસૂરિ જ્ઞાનપ્રકાશ. આ. ૩૨

---

## શ્રી મહાવીર પ્રભુનું પારણું.

ત્રિશલા માતાનું ગાન. શ્રી મહાવીરપ્રભુનું હાલરડું.

વ્હાલો વ્હાલો હૃદયનો પ્રાણ, મહાવીર બાલુડો;
મારૂં સર્વ મનોરથ સ્થાન, મહાવીર બાલુડો.

આંખલડી અણીયાળી અમૂલી, જોતાં તૃપ્તિ ન થાતીરે;
નાચે નચાવે આંખ ઇસારે, નિર્મલ નેહે સોહાતી. મહા.

બ્રહ્મતેજ આંખે ઉભરાતું, પ્રિયજનો ઝટ પરખેરે;
આંખ ઉલાળે વિશ્વ ઉલાળે, સહુ હરખાવી હરખે. મહા. ૧

કારમાં નયણાં લોકોત્તર ત્યાં, કાલજડાંને કોરેરે;
નાજુક નાનું નાક મજાનું, ઉભરે આનન્દ છોળે. મહા. ૨

દાડમકળી સમ દાંતની પંકિત, હંસ પંક્તિ ઝટ* જીતે રે;
ઉપમાલાયક કોઈ ન જગમાં, અનુભવ રીત પ્રતીતે. મહા., ૩
હસતાં પુષ્પ ખરે જ્યમ મોતિ, હાસ્ય મધુરૂં સુહાતું રે;
સર્વ બ્રહ્માંડોની સહુ લીલા, કરતું દીલ જણાતું. મહા. ૪
કાલજડું હરે કાલુ બોલી, કરે તન્મય મન ઠારી રે;
અદ્વૈત બ્રહ્મના મેળે ઝબોળે, પ્રેમોદધિ અવનારી. મહા. ૫
રકત કમલ અળતાનાં જેવાં, પુનિત પગલાં ભરતો રે;
ઠણુમણુ ચાલી વિશ્વ ડોલાવે, છાતીએ બાજી પડતો. મહા. ૬
ઉછળી આનંદઓઘ ઉછાળે, ખોળે પડી શુભ ખેલે રે;
અંગુઠો મુખમાંહી ચાવી, રમવા નવ નવ ગેલે. મહા. ૭
બાલપ્રભુ પારણીએ પોઢે, હાલરડે હુલરાવું રે;
પ્રભુના લક્ષણ પારણીયામાં, દીઠાં તે શું ? જણાવું. મહા. ૮
હાલો હાલો કરતાં હલાવે, ત્રણભુવનને પ્રેમે રે;
અકલ અલખ લીલામાં લચપચ, રહેતો જીવન ક્ષેમે. મહા. ૯
અનુભવ રમ્મત ગમ્મત કરતો, વિશ્વ જીવાડી એ જીવે રે;
ત્રણ ભુવન અધારૂં નાહું, પુત્ર પનોતા દીવે. મહા. ૧૦
વ્હાલ કરીને છાતી સરખો, ચાંપી આનંદ પામું રે;
બાહિર અંતર બાલ પ્રભુના, રૂપે જગ સહુ નામુ. મહા. ૧૧
પગ ઝાંઝરિએ જગ ચમકાવે, આંખ થકી આકર્ષે રે;
આનદ તેજે દેહ ભરેલી, પ્રેમ તેજે બહુ વર્ષે. મહા. ૧૨
ભૂમિ પડીને સામું જોતો, આંખ મીંચી કંઈ હસતો રે;
પાસે આવી ખોળામાંથી કળા કરીને ખસતો. મહા. ૧૩
ખીલે ખીલાવે ઝુલે ઝુલાવે, હસે હસાવે રમાવેરે;
બ્રહ્મરૂપ તન્મયતા માટે, લાડ કરે ને લડાવે. મહા. ૧૪
સખીઓ આવો બાલ પ્રભુને, હેત કરીને રમાડોરે;
જગજીવન જગનાથ જીવન મુજ, દેખો ને દિલ વ્હાલો. મહા. ૧૫

નવ નવ ચેતન ગુણે ખીલે, અનુભવ રસને ઝીલે રે;
જીવન શક્તિ અમીરસ ઢીલે, તેજ સમર્પ્યું રસીલે. મહા. ૧૬
અંગોઅંગે રોમેરોમે, આનન્દ હેલી વિલસે રે;
કામણગારી કાયા ઉજ્વલ, દેખંતાં દિલ ઉલસે. મહા. ૧૭
પ્રભુ બાલ મુજ ખોળે હુલાવું, તન્મય થઇ ઝટ જાવું રે;
મુખપર ઝરમર જ્યોતિ ઝળકે, વ્હાલ કરીને વધાવું. મહા. ૧૮
નાચે રાચે ધાવે પ્રેમે, મીંચી આંખ ઉઘાડે રે;
જોઇ રહે મુજ સામું ધાતાં, અદ્વૈત બ્રહ્મ જગાડે. મહા. ૧૯
વ્હાલ કરીને અંગે વળગે, ઝંપે નહીં ક્ષણવારરે;
વિશ્વાસીમાં સહુથી સાચો, શુદ્ધ સરલતા ધારે. મહા. ૨૦
કુદ્રતી શોભા સૌથી સારી, રવિ શશી વારી જાઉં રે;
બાલક રાજા આનંદ તાજા, ગુણ કેટલા હું ગાઉં. મહા. ૨૧
આત્મ પ્રતિબિંબ નિર્મલ ન્હાનું, મલકે મુખથી મઝાનું રે;
દિલથી દિલ પરખાવે નયને, મૌન રહી કહે છાનું. મહા. ૨૨
તૃપ્તિ ન પામું લાડ લડાવે, પ્રભુ ખેલે મુજ ખોળે રે;
જન્મ સફલ થયો પુણ્યોદયથી, આવે ન કો મુજ તોલે. મહા. ૨૩
અલંકારથી અંગ ઓપાવું, ઝભલાં સરસ પહેરાવું રે;
દિલ આંગણીએ બાલુડાને, લય લાવી પધરાવુ. મહા. ૨૪
બાલુડાના લાડના લ્હાવે, હરખી ધાતોધાતે રે;
પૂર્યા પૂર્ણ મનોરથ પ્રભુએ, જાય જીવન હરખાતે. મહા. ૨૫
કલ્પવૃક્ષ બીજ ચંદ્રની પેઠે, વધતો હર્ષ વધારે રે,
વૈરીને પણ વ્હાલો લાગે, ઘેલી બની અવતારે. મહા. ૨૬
બાલુડા પ્રભુ આગળ ગાતી, ગરબો નવ નવ ગાને રે;
પ્રભુમય ગાનો તાનો જણાતાં, મને સમજાવે સાને. મહા. ૨૭
બાલુડામાં સર્વે ભર્યું છે, બાકી રહ્યું નહીં કાંઈ રે;
સર્વ મનોરથ ફળીયા મારા, રહી કલ્પવૃક્ષની છાંહીં મહા ૨૮

જીવનમાં અમીરસ રેડાયો, પત્ની જીવન શુભ સિદ્ધયું રે;
કોટિ વર્ષતક નંદન જીવો, પ્રભુ ચુંખી અમૃત પીધું. મહા. ૨૯

રત્ન કુક્ષીને જનની શિરોમણિ, ત્રિશલા માત ગણાણી રે;
ત્રણ ભુવનમાં થઇ હું ચાવી, વિશ્વ વત્સલ બ્રહ્માણી. મહા. ૩૦

અંબાદેવી શક્તિ પુરાણી, નામ અનેકે ગવાઇરે;
દુનિયા શાંતિ શ્વાસ ગ્રહંતી, ઘરઘર કરતી વધાઈ. મહા. ૩૧

બાલા પ્રભુમાં દેવ દેવીઓ, પ્રિયપણું સહુ જોતીરે;
બુદ્ધિસાગર વારી જાઉં, પ્રભુને વધાવું મોતી. મહા. ૩૨

